ર્માર્તંડ વેદાંત ભટ્ટાચાર્ય પંડિત શ્રીગટ્ટુલાલજી સ્મારક.

અથ

# શ્રી આર્યધર્મસુધા.

પુસ્તક બીજું.



વ્યવસ્થાપક

શા૦ ઠાકોરદાસ કેશવરામ દલાલ.

મુંબાઈ "ઇંદુપ્રકાશ" સ્ટીમ પ્રેસમા છાપ્યુ.

ન્યોછાવર ૧ા રૂપીઓ.

# શ્રી આર્યધર્મસુધા પુસ્તક ૨ જું.

## વિષયાનુક્રમણિકા.

અંક પદ્ય.



ગદ્ય

## વધારો.

શ્રીહરિ

રત્નમાર્તંડ વેદાન્ત ભટ્ટાચાર્ય પંડિત શ્રી ગટ્ટૂલાલજી જીવનચરિત્ર.

## પ્રકરણ ૨ જું

# પિતૃવંશ.

(દોહરો)

" વંશતણી ટોચે ચઢી, બે શોભે ગુણવાન્,
દેવાલય ઉપર ધ્વજા, ને શૂરો મતિમાન " ॥ ૧ ॥

પંડિત શ્રી ગટ્ટૂલાલજી કયા વંશમાં જન્મ્યા છે. એનો વિચાર કરતાં પહેલાં વંશની ટોચ ઉપર ચઢનાર કોણ શોભે છે અને કોણ નથી શોભતો એનો વિચાર કરવો જોઇએ ઉપલા દોહરામાં કવિયે કહ્યું છે કે " વંશ " તો બધાનોજ હોય છે. આખી દુનિયા એપણ બ્રહ્માજીનો વંશજ છે પરંતુ બધામાં કંઇ બ્રહ્મદેવ જેવા ગુણો દેખાતા નથી ત્યારે તેના પૂર્વજનો કે વંશજનો વિચાર શાકામનો ? આના જવાબમાં કવિ ઉપલા દોહરામાં એક જડનો અને એક ચેતનનો એવા બે દાખલા આપે છે અને કહેછે કે વંશની ટોચ ઉપર ચઢવાથી બે ગુણવાનો શોભે છે ૧ દેવાલય ઉપર ધ્વજા (વાવટો). એ વંશ (વાંસ Bamboo) ની લાકડીની ટોચ ઉપર ગુણ (દોરી) વડે ચઢીને શોભે છે અને બીજો જે શૂરવીર અને બુદ્ધિમાન્ પુરુષ હોય, તે પણ સદ્ ગુણથી વંશની ટોચ ઉપર ચઢી શોભે છે અર્થાત્ ગમે તેવા ચક્રવર્તીના વંશમાં જન્મે તોપણ જેઓ બાયલા છે, શૂરવીર નથી તે અથવા તો ગમે તેવા ઇશ્વરના અવતારના વંશમાં જન્મે તથાપિ નિર્બુદ્ધ (મૂર્ખ) હોય, તેઓ પણ શોભતા નથી માટેજ એક કવિયે કહ્યું છે કે —

गुणा सर्वत्रपूज्यन्ते पितृवंशो निरर्थकः ।
वसुदेवं परित्यज्य वासुदेवं भजेज्जनः ॥

સર્વ સ્થળે ગુણોજ પૂજાય છે પિતૃવંશ તો નિરર્થક છે, કેમકે ભગવાન્ શ્રીકૃષ્ણ પરમાત્મા વસુદેવજીને ઘેર જન્મ્યા છે, તથાપિ તે વસુદેવજીને છોડીને જનો વસુદેવજીનાપુત્ર વાસુદેવને ભજે છે મતલબકે બધા ભગવાનને પણ તેના ગુણને લીધે ભજે છે માટે પિતૃવંશનો વિચાર શું કામ કરવો જોઇએ ? એ વિચાર કરવાનું કારણ એજ છેકે જેવો ગુણ પૂર્વજમાં હોય, તેનો થોડો ઘણોપણ અંશ વંશજમાં સ્વાભાવિકપણે ઉતરે છે તથાપિ કુસંગથી, અજ્ઞાનતાથી તથા અનાચારની પ્રબળ-

તાથી તે ગુણ ઢંકાઇ જાય છે આજે પણ જે જે સત્પુરુષો એમ સમજેછે કે હુમે બ્રહ્માના ખરા વંશજ છીએ, તેઓ બ્રહ્મ ( વેદ ) મા કહ્યા પ્રમાણે પોતાનુ બ્રહ્મકર્મ નિત્ય નિસ્સ્વાર્થે કર્યા જાય છે. તેઓ તેમા સુખ કે દુઃખ ગમે તે ફળ મળે તેની પરવા કરતા નથી જો એમ ન હોય તો આ જગત્‌મા કોણ જન્મમરણ ભોગવતુ નથી? તથાપિ તેમાથી પણ જેઓ ગુણવાન્ છે, તે જુદા દેખાઈ પડે છે જ્યા સુધી સૂર્ય કે ચદ્ર ઉગ્યા ન હોય, ત્યા સુધી તારાઓનુ તેજ ઝળહળે છે એક કવિ કહે છેકે —

स जातो येन जातेन याति वंशः समुन्नतिम् ।
परिवर्तिनि ससारे मृत को वा न जायते ॥

આ સસાર ચક્ર પરિવર્તનશાળી છે એ ચક્રમા કોણ મૂઓ નથી અથવા કોણ જન્મતો નથી? અર્થાત્ પ્રાણીમાત્ર જન્મમરણશાળી છે તથાપિ ખરો જન્મ્યો કોણ? કે જેના જન્મથી કરીને પોતાના વશની સારી રીતે ઉન્નતિ થાય, તેજ ખરો જન્મ્યો બાકી બધા તો જીવતાજ મરેલા જેવા જાણવા શ્રીમદ્ ભગવદ્ગીતામા ભગવાને પણ કહ્યુ છે કે —

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च
જન્મ્યાનો ધ્રુવ છે મૃત્યુ, મર્યાનો જન્મ છે ધ્રુવ. ૫
( સમશ્લોકીગીતા–પંડિત શ્રી ગટ્ટુલાલજી કૃત )

જે જન્મ્યો છે તેનુ મરણ નક્કીજ છે અને જે મૂઓ છે, તેનો જન્મપણ નક્કીજ છે અર્થાત્ જન્મમરણનુ ચક્ર તો આ સસારમા ચાલતુજ છે પરતુ લોકો નજરે જોતા છતા, એ વાતનો વિચાર કરતા નથી એજ એક આશ્ચર્ય છે ધર્મરાજાને યક્ષે અનેક પ્રશ્ન પૂછયા હતા, તેમા એ પણ એક પ્રશ્ન હતોકે, આશ્ચર્ય શુ છે? તેના જવાબમાં યુધિષ્ઠિરે કહ્યુ કે —

अहन्यहनि भूतानि गच्छन्ति च यमालयम् ।
शेषं स्थावरमिच्छन्ति किमाश्चर्यमतःपरम् ॥

દિન પ્રતિદિન ભૂતો ( જન તથા જનાવરો બેઉ જાતના પ્રાણીઓ ) યમપુરીમાં જાય છે. તથાપિ જેઓ બાકી રહે છે તેઓ સ્થિરતાને ઈચ્છે છે, અર્થાત્ અમે પણ આ રીતેજ કાળના કોળીઆ થવાના છીએ, એવો વિચાર કોઇને આવતો નથી એથી બીજુ તે શુ આશ્ચર્ય? પ્રતિદિનનો પ્રત્યક્ષ અનુભવ છતે મરણનો વિચાર કોઈ કરતુ નથી એજ મહદાશ્ચર્ય છે. આનો અર્થ એમ નહિ જાણવો કે આપણે તો હવે મરણશાળી છીયે, માટે કઈપણ કર્તવ્ય આપણે કરવાનુ નથી મરણશાળી છીએ માટેજ જે કઇ કર્તવ્ય છે, તે સત્વર કરી લેવુ એજ એમા અભિપ્રેત છે તેના ખુલાસા માટેજ હિતોપદેશમા કહ્યુ છેકે.—

* સહી.

अजरामरवत्प्राज्ञो विद्यामर्थं च चिन्तयेत् ।
गृहीतइव केशेषु मृत्युना धर्ममाचरेत् ॥

જ્યારે વિદ્યા ( ખરૂં જ્ઞાન ) અને અર્થ ( સંપત્તિ ) સંપાદન કરવાનું હોય, તે સમયે તો હું અજર છું ( ઘરડો થવાનો નથી ) અને અમર છું ( મરવાનો નથી ) એવો વિચાર રાખવો અને ધર્માચરણ કરવું હોય ત્યારે મૃત્યુએ આપણો કેશપાશ પકડ્યો છે, એ ક્રમે કરી છોડે તેમ નથી, એમ વિચારીને ધર્માચરણ કરવું તેથીજ કહ્યું છે કે **धर्मस्य त्वरिता गतिः** ધર્મમાં ઢીલ ન કરવી એવા વિચારવંત જે પુરુષો થયા છે તેઓ ધર્મવીર ( ધર્માચરણ કરવામાં શૂરવીર ) ગણાય છે અને તેમના વંશમાં ત્યારે તેવાજ પુત્રો જન્મે છે, ત્યારે તે વંશની સારી રીતે ઉન્નતિ થાય છે એવાનોજ જન્મ સફળ છે બાકી બધા ભૂમિપર ભારરૂપ છે તેઓ તો **मनुष्यरूपेण मृगाश्चरन्ति** ॥ અર્થાત્ તેવાઓને મનુષ્ય દેહધારી પશુઓજ જાણવા કેમકે " **विद्याविहीनः पशुः** " વિદ્યા વગરના પશુસમાન છે પરંતુ પંડિત શ્રી ગટૂલાલજીના પૂર્વજો મહાસમર્થ વિદ્વાન્ હતા અને તેવા પૂર્વજોના વંશજો પણ તેવાજ સુપાત્ર વિદ્વાનો થયા, તે કારણથી તેમના પૂર્વજોનો વિચાર આપણે કરીએ છીએ કેમકે એમનું કુલ અદ્યાપિ સુધી આચાર ભ્રષ્ટ થયું નથી તે કારણથીજ એમના કુલની કુલ મહત્તા કાયમ રહી છે કહ્યું છે કે —

अदृढं च हतं ज्ञानं प्रमादेन हतं श्रुतम् ।
संदिग्धो हि हतो मन्त्रो व्यग्रचित्तो हतो जपः ॥
अवैष्णवो हतो देशो हतं श्राद्धमपात्रकम् ।
हतमश्रोत्रिये दानमनाचारहतं कुलम् ॥

( પાદ્મે ભાગવત માહાત્મ્યે )

અસ્થિર જ્ઞાન નકામું છે, પ્રમાદથી કરેલું શાસ્ત્ર શ્રવણ પણ નકામું છે, સંદેહવાળો મંત્ર પણ નકામોજ છે, વ્યગ્રચિત્તે કરેલો જપ પણ નકામો છે, વૈષ્ણવ વગરનો દેશ પણ નકામો છે, અપાત્ર બ્રાહ્મણને બોલાવીને કરેલું શ્રાદ્ધ પણ નકામું છે, અશ્રોત્રિયને આપેલું દાન પણ નકામું છે અને અનાચારથી ભ્રષ્ટ થએલું કુલપણ નકામું છે માટે બ્રાહ્મણનો જે સદાચાર તે એમના મૂળ પુરુષથી પંડિત શ્રી ગટૂલાલજી પર્યંત નિર્દોષ રહેવાથી એમના પિતૃવંશનો વિચાર આવશ્યક છે.

આ વાતતો સુપ્રસિધ્ધ છે કે ધર્માચાર્યોના પ્રાકટ્ય માટે આ કલિયુગમાં દ્રવિડ દેશ જાણીતો છે અને શ્રીમદ્ વેદવ્યાસેપણ એવી ભવિષ્યવાણી શ્રીમદ્ ભાગવતમાં સ્પષ્ટ કથી છે —

कृतादिषु प्रजा राजन्कलाविच्छन्ति सम्भवम् ।
कलौ खलु भविष्यन्ति नारायणपरायणाः ॥
क्वचित्क्वचिन्महाराज द्रविडेषु च भूरिशः ॥ ३८ ॥
ताम्रपर्णी नदी यत्र कृतमाला पयस्विनी ।
कावेरी च महापुण्या प्रतीची च महानदी ॥ ३९ ॥
ये पिबन्ति जलं तासां मनुजा मनुजेश्वर ।
प्रायो भक्ता भविष्यन्ति वासुदेवेऽमलाशयाः ॥ ४० ॥

( શ્રીભાગવત સ્કંધ ૧૧ અ. ૫ )

હે રાજન ! સત્ય, ત્રેતા અને દ્વાપર યુગમાંહેલી પણ કેટલીક પ્રજા કલિયુગમાં પોતાનો જન્મ થાય એમ ઇચ્છા કરે છે. માટે કલિયુગમાં પણ નારાયણ પરાયણ ભક્તો જરૂર પ્રકટ થશે તેવા ખરા ભક્તો બીજા દેશોમાં કોઇ કોઇ સ્થળે થશે પરંતુ દ્રવિડ દેશમાં ઘણા થશે એ દ્રવિડ દેશ ક્યાં છે ? તે જણાવવા કહે છે કે જ્યાં આગળ **તામ્રપર્ણી, કૃતમાળા, પયસ્વિની** તેમજ મહાપવિત્ર **કાવેરી** તથા **પ્રતીચી** નામની મહાનદી છે. હે નરપતિ ! એ પાંચ નદીઓના નિર્મળ જળનું જે માણસો પાન કરશે, તેઓ ઘણા ખરા નિર્મળ અંતઃકરણવાળા ભગવાનના ભક્તો થશે આપણે પણ જાણીએ છીએ કે જે જે ધર્મપ્રવર્તક મોટા મોટા આચાર્યો આ દેશમાં થયા છે, તેઓ ઘણું કરીને એજ દ્રવિડ દેશમાં જન્મ્યા છે.

વૈષ્ણવ ધર્મના છેલ્લા આચાર્ય મહાપ્રભુ **શ્રીમદ્વલ્લભાચાર્યજી**ના પિતા પણ મૂળ ત્યાંનાજ હતા એ શ્રીમદ્ વલ્લભાચાર્યજી જ્યારે ઉત્તરમાં આવી વસ્યા, ત્યારે પોતાની જોડે કેટલાક પોતાના જ્ઞાતિબંધુઓને તેડી લાવ્યા હતા. તે જ્ઞાતિબાંધવોમાં પણ અગ્રગણ્ય વિદ્વાન શ્રીમાન **ગોવિંદભટ્ટ** હતા તેઓ તત્ત-વગના શાસ્ત્રના ઉપાધ્યાય હતા એ શ્રી ગોવિંદ ભટ્ટના વંશમાં આ ચરિત્ર નાયકનો જન્મ થયો છે એ (૧) **શ્રી ગોવિંદ ભટ્ટજી**ના, પુત્ર (૨) **શ્રી આલમાડ ભટ્ટજી**, જેમનો વિવાહ શ્રીમદ્ વલ્લભાચાર્યજીના દ્વિતીય પુત્ર **શ્રી વિઠ્ઠલનાથજી** ( ગુસાંઇજી ) ના ચોથા બેટીજી શ્રી દેવકા બેટીજી જોડે થયો હતો શ્રી આલમાડ ભટ્ટજીના પુત્ર (૩) **શ્રી કૃષ્ણરાયજી**, તેના (૪) **શ્રી નૃસિંહજી** તેના (૫) **શ્રી માધવજી**, તેના (૬) **શ્રી મધુસુદનજી**

એ શ્રી મધુસુદનજી સંબંધી એવી વાત કર્ણ પરંપરાથી સાંભળી છે કે, તેઓને તે વખતના તંજાઉર ( તાંજોર ) ના મહારાજાએ, પોતાને યજ્ઞ કર્મ કરવા સારૂ આમંત્રણ કર્યું હતું કે આપ હમારા પરંપરાગત કુલગુરુ છો, માટે આપજ પધારી આ યજ્ઞ કાર્ય પાર ઉતારો તે કારણથી તેઓ તાંજોર પધાર્યા

હતા અને મહારાજાની મરજી અને અધિકાર મુજબ યજ્ઞ કરાવ્યો હતો. તે યજ્ઞ પૂર્ણ થઇ રહ્યા, બાદ ગુરૂદક્ષિણા માગવાને રાજાએ તેમને વિનંતિ કરી. તેમણે કહ્યુ કે અમારા પૂર્વજોએ આપના પૂર્વજો પાસે ઘણુએ લીધુ છે હવે હું મારા પોતાના માટે રાજ પ્રતિગ્રહ કરવા ઇચ્છતો નથી તમારી ગુરૂદક્ષિણા દેવાની ઇચ્છા માત્ર જોઇ, હુ સંતુષ્ટ થયો છુ રાજાએ ઘણો આગ્રહ કર્યો, ત્યારે છેવટે એમ ઠર્યું કે આપને પોતાને માટે નહિ, તો જેવી આપની ઇચ્છા હોય, તે સત્કાર્યમા વાપરવા માટે પણ કંઇ દ્રવ્ય સ્વીકારવા કૃપા કરો ત્યારે શ્રી મધુસૂદનજીએ કહ્યુ કે મને યજ્ઞ કરવા માટે ત્રણ લાખ રૂપીઆ આપો મહારાજાએ તે રૂપીઆ આપ્યા, તથા તેઓને સુખરૂપ વ્રજભૂમિમા પહોચાડવાના માટે થોડુંક સૈન્યપણ જોડે આપવા માડ્યુ તેમણે કહ્યુ કે સેનાની કંઇ જરૂર નથી એ ઠાઠ તો રાજાઓને શોભે હમારૂ બ્રાહ્મણોનું તો શિલ ( સાદાઈ) એજ ભૂષણ છે રાજાએ કહ્યુ ઠાઠમાટ માટે આપતો નથી, પરતુ માર્ગમા ભય રહે છે, તેના રક્ષણ માટે સથવારે જોઇએ. શ્રી મધુસૂદનજીએ કહ્યુ અમારા બ્રાહ્મણોના રક્ષક અને નિરંતર યોગક્ષેમનું વહન કરનાર પ્રભુ નિરંતર અમારી જોડેજ રહે છે અમે કદાપિ કુબુદ્ધિથી તેમને છોડીએ, તોપણ તેઓ અમને કદી છોડતા નથી, માટે આપ નિર્ભય રહો અમે અભય છીએ રાજાએ જાણ્યુ કે આ સાત્વિક બ્રાહ્મણને હાલના જમાનાનુ ભાન દેખાતુ નથી તથાપિ જ્યારે એમની મરજી નથી ત્યારે આપણે એમને એકલા જવા દઇ, પાછળથી તેમની પરીક્ષા કરીશુ એમ વિચારી એમને માનપૂર્વક વિદાય કર્યા અને પછીથી પોતાના કેટલાક વિશ્વાસુ લશ્કરી અમલદારોને લુટારાઓના વેશમા તેમની પાછળ મોકલ્યા અને સૂચવ્યુ કે કોઇપણ એમને ઉપદ્રવ ન કરે, તેની સભાળ રાખજો અને જ્યા ભયંકર સ્થળ જણાય ત્યા આગળ તમેજ જઇને ગુરુજીનો બધો અસબાબ લૂટી લેજો, પરંતુ એમના અંગપર કંઇ પણ પ્રહાર ન કરતા બને તો એમને પણ પકડીને અહી પાછા લઈ આવજો પરતુ આ યોજના મે કરી છે, એવી તેમને જાણ થવા દેશો નહિ.

તે વેશધારી લૂટારાઓએ લાગ જોઈ તેમના તરફ બે ચાર તીરકામઠા જરા જરા દૂર પડે એમ ફેંક્યા શ્રી મધુસૂદનજી આથી ચોંક્યા સાવધ થયા અને સામે નજર કરતા લૂટારાઓ જણાયા એટલે તેમણે થોડુ જળ હાથમા લઈ મત્રભણી તેઓના તરફ ફેંક્યુ આ અસ્ત્રના જોરથી, તે લૂટારાઓના મુખીઓના શરીરપર છછ છિદ્રો પડ્યા અને તે જોઇ તેમણે ત્યાથી ભાગી જઇ રાજાને મળી બધી બીના નિવેદન કરી રાજા એ સાભળી ગભરાયો અને બીજા ત્રણ લાખ રૂપીઆ સાથે લઈ શ્રી મધુસૂદનજી પાસે આવી પગે પડ્યો અને સાચી વાત કહી દીધી કે મહારાજ ! મેજ આપની પરીક્ષા લેવા લૂટારા મોકલ્યા હતા એ મારો અપરાધ ક્ષમા કરો. અને આ બીજી ભેટ લાવ્યો છુ તેનો કૃપા કરી સ્વીકાર કરો તેમણે

કહ્યુ તમે રાજાલોકો દંડ લઇને નાણાથી અપરાધની ક્ષમા કરોછો, તેમ બ્રાહ્મણોથી થતુ નથી માટે મારે તારા પ્રથમના તથા આ બેઉ રૂપીઆ જોઇતા નથી તુ તારા છએ લાખ પાછા લઇજા. આથી રાજા ગભરાયો અને બહુજ દીનતાથી ક્ષમા કરવા વિનવ્યુ તથા રૂપીઆ લેવા કહ્યુ, ત્યારે માડમાડ તે વાત માની અને રાજાને માફી આપી પછી તેઓ **શ્રી કામવન** પોતાને મુકામે આવ્યા અને ત્યા મોટો સોમયાગ કરીને, એ રાજાના આપેલા છલાખ રૂપીઆ તેમા બધા ખર્ચી દીધા

( ૬ ) એ શ્રી મધુસૂદનજીના પુત્ર (૭) **શ્રી મદન ગોપાળજી**, તેના ( ૮ ) **શ્રી અનિરૂદ્ધજી**, તેના (૯) **શ્રી મુરલીધરજી**, તેના (૧૦) **શ્રી ગોપીનાથજી**, તેના ( ૧૧ ) **શ્રી ઘનશ્યામ ભટ્ટજી**, તેના ( ૧૨ ) **શ્રી ગોવર્ધન ઉર્ફે ભાનુદત્ત** અથવા **શ્રી ગટ્ટૂલાલજી** થયા. તથાપિ તેમના પિત્રાઇનો વેલો હજી વિદ્યમાન છે

( ૮ ) મા શ્રી અનિરૂદ્ધજીના, શ્રી વ્રજનાથજી તથા શ્રી રઘુનાથજી બે પુત્રો હતા તે શ્રી રઘુનાથજીના શ્રી પુરષોત્તમજી, તેના શ્રી બાલમુકુંદજી તથા શ્રી દામોદરજી, તેમાના શ્રી દામોદરજીના શ્રી રઘુનાથજી, તેના શ્રી દ્વારકાનાથજી અને તેના શ્રી દામોદરલાલજી ઉર્ફે મન્વાલાલજી જેઓ શ્રી ગિરિગિજવાળા ગોસ્વામિ શ્રી મદ્જી મહારાજના જમાઇ થાય તે શ્રી **મન્વાલાલજી**એજ આ ચરિત્ર નાયકની સર્વ ઉત્તરક્રિયા શ્રદ્ધાપૂર્વક કરી છે અને અદ્યાપિ પણ સાંવત્સરિક તથા મહાલયાદિ શ્રાદ્ધ કરે છે. આ તેમની વંશાવળી પણ એ શ્રી **મન્વાલાલજી**ના કહેવાથી અમારા જાણવામા આવી છે એ શ્રી દામોદર લાલજીને શ્રી અનિરૂદ્ધજી તથા શ્રી મધુસૂદનજી એ બે પુત્રો થયા. જેમાથી મોટા શ્રી અનિરૂદ્ધજીએ ગોલોક ગમન કર્યું છે. અને હાલ શ્રી મધુસૂદનજી આસરે ૧૦ વર્ષના છે

ઉપર જે પાચ મહાનદીઓ શ્રી ભાગવતમા જણાવી છે, તેમાહેલી મહાપવિત્ર કાવેરી નદી, હાલ તાંજોર આગળ વહે છે તે નદીએ ત્યાથી ૬ કોશપર પાચ વલય લેવાથી એના પાચપટ થયા છે તે કારણથી તે સ્થળને શ્રી પંચનદ તીર્થ કહે છે હાલ તે " તીરૂઆદિ " ના નામથી પણ ઓળખાય છે ત્યા એમના મૂળ પુરુષનો નિવાસ હતો, તે કારણથી તેઓ પંચનદ નિવાસી અર્થાત્ પંચનદી એ ઉપ નામથી ઓળખાય છે. અને પંડિત શ્રી એ પણ પોતાના અનેક ગ્રંથોના અંતમા એ વાત જણાવી છે જેમકે " વેદાંત ચિંતામણી " ની સમાપ્તિમા લખ્યુ છે કે —

य श्रीमद्व्रजवल्लभाभिधगुरो. स्पृष्ट कृपादृष्टिभि-<br>
र्वालयेऽस्तात्रिरिसिलाऽऽगमाश्चनिपुण ताताद्धनश्यामतः ।<br>
तूर्ण वर्णयते वहूनियुगपच्छ्रोत्रिष्ट वस्तूनि यो- ।<br>
नानाकाव्यनिवन्धकृत्ससमभूट्टोवर्धनाख्य. कवि ॥

पंचनदान्वय जनुषा तेनायेनापि सत्कृपैकदृशा ।
भूं दंशि दुर्गा शशि मितविक्रमवर्षेऽभ्यधायि पंचदशी ॥

इति श्रीमद्वेदव्यासविष्णुस्वामिमतपुण्डरीकमण्डनमार्तण्डश्रीमद्वल्लभाचार्यचरणाब्जचञ्चरीकचित्तेनमोक्षगुरुस्वमातामहगोस्वामिश्रीव्रजवल्लभचरणैकतानेन तैलङ्गवेल्लनाटीज्ञातीयतैत्तिरिशाखीयापस्तम्बवाधूलसगोत्रोद्भवपञ्चनद्युपनामकघनश्यामभट्टात्मजेन स्वपितृसकाशाल्लब्धविद्येन गोवर्द्धनाशुकविना कृते वेदान्तचिन्तामणौ साधनफलादिविवेको नाम पञ्चदश प्रकरण सपूर्णम् ॥

श्रीमद्वेदव्यास विष्णुस्वामी मतरूपी जे कमळ मंडळ तेनो विकाश करवामां सूर्य-समान श्रीमद्वल्लभाचार्यजी, तेना चरणकमळ चञ्चरीकमां चित्त राखनार अने मोक्ष-मंत्रोपदेशक गुरु अने पोताना मातामह एवा गोस्वामि श्री व्रजवल्लभजी ( श्री मगनलालजी महाराज जुनागढ वाळा ) ना चरणमां एकतान, तथा तैलंग वेल्लनाटी ज्ञातीना कृष्ण यजुर्वेदनी तैत्तरीय शाखाना आपस्तंब वाधुलस गोत्रमां जन्मेला पंचनदी उपनामक धनश्याम भट्टनापुत्र, जेमणे पोताना पिता पासे-थीज सर्व विद्यानुं ज्ञान मेळव्युं हतुं, ते शीघ्र कवि गोवर्धन कृत "साधनफलादि विवेक" नामक पंदरमुं प्रकरण संपूर्ण

आ इतिश्री वाचताज एमना पितृवंशना वेद, शाखा, गोत्र, उपनाम वगेरेनी आपणने स्पष्ट जाण थाय छे वळी "सहस्राक्ष" ना खंडनरूपे गोस्वामि श्री विठ्ठलनाथजी उर्फे श्री कन्हैयालालजी कोटावाळा एमणे "प्रभंजन" नामक ग्रंथ लख्यो हतो, ते उपर "मारुत शक्ति" नामनी टीका लखी छे तेनी प्रस्तावनामां पंडित श्रीना परम शिष्य शीघ्रकवि शास्त्रि श्यामजी वालजी ए एमना चरित्रनुं टूंक दिग्दर्शन नीचे मुजब कराव्युं छे —

अथ मारुतशक्तिग्रन्थनिर्माता गट्टुलालेतिनाम्ना प्रसिद्धस्तैलङ्गवेल्लनाटज्ञातीय पञ्चनद्युपाह्वो गोवर्धनशर्मा विक्रमार्कशकस्य विंशशततम्य (?) प्रथमवर्षे लब्धजन्मा सौराष्ट्र-देशे गिरिनार इति प्रसिद्धस्य रैवतकपर्वतस्योपत्यकावर्तिनि ( जूनागढ ) जीर्णदुर्गपुरे श्रीमद्वल्लभाचार्यवंश्यगोस्वामिश्रीव्रजवल्लभमहाराजस्य स्वमातामहस्य गृहे गतो गर्भा-ष्टमे वर्षे वैशाखवलक्षपक्षे पित्रोपनीयोपदिष्टसावित्रीक स्वमातामहादवाप्तसम्प्रदायदीक्ष स्वजन्मतो नवमे ( १९०९ ) वर्षे शीतलाख्यरोगेण हृतनयनद्वय स्वपितुः परिश्र-माद्देवाधीतवेदतदङ्गषड्दर्शनादिको दशमे ( १९१० ) मुम्बापुरे निवासमिच्छता स्व-तातेन सहागत्येह पुरे कृतसद्मा पश्चात्पितृदाऽसौ निजसदनेस्ववसुव्ययेन स्थापितविद्याल-क्ष्मीपाठशालो बहूनन्तेवासिनोऽध्यापितवान्ग्रन्थांश्च निर्मितवान् । अद्यापि स्वयं स्थापि-ताया विद्यालक्ष्मीपाठशालाया स्वतः परतश्चच्छात्रान्याचा(?)णि विद्यादानमध्यापयमानः स्वमातामहदत्त श्रीप्रभुचरणाब्जश्रीगिरिधरसेवित श्रीबालमुकुन्दाख्य भगवत्स्वरूपंवदि

च्छोपलब्धैरुपचारैः सेव्यमानोऽत्यल्पविभवोऽपि यथोपपत्तिप्रायसम्प्रदाय आवश्यकग्रन्था-निर्मिमाणो दैवोपस्थापितमर्त्य देवपित्र्यतिथ्यादिभ्यो यथासंभव विभज्य शेषमुपभुञ्जान " सन्तुष्टो यर्हि वर्तेत ब्राह्मणो येन केनचित् " इत्यादिशास्त्रमनुसृत्य आस्ते । अद्यापि तत्सदन महणवारणपट्टभिर्नटुभिः प्रौढैश्च साहित्यव्याकरणन्यायवेदान्तादिशास्त्रार्थकोला-हलेन मुखरीक्रियते ।

અને એજ ગ્રંથની સમાપ્તિમાં ગ્રંથકાર પણ લખે છે કે —

श्रीमद्बालमुकुन्दमिंदुवदनवृन्दावनानंदिनं वन्दे सुन्दरमेकमेव नपरानिंदामि वृन्दारकान् ॥ वर्त-तामचिरतनादिविपदोऽनन्ता अनन्तातलेऽमतुत्तेगणयन्तु मायमितरान्मूर्धाननन्तुक्षम ॥ १ ॥ स्थि-त्वा रैवतपर्वतस्य पुरतः श्रीजीर्णदुर्गे पुरे श्रीदामोदरकामदेवनविभूसेनमानान्सदा ॥ श्रीमद्दी-क्षितवंशमौक्तिकमणीनेकादशानन्वये स्वाचार्यान्व्रजवल्लभाभिधगुरुन्मातामहान्स्वान्भजे ॥ २ मदमापिवेदभागान्सागान्षड्दर्शनानि माम घ अध्यापितवान्दयया निजजनकृतभजे घनश्याम ॥ ३ ॥ कृष्णयजुश्शिदिवतरो सुमन श्लाघ्यास्ति तैत्तिरीशाखा तासेवतेमधुरवागापस्तम्बद्वि-जातिकुलम् ॥ ४ ॥ तत्रोद्भूतोमतिमानवाधूलसगोत्रवारिधेश्चन्द्र तैलंगवेल्लनाटीशाति-र्विद्वन्मभारत्नम् ॥ ५ ॥ य पचनत्रुपाहृषगोर्वीनाथागजोघनश्याम ॥ गोवर्द्धनाभिधो ध्वतत्सुनुस्तन्मुखाधिगतविद्यः ॥ ६ ॥ गर्भेशोस्वामिश्रीव्रजवल्लभतनुजयापतिरतया ॥ लाडोनाम्न्याहिमधृतोगट्टूलालपराभिख्य ॥ ७ ॥ मयाऽर्पितादु समयाभ्रजाल्र निरस्य दूरेबहुधान्यशास्त्र ॥ लोभजनेसाधयितुविरोपात्मभजनेमारुतशक्तिरेषा ॥ ८ ॥ वसुराम-नदचंदिरमितवर्षेविक्रमार्कशकगेऽसौ मार्गेकृष्णनवम्यांगुरौश्रीविट्ठलेशतनेपूर्णा ॥ ९ ॥ विस्ताराभिधाना विद्वत्सारप्रपानदम्भात ॥ विद्वोमाधवशक्त्याजनादवारणविचारधारणया ॥ १० ॥ अभ्राऽन्तोदितमार्तण्डप्रकाशानतम श्रमम् इत पर चिरंतमुदितमेप्रधोस्यति ॥ ११ ॥ सदाऽवलोचनयोर्विष्णु सारव्यापारकारक अदस्यसुदिनदर्शनदमार्तण्डमण्डन-म् ॥ ११ ॥ वेदानुयायिविमतप परभक्ति निष्ठाविश्रयामिचरणौपरिरक्षतम. ॥ उत्त-द्द्यागुणदशोन्यपरिश्रमभाअनवमादनतात्मानिगमगमम्यम् ॥ १२ ॥ अन्धीरस्वहानजक-रेणनलेगशत्तस्तहोस्तनिरिनमेवश्रेरे दरोषा ॥ भ्रान्त्यादयोजगतिमानुषबुद्धिधर्मा सर्वा-शतोनपरिहर्त्तुमभेचशक्या ॥ १३ ॥ सदानिरम्भश्रीमन्मुकुन्दचरणार्पित धामोदारोचि ताश्रीगोपालपुष्पाञ्जलिरयं नरः ॥ १४ ॥ इति श्रीमद्वेदव्यासविष्णुस्वामिमतपुण्डरीकसहस्रभट्ट नमार्तण्ड श्रीमद्वल्लभाचार्यचरणारविन्दचरीवरचिरंतनमो उगुरुगोस्वामिश्रीव्रजवल्लभचरणानुच रेणतैलंगज्ञातीयविद्वत्तल्लपचनव्युत्पन्न माघनश्यामभट्टात्मजेन वेदान्तचिन्तामण्याद्यनेकशा-स्त्रग्रंथनिर्माणविमर्शीचष्यादिविविधव्यग्रबोधिधाविनागोवर्धनाऽऽत्मजनिनाविरचि ताश्रीमज्जनपूर्वभागस्यमाहात्म्यशक्तिनाभूयोराधमासमगमन् ॥

આથી વિશેષ હકીગત હવે પછીના " માતૃવંશ " પ્રકરણથી માલમ પડશે.

શ્રી આર્યધર્મસુધા.

પુસ્તક ૨ જુ. સંવત ૧૯૬૨ મકર માસ અંક ૧ લો.

## પ્રભુપ્રાર્થના.

( મહીદીપછંદ, તાલદાદરાની ચાલ. )

જયજય કરૂણાનિધાન ગોવર્ધનધારી,
કૃપાકરી શરણ કરો વિનતિ આ અમારી ॥ જયજય૦ ॥
આર્યમાં અનાર્ય વૃત્તિ જે ફિરે નઠારી,
તે તમામ દૂર કરી દ્યો શુદ્ધિ સારી ॥ જયજય૦ ॥
આગમની જાગ સદા કરે છે ખુવારી,
ઉદ્યમ શુભ કઇ તે નિરખજો વિચારી ॥ જયજય૦ ॥
ગોકુળમાં રહી હેત ધરી ગાય ચારી,
આજ કેમ કૃષ્ણ કામધેનુ તે વિસારી ॥ જયજય ॥
શાસ્ત્રશૂર શસ્ત્રનાર ધર્મધુરંધારી,
આર્યલોક કરો અજનને ન ખોટ આણી ॥ જયજય ॥

નર્મદાશંકર શાસ્ત્રી

## વર્ષારંભ.

( દોહરા

વરસ વરસ જે સદ્‌ગુણ, મંગળ થશે અપાર,
સંપ જંપ જન આપજો, શ્રીહરિ સર્વાધાર.

( પંડિત શ્રીનંદલાલજી. )

કરૂણાકર કૃપાળુ પરમાત્માની દયા કરાવતી આ પત્રના બીજા વર્ષનો અતિ આનંદપૂર્વક પ્રારંભ કરીએ છીએ જેથી તેને પ્રથમ વર્ષના નિભાવ

અમને એક સદ્ગૃહસ્થે હામ આપી હતી, તેવીજ રીતે આ બીજા વર્ષ માટે પણ અમને હામી આપવામા આવી છે તથાપિ અમારી ઈચ્છા કોઈપણ એકને માથે બોજા રૂપથઇ પડવાની નથી ધર્મમા સર્વ મનુષ્યના સમાન હક છે, માટે સર્વ સનાતન આર્ય ધર્માભિમાની આસ્તિક સદ્ગૃહસ્થો ઓછામા ઓછી આ પત્રની એકેક પ્રતના ઘરાક થઈ, આ સ્વધર્મ પ્રચારના કાર્યને ઉત્તેજન આપશે, તથા પોતાના આપ્તવર્ગ તરફથી અપાવશે, એવી અમે આશા રાખીએ, તો તે કોઈપણ રીતે અનુચિત લેખાશે નહિ પછી તો " લાડી અને પાડીના નીવડે વખાણ "

તેમજ જે જે વિદ્વાન્ શાસ્ત્રીઓ, પૌરાણિકો, પંડિતો અને વિદ્યાવિનોદી લેખકોએ અમને પ્રથમવર્ષમા જેવી સહાયતા આપી છે, તેવીજ તેઓ આ વર્ષમા પણ આપતા રહેશે, એવી અમારી ખાત્રી છે

છેવટે અમને અમારૂં કર્તવ્ય બજાવવા માટે પૂરતા સાધનો પૂરા પાડનાર પરમાત્મા પાસે એજ અભ્યર્થના કરીએ છીએ કે દિન પ્રતિદિન અમોને આ કાર્ય યથાર્થ પાર ઉતારવા યોગ્ય સદ્બુદ્ધિ અને આત્મબળ આપો તથાસ્તુ

---

## પૌષમાસનું વર્ણન.

આ '**શ્રીઆર્યધર્મસુધા**' નો જન્મ ગયા વર્ષની શિશિર ઋતુમા એટલે પોષ **માસમા** થયેલો છે આ પાછી બીજીવાર શિશિરઋતુ આવી, જે અમારા '**શ્રીઆર્યધર્મસુધા**' ની પ્રથમ વર્ષગાઠ પણ ગણાય આર્ય લોકો વર્ષગાઠનો દિવસ એક ભારે ઉત્સવ તરીકે ગણી તેને ઉજમાળો બનાવવાને યથાશક્તિથી ગોઠવણ કરેછે તેવીજ રીતે અમે અમારા સુજ્ઞ વાચકવૃંદો સમક્ષ તેઓના મનોરંજનાર્થે તેમજ અમારા આ પત્રની વર્ષગાઠનો ઉત્સવ ઉજવવા માટે અમારા જન્મમાસનું કંઈક વર્ણન અત્રે આપીએ છીએ આ માસમા **સૂર્યનારાયણ** આજકાલના લોભીઆ લોકોની લીલાલઇ બેઠેલા માલમ પડેછે જુઓ! આજકાલ લોભીઆ લોકો સર્વ ધર્મકર્મ છોડી **ધનરાશી** + ને સેવ્યા કરે છે તો પણ **મકર** પદને છોડતા નથી એટલે સ્ત્રી પુત્રાદિ જે કાંઈપણ ખર્ચ કરવા ધારે તો તેઓની આગળ, આ કામ 'મ કર' એવુ પદ વાપર્યાવિના રહેતા નથી, તેમ સૂર્યનારાયણ પણ આ માસમાં ઘણા દિવસો સુધી **ધનરાશી** † સેવતા રહેછે, અને આખરે **મકર** પદને ‡ વળગેછે જેમ લોભીઆઓ પોતાના પૈસા પુત્ર વગેરેના

---

+ પૈસાના સગ્રહ † ધનરાશી ‡ મકર રાશી

ઉપયોગમાં પણ અગાઉર પડવા દેતા નથી, અને જો સસ્તે ઉપાયે વસ્તેર ( અગ્નિ ) પાસે વસતા ટાઢનું દુઃખ દૂર થતું હોય તો, પોતાના શરીર માટે પણ કપડાંનો ખરચ કરવા ધારતા નથી એટલે આવી રીતનો લોભ કરવાથી તે લોકો નિસ્તેજ થાય છે, તેમ સૂર્યનારાયણ પણ આજકાલ પોતાની ઉષ્ણતા રૂપ સંપત્તિને સંપૂર્ણ રીતે પ્રજાના ઉપયોગમાં આવવા દેતા નથી અને હાલ હાળાહળ હેમંત કાળમાં પણ પોતાના અંગને વસ્ત્રનો સંગ કરાવતા નથી કેવળ પૂર્વ-દક્ષિણ વચ્ચેના એક +ખુણામાં અગ્નિનો આશ્રય-ધરી દિવસો કાઢે છે આવા લોભના લક્ષણોથીજ તેઓનું તેજ મંદ થયું હોય એમ લાગે છે વળી આજકાલ એક તરફ તળાવોમાં કમળના ફૂલો પણ કરમાય છે તેમ બીજી તરફ ગેહેરોમાં પણ વિરહિજનોના મુખડા કરમાયછે રાત્રીને અંતે વૃક્ષોના પાત્રાઓમાંથી ઝાકળના મોતીઓ ખરે છે, તેમ બીજી તરફ ગરીબ પથિક લોકોની આંખોમાંથી આંસુઓ ઝરેછે તેમજ ઠંડા જળમાં નહાનારાઓના દાંતમાંહોમાંહે ભટકાઈને ખટખટે છે, તેનીજ રીતે એકજ ફાટેલા ચીંથરાને ચોતરફથી તાણતા ભીખારીઓના છોકરાં પરસ્પર અથડાઈને ચડભડેછે કારણ કે હાલના કાળ ( ઠંડી ) માં બેહાલ કંગાળ લોકો ટાઢથી સ્વશરીરના સંરક્ષણાર્થે કપડાને પછી તે ફાટેલું કાં ન હોય તો પણ તેને પરમેશ્વરની પેઠે પૂજેછે કોઈ એક ગરીબ કવિએ પોતાની હાલત સોચતા એક વખતે પોતાના ધોતીયાની સ્થિતિનો મુકાબલો પરમાત્માસાથે કરતાં કહ્યું છે કે —

आदिमध्यांतरहित दशाहीनं पुरातनम् ।
अद्वितीयमहं वंदे मद्वस्त्रसदृश हरिम् ॥

અર્થાત્ જેમ અનાદિ એવા પરાત્પર પરમેશ્વરના આદિ, મધ્ય ને અંત નથી તેમ મારા ધોતિયાના પણ આદિ, મધ્ય અને અંત જડતા નથી, એટલે આગલો છેડો તથા પાછલો છેડો ફાટી ગયો છે ને વચ્ચેથી પણ ફાટી ગયું છે જેમ પરમેશ્વરને સારી નરસી દશા હોતી નથી તેમ આ ધોતિયાને પણ 'દશા' એટલે કોર બિલકુલ નથી. જેમ પરમેશ્વર ઘણા પુરાતન છે તેમ આ મારૂં ધોતિયું પણ ઘણું પુરાતન (જૂનું) છે જેમ પરમેશ્વર અદ્વિતીય છે, તેમ મારૂં ધોતિયું પણ એકજ છે માટે મારા ધોતિયાની સમાન ઉપમાવાળા શ્રીહરિ ( પરમેશ્વર ) ને હું વંદન કરૂં છું

આ દૃષ્ટાંત ગરીબ લોકોની હાલની હાલતનો કંઈક પડછાયો પાડવા સારૂં અત્રે ટાંકવામાં આવ્યું છે આધુનિક શ્રીમાનોમાં જેઓ બાપ કમાઈથી લાડી, વાડી અને

---

+ પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેના ખૂણાને "અગ્નિકોણ" કહે છે સાં આ વખતે સૂર્ય હોય છે

ગાડીની મૌજ મારવામાં મસ્ગુલ થયેલા છે, તેઓ ગરીબોની સ્થિતિનુ અવલોકન કરવાની ઇચ્છા રાખતા નથી. એટલે તેઓને તેનો અનુભવ ક્યાથી મળે! ધર્મશાસ્ત્રમાં લક્ષ્મીનો ઉપયોગ બે રીતે કરવા કહ્યુ છે ૧ સ્વઉપભોગમા અને ૨ દાનમા. જો તેમ યથાક્રમ ન કરવામા આવે તો તેનો છેવટે નાશ થાય છે અર્થાત્ લક્ષ્મી ચળ હોવાથી બીજી જગ્યાએ જતી રહેછે માટે લક્ષ્મીનો ઉપયોગ યથાક્રમે કરવો જોઇએ આધુનિક સમયમા ઘણા શ્રીમાનો તો ફક્ત સ્વઉપભોગમાજ લક્ષ્મીનો યથાયોગ્ય ઉપયોગ કરવાનો હોય એમ સમજેછે, પણ તે ખરૂ નથી સ્વઉપભોગ પણ નિયમસર કરવો જોઇયે તેમ દાન પણ કરવુ જોઇયે. દાનથી લક્ષ્મી ઘટતી નથી, પરતુ પુણ્યપ્રભાવના જોરે કરીને તેમા વધારો થાય છે, તે આજના સ્વાર્થમય શિક્ષણથી વિભૂષિતોને ભાસતુ નથી એ શોચનીય છે. સ્વસુખના કાર્યમા ખરચાતી લક્ષ્મીનુ સુખ ક્ષણિક હોયછે, પણ દાનમા વપરાતી લક્ષ્મીનુ સુખ જોકે સાદી નજરે જોનારને ક્ષણિક આનદજનક લાગેછે, પણ તે અક્ષય ધામને પહોચાડનારૂ છે માટે સ્વસુખનીસાથે દાન પણ પાત્રાપાત્રનો વિચાર કરી જરૂર કરવુ જોઇએ છે કે જેથી આ મનુષ્ય જન્મ ધારણ કરવાનુ સાફલ્ય થઇ શકે શ્રીમાન્ લોકોના ઘરોમા જેમ ટાઢ ચડાવી રૂવાડા ઉભા કરનાર વાયુઓને અટકાવવામાટે દરવાજાપર રામોઠી તૈયાર રહેછે અને તે અત્યવશ્યપણુ છે, તેમ ટાઢ આપીને રૂવાડા ઉભા કરનાર શીતલ પવનને રોકવા માટે દરેક બારીઓમા આડા પડદાઓ પણ તૈયાર હોય છે વળી આ મોસમનુ વર્ણન પોતાની સ્ત્રીને કહેતા કવિ કાલિદાસે કહ્યુ છે કે —

पाण्डु भजती हिमजातशीते ।
सा धूयमाना सतत मरुद्भिः ॥
प्रिये प्रियगु प्रियविप्रयुक्ता ।
विपांडुतां याति विलासिनीव ॥

અર્થ·—હે પ્રિયે! ઓસથી થએલી ઘણી ઠડી પાકીને જરાએક પીળાશ પામેલી, નિરતર પવનોએ કપાવેલી, 'પ્રીયગુ' (રાગ) પોતાના પ્રિયથી વિયોગ પામેલી ઉત્તમ સ્ત્રીની પેઠે કાઇક ગોરી દેખાય છે ઉત્તમ સ્ત્રીને પણ પોતાના પતિના વિયોગ વખતે તેમ થાયછે અને તેથી શરીરની કાતિ જરા પીળી પડી જાયછે આમ કહેવામા કવિ કાલિદાસનો હેતુ પોષમાસની ઠડીનુ યથાનુભવ વર્ણન કરવામા સમાયલો દેખાયછે કારણ કે મનુષ્યશરીરમા જ્યારે ઠડીથી કપ થાયછે ત્યારે તે વખતે શરીરની કાતિ જરા પીળાશપર થઇ જાયછે પ્રિયપાઠકો! આવા વર્ણન રૂપી લેખ લખવામા મુખ્ય હેતુ એ છે કે હાલમા લોકોને કેવળ ધર્મ સબધી લેખોપર

અગાઉ રૂચિ લાગતી નથી, માટે જેમ નાના બાળકને કડવુ ઔષધ આપતા પહેલા સાકરની કણી આપવામા આવેછે, તેમ લોકોની વર્તણુંને અનુસરી ગદ્ય અથવા પદ્યના આકારમા લખાયલા લેખ મધ્યે ધર્મોપદેશ રૂપી ઔષધનો ઉપયોગ કરવો યથાનુકુળ લાગવાથી આ રસ્તો ગ્રહણ કરવામા આવ્યોછે આવા વર્ણનો તેમજ સરસ શ્લોકોથી લોકોના ચિત્તમા ચમત્કારની ચટકી ચઢવાથી, ચટપટ ખરાબ ખટપટને દૂર પટકી તેઓની બુદ્ધિ શ્રીહરિ ચરણમા અટકી રહો એવી પરમેશ્વર પરમાત્મા પ્રત્યે પ્રાર્થનાછે

---

## સ્ટાંડર્ડ ટાઇમ.

સ્ટાન્ડર્ડ એટલે ઠરાવિક અને ટાઇમ એટલે સમય અર્થાત્ ઠરાવિક સમય એમ સ્ટાંડર્ડ ટાઇમનો અર્થ થાયછે સમય એ એવી અદૃશ્ય વસ્તુ છે કે જેની હાજરી વગર મનુષ્ય પ્રાણી પોતાના ધાર્મિક, સાંસારિક અને વ્યાવહારિક કાર્યો નિયમિતપણે સરળતાથી પાર પાડી શકે નહીં તેથીજ સૃષ્ટિના નિયામકે મનુષ્યને સમય જાણવા માટે એક અનુપમ ઘડિયાળની બક્ષિસ કીધી છે જે સૂર્યના નામથી પ્રસિદ્ધ પણ છે તેના આધારે મનુષ્ય પ્રજા ઘટિકાયંત્ર બનાવી પોતાનાં ધામકાદિ સર્વ કાર્યો સરળતાથી કરતી આવી છે સમયનો સબધ સૂર્ય સાથેજ છે જો કે કોઇ કોઇ વાર નક્ષત્રો તથા ગ્રહોની ગતિને લીધે સૂર્યના ઉદયાસ્તમા થોડો ઘણો ફેરફાર થાય છે, પરંતુ મધ્યાહ્નકાળ એટલે બપોરના બાર વાગે તો સૂર્યનારાયણ મસ્તક પર એટલે મધ્યમા આવ્યા વગર રહેતા નથી

પ્રવૃત્તિપરાયણ પુરૂષો પણ એ કુદરતી ઘડિયાલને આધારેજ પોતાના કૃત્રિમ ઘડિયાલનો વખત રાખે છે, અને તે પ્રત્યક્ષ છે જો મધ્યાહ્ન સમયે સૂર્યનારાયણ બરાબર મસ્તકપર ન આવતા હોય અને તેમાં કાંઈ ફેરફાર થતો હોય તો પ્રવૃત્તિપરાયણ પુરૂષો પોતાની વેધશાળા (ઓબઝરવેટરી) ના કાળમાપકયત્રને સૂર્યનારાયણના આધાર પર રાખેજ નહિં આ પરથી એટલું તો સિદ્ધ થાય છે કે કૃત્રિમ ઘડિયાલમ દેખાતો સમય સૂર્યનારાયણ સાથેજ સબધ ધરાવે છે એટલે એ કૃત્રિમને ખરો રસ્તો દેખાડનાર સૂર્ય એજ ખરૂં કુદરતી ઘડિયાલ છે. એને આધારે ચાલતો વખત જે અસલ કુદરતી કહેવાય તેને તિલાંજલી આપી માજી હિંદી વાઇસરાયે એક મનસ્વી વખત ( Standard

time ) આ દેશની પ્રજાને માથે ઠોકી બેસાડયો છે એ ઘણુંજ
શોચનીય છે. કારણ કે એથી આર્યાવર્ત નિવાસીઓ પછી ભલે તે હિંદુ
હો, પારસી હો, વા મુસલમાન હો, પરંતુ તેઓનાં ધાર્મિક તેમજ
સાંસારિક કાર્યોમાં તેઓને આ કૃત્રિમ વખતથી અતિ અડચણ પડ્યા
વગર રહેશે નહિ અને તેવિષે નામદાર મુંબઈ સરકારને કરવામાં
આવેલી અરજીના જવાબમાં એ નામદાર કબૂલ પણ કરે છે કે થોડી
વખત અડચણ પડશે એ વાત ખરી છે સૃષ્ટિપર દરેક સ્થળે કાંઈ એકી
વખતે સૂર્યનો ઉદયાસ્ત થતો નથી, તેથી દરેક સ્થળના સમયમાં
ફેરફાર હોવોજ જોઈએ. પ્રવૃત્તિપરાયણ પુરુષોએ તો સમયને માટે કહ્યું
છે કે "Time is more valuable than money" અર્થાત્ વખત એ
પૈસા કરતાં વધુ કીમતી છે અને તેની પ્રવૃત્તિ નગરમાંજ ખરી કીંમત
છે. કુદરતના ખરા નિયમને હડસેલી મનસ્વી તરફથી ઉત્પન્ન થતાં
વિચારથી કાર્યાકાર્ય તરફ કંઈપણ લક્ષ આપ્યા વગર પાશ્ચાત્યવાસી
સત્તાધારીઓમાંના કેટલાક પોતાને અચૂક માનનારા ગમે તેવા સાહસ
કર્મો કરવા અચકતા નથી, તેનો દાખલો આ કૃત્રિમ સમય કે જે
"સ્ટેન્ડર્ડ ટાઈમ" ના નામથી ઓળખાય છે તેજ પૂરો પાડે છે લંડનની-
પાસે "ગ્રીનીચ" નામનું ગામડું છે કે જ્યાં અંગ્રેજ સરકારે એક વેધ-
શાળા ઉભી કરીછે. તે વેધશાળામાંથી નૉટિકલ એલમેનેક બહાર પડેછે.
તેના ટાઈમસાથે આ કુદરતી ટાઇમનો સંબંધ હોય એમ માલમ પડે
છે. પોતાને અચૂક માનનારા પાશ્ચાત્યવાસીઓનો દેશ જે યુરોપ આજે
સુધારા વધારામાં બધી રીતે આગળ વધેલોછે, છતાં એ દેશમાં પણ
તેઓ રેલ્વે, તાર, ટપાલ સિવાય અન્ય ખાતામાં એક સરખો ટાઈમ
રાખી શક્તા નથી, તો પછી આ આર્યાવર્ત જેવો દેશ કે જે ખરા સુધારા
વધારામાં પછાત પડેલો છે ત્યાં પ્રજાની મરજી વિરૂદ્ધ એક સરખો
ટાઈમ કેમ રાખી શકાય? મુંબઈના કુદરતી સમયમાં અને ગ્રીનીચના
સમયમાં ચાર કલાક ૨૧ મિનિટનો ફેર રાખવામાં આવેલો એટલા પરથી
સિદ્ધ થાય છે કે જ્યારે મુંબઈમાં સૂર્યનારાયણ મધ્યાહ્ન સમયે બરાબર
મસ્તકપર આવે છે ત્યારે ગ્રીનીચમાં ચાર વાગીને ૨૧ મિનિટ થઈ
હોય છે પરંતુ હાલના મનસ્વી ટાઇમમાં અને ગ્રીનીચના ટાઇમમાં પાંચ
કલાકનો ફરક રાખવામાં આવેલો છે આર્યાવર્ત વાસીઓને પોતાના
ધાર્મિક તેમજ સાંસારિક કાર્યો કરતી વખતે આ મનસ્વી ટાઈમ અને

કુદરતી ટાઇમનો ફરક શોધવાની હરપળે જરૂર પડશે તેથીજ આ મનસ્વી ટાઇમ બાબતમાં સરકાર પ્રજાને એમ સમજાવી લેવાની તજવીજ કરેછે કે વખતના વહેવાસાથ લોકોએ ગણત્રી કરવાથી, અસલ અને મનસ્વીનો તફાવત બરાબર સમજાશે, એટલે મનસ્વી ટાઇમમાથે તેઓ ટેવાઈ જશે લોકે એ વાત ખરી છે. પરંતુ ગણત્રી કરે કોણુ? એવો સ્વાભાવિક પ્રશ્ન એ પરથી ઉત્પન્ન થયા વગર રહેતો નથી. ખરી રીતે જોશો તો ગણત્રી કરવાનું કામ ભણેલા ગણેલાનું છે નહિ કે અભણનુ આ આર્યાવર્ત દેશના બધા લોક કઈ ભણેલા ગણેલા નથી. ખરૂં કહીએ તો કહેવાતા ભણેલાનો સમુદાય પણ સાગરના એક ટીપા સમાન છે તો પછી મોટો ભાગ જે અભણ છે, તેની સ્થિતિ આ મનસ્વી ટાઇમ મબધે કેવી થશે તેનો જો આજી હિંદી વાઇસરાયે વિચાર કીધો હોત, તો આવું ઉચ્છૃખલ કાર્ય કદીપણ કરતે નહિ. સમયનો અર્થ કાળ એમ થાય છે. આજે આર્યાવર્તવાસીઓ દરેક પ્રસંગે કાળને માથે દોષ મૂકતા જરાપણ અચકાતા નથી પરંતુ કાળ તો આર્યધર્મ શાસ્ત્રાનુસાર રાજાને આધીન હોયછે, તેથીજ કહ્યુછે કે "राजा कालस्य कारणं" અર્થાત્ રાજા પોતે કાળનું કારણ છે એટલે રાજા જેવો કાળ વર્તાવે તેવો કાળ વર્તે છે ખરી રીતે જોતાં તો પ્રજાના સુખદુ ખાદિ તેમજ અડચણ વગેરેનો ખરો જોખમદાર રાજાજ કહેવાય કેમકે તેના હાથમા કાલને પણ જોઇએ તેમ ફેરવી નાખવાની પોતાની સત્તા ઇશ્વરે આપેલી દેખાયછે

---

## સ્વધર્મ.

श्रेयान्स्वधर्मो विगुण: परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेय: परधर्मो भयावह ॥

( શ્રીમદ્ભગવત્ગીતા ૩, ૩૫ )

સ્વ એટલે પોતાનો અને ધર્મ એટલે કર્તવ્યની ધારણાનો આગ્રહ. જગમા માએ જે જે પ્રાણી અને પદાર્થો સર્જ્યા છે, તે સર્વમા દરેકને કઈ ધર્મ સ્વાભાવિકપણે રાખેલો છે હાલ આપણે જે વિચાર કરીએ છીએ તે કોઈ જડ પદાર્થો કે ચેતન જતુ કે જનાવરના ધર્મ માટે નહિ, પરતુ સર્વથી શ્રેષ્ઠ પ્રાણી જે મનુષ્ય તેના ધર્મનો વિચાર કરીએ છીએ. મનુષ્યના ધર્મમાં પણ સાધારણ અને વિશેષ એવા બે ભેદ હોય છે મનુષ્યના જે સાધારણ ધર્મ છે, તેમા સ્વ અને પર એવો ભેદ જડવો

અશક્ય છે. દાખલા તરીકે સત્ય, ક્ષમા, દયા, દાન, અસ્તેય, શૌચ વગેરે જે સામાન્ય ધર્મો છે, તે અમુકના **સ્વધર્મ** અને અમુકના **પરધર્મ** એમ કહી નહિ શકાય માત્ર તેની જેનામા અધિક્તા હોય, તે અધિક ધર્મિષ્ટ અને જેનામા ન્યૂનતા તે ઓછો ધર્મિષ્ટ કહેવાય. પરતુ જે વિશેષ ધર્મો છે, તેમા સ્વ અને પર એ ભેદ જણાય છે તે ભેદ પડવામા દેશ, કાલ અને પાત્રની અવસ્થા એ મુખ્ય કારણ દેખાય છે અને તે વિશેષ ધર્મો એકના બીજો પાળે તો, તેથી તેનુ અકલ્યાણ થાય અને જે પોત પોતાનો વિશેષ ધર્મ પાળે છે, તેથી તેનુ કલ્યાણ થાય છે એ વાતની અર્જુનને ઉદ્દેશીને આખા આર્યાવર્તના મનુષ્યોને પરમાત્મા શ્રીકૃષ્ણે ઉપલી આજ્ઞા કરી છે, અને તેને મનુષ્યોના ઉપકાર માટે શ્રીમદ્વેદવ્યાસે શ્રીમહાભારતમા સગ્રહિત કરી છે તે આજ્ઞા જો કે ચાતુર્વર્ણ્ય આર્યોને ઉદ્દેશીનેજ કરવામા આવી છે, તથાપિ તે ભગવદાજ્ઞા હોવાથી આર્ય અનાર્ય ઉભયને તે એકસરખી રીતે લાગુ પડે તેવી છે

ખરૂ કહીએ તો સામાન્ય ધર્મ આર્ય અને અનાર્યના જુદા નથી આર્ય તેને વિશેષતાથી શુદ્ધ હૃદયે પાળે છે અને અનાર્ય તેને સામાન્ય રીતે છતા શુદ્ધ હૃદયે પાળે છે જે હૃદયની શુદ્ધિ રહિત આચરણ તેની ધર્મમા ગણના કરવાનીજ નથી દાખલા તરીકે ભૂખ્યાને ભોજન આપવુ એ સામાન્ય ધર્મ છે અને જેના શુદ્ધ હૃદયમા દયાનો અકુર હોય તે આ સામાન્ય ધર્મ પાળેજ છે હવે જે અનાર્ય છે, તેની પાસે કોઇ જો ભૂખ્યો માણસ અભક્ષ્ય અન્નાદિ માગે તો તે પણ તેને આપવામા હરકત ગણશે નહિ પરતુ જે આર્ય છે તે ગમે તેવા ભૂખ્યાને પણ અભક્ષ્ય અન્નાદિ નહિ આપતા, જે ભક્ષ્ય અન્નાદિ છે, તેજ આપશે તેમા પણ જે વિશેષ સસ્કારી મનુષ્યો છે, તે વિશેષ સત્કાર પૂર્વક તેને ખાવા આપશે દાખલા તરીકે તે ભૂખ્યાને કહેશે કે તુને હુ ખાવા આપુ છુ, પરતુ તુ નાહ્યો છે કે નહિ ? નાહ્યા વગર જે આર્ય ખાય તેને તો દોષ લાગે છે, માટે તુ નાહીને આવ જો તે નહાવાને અશક્ત હોય અથવા તો તેવી સગવડ નહિ હોય, તો તેના હાથ પગ ધોવડાવીને પછી તેને ખાવાનુ આપશે અને તેને ખોરાક ખાધા પછી પણ પાછા હાથ મોઈ નાખવાની ભલામણ કરશે કોઈ કહે કે, એ તો સ્વચ્છતા (Cleanlyness) માટે સર્વને આવશ્યક છે. તો તેમ નથી જે આર્યના હાથપગ સ્વચ્છ (નિર્મળ) હોય, તેને પણ ખાતા પહેલા તે ધોવાજ જોઇએ એથી વધારે સસ્કારી જે આર્ય હોય, તે તો ગમે તેવો ભૂખ્યો હશે તો પણ ગમે તેના સ્વચ્છ હાથનુ પણ એકદમ ખાશે નહિ. એટલુજ નહિ પણ

જેના હાથનું ખાવા યોગ્ય હશે, તેના હાથનુજ તે ખાવાનુ લેશે અને લઇને પણ તેને પોતાના ઇષ્ટ દેવતાને નિવેદન કરીને, પછી તે મોમાં મૂકશે ભૂખથી એ-આકળો બની ગમે તેના હાથનો ગમે તે ખોરાક ખાય, તે આ આર્ય દેશમા જન્મ્યો હોય કે રહેતો હોય તો પણ તે અનાર્યજ ગણાયછે આ ઉપરથી સમજવાનુ એ છે કે સર્વે મનુષ્ય આકૃતિ જોતા એક સરખા લાગે છે, પરતુ તેના તેના વિશેષ ધર્મથી, તે એકમેકથી જુદા પડેછે તે વિશેષ ધર્મને લઇને તેની જાતિપણ જુદી જુદી બનેછે તે વિશેષમા એકનો જે ખાસ ધર્મ તે તેનો સ્વધર્મ અને બીજાનો પરધર્મ બને છે દાખલા તરીકે આર્યોનુ વેદ નામક જે આર્ષ મત્રમય જ્ઞાનછે, તે ભણવાનો અધિકાર વર્ણિક (બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય)નેજ છે અર્થાત્ વેદ ભણાવવો એ બ્રાહ્મણનો **સ્વધર્મ** અને બ્રાહ્મણ શિવાયનાનો **પરધર્મ** છે આજે જેઓ પરદેશી પ્રોફેસરની પાસે વેદના ટૂટક ટૂટક મત્રો કોલેજમા ભણેછે, તેઓને અમારી આ વાત વહેમ ભરેલી લાગશે, પરતુ એ જે કોલેજનુ હાલનુ ભણતરછે, તે ધર્મની ખાતર નથી માત્ર બી એ એમ એ ની પદવી મેળવવા પુરતુ છે એ રીતે ભણેલા કોઇને પણ વેદપૂરો આવડતો નથી, એટલુજ નહિ, પણ તે તેને યજ્ઞાદિ પ્રયોગમા પણ ઉપયોગી થતો નથી જેવી રીતે અમારી પ્રાચીન પદ્ધતિયે ગુરૂવેર રહી બ્રહ્મચર્ય પાળીને વેદ ભણેલા બ્રાહ્મણો વિષ્ણુયાગ, રૂદ્રયાગ વગેરે વૈદિક કર્મોનો પ્રયોગકરી શકે છે, તેવો કોઇપણ બી એ એમ એ થી થઈ શકતો નથી વળી ધર્મકર્મમા જે વેદશાસ્ત્રપર શ્રદ્ધા જોઇએ, તે પણ તેવા પ્રોફેસર પાસે પઢવામા ભાગ્યેજ જડશે દાખલા તરીકે મરહુમ પ્રોફેસર છત્રમીવાળા જેઓ આસ્તિક બ્રાહ્મણ હતા, તેમ છતા પરદેશી અનાર્ય પ્રોફેસરપાસે વેદાર્થ ભણવાથી તેઓની બુદ્ધિમા પણ વેદ પૌરૂષેય છે એવો ભ્રમ થયો હતો વળી વૈદિક કામ્યકર્મ કરીને તેનુ યથેચ્છફળ પ્રત્યક્ષ જેવુ પ્રાચીન પદ્ધતિથી વેદ ભણનારા કરી દેખડાવેછે, તેવુ નૂતન વૈદિકોથી થઈ શકતુ નથી દાખલા તરીકે આ મુબઈ શહેરમા સવત્ ૧૯૩૩ મા "**પર્જન્યશાંતિ**" યજ્ઞ કરી પ્રત્યક્ષ વર્ષાદ વર્ષતો, અને સંવત્ ૧૯૫૦ મા **શ્રીકૃષ્ણગઢ** ( કીસનગઢ ) મા "**પુત્રકામેષ્ટી**" યજ્ઞ કરવી બારમાસની અદર "પુત્રપ્રાપ્તિ" નુ પ્રત્યક્ષ ફળ જેવુ **પડિત શ્રીગટ્ટૂલાલજી**એ લોકોને દેખડાવ્યુ હતુ, તેવુ કોઈ બી એ એમ એ થી કદીપણ થઇ નકશે ખરૂ કે ? આમા ખરૂ કારણ **સ્વધર્મનુ** યથાર્થ જ્ઞાન અને તેનુજ સ્વધર્મનુ શ્રદ્ધાપૂર્વક યથાર્થ આચરણ એજ છે.

માટે **સ્વધર્મનો** ખરો અર્થ વર્ણાશ્રમધર્મ એજ છે એક વર્ણના ધર્મકર્મ છે, તે ખરી આપત્તિવિના બીજાવર્ણે કરવા માડવા નહિ કોઇ પૂછેકે સ્વધર્મનો

અર્થે વર્ણધર્મ એમ તમે શા આધારે કહોછો ? તેનો ઉત્તર એજ છે કે તે એજ ગીતાના ૧૮ મા અધ્યાયના શ્લોક ૪૧ થી ૪૫ સુધી ભગવાન્ શ્રીકૃષ્ણે પડે સ્પષ્ટ કરી દેખાડ્યા છે એટલુંજ નહિ, પણ આધુનિક જનોની કુકલ્પનાના વારણમાટે મથાળે મૂકેલા શ્લોકની અક્ષરશ પુનરૂક્તિપણ ભગવાને કરી કહ્યું છે કે —

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥**

સાગ અને સારેલા અનુષ્ઠાનવાળા વિશેષ ગુણવાળા **પરધર્મ** કરતાં, ઓછાં ગુણવાળો પણ **સ્વધર્મ** કલ્યાણકારી છે કેમકે દરેક જાતિ ( વર્ણ ) નો જન્મતજ અમુક એક સ્વભાવ હોય છે, અને તે સ્વભાવને લઈને જે જે કર્મો શાસ્ત્રે નિયત કર્યાછે, તે તે પોતાના સ્વાભાવિક કર્મ કરનાર પાપ ભાગી થતો નથી અર્થાત્ પરધર્મ સ્વીકારનાર પાપ ભાગી થાય છે અને તેજ કારણથી પોતાના ધર્મમાં મરવું સારૂં, પરંતુ પરધર્મ ભયંકર છે મતલબકે પરધર્મ ગ્રહણ કરવાથી કદાપિ કોઈને આ લોકમાં ભય નહિ જણાય તો પણ મરણપછી પરલોકમાં તો તેને માથે મોટો ભય છે. પાપભીરૂ સજ્જનોએ ભગવાનની ઉપલી આજ્ઞા જરૂર કાળજામાં કોરી રાખવી, તથા પોતાના ઘરમાં પણ જે સ્થળપર પોતાની આંખ વારંવાર જતી હોય, તે સ્થળે એ શ્લોક મોટા અક્ષરે લખી રાખી નિરંતર તેનું સ્મરણ કરવું એજ અમારા આર્ય બાન્ધવોને ભલામણ છે —

**શ્રેષ્ઠ સ્વધર્મ વિગુણ, સુસિદ્ધ પરધર્મથી;**
**સ્વધર્મે મરણ શ્રેષ્ઠ, ભયો છે પરધર્મથી.**

(સમશ્લોકી ગીતા — પંડિત શ્રી ગટ્ટૂલાલજી. )

---

## ચાલુચર્ચા.

**પ્રયાગમાં** " સનાતન ધર્મ મહાસભા " તેમજ " ભારત ધર્મ મહામંડળ " બેઉના અધિવેશનો જુદા જુદા થયા, પરંતુ બેઉનો ઉદ્દેશ એકજ હોવાથી તથા તેના પ્રમુખ, મંત્રી વિગેરે કારોબાર મંડળમાં સ્વકર્તવ્ય કરનાર તથા સ્વપની ખરી કીમત સમજનાર સુજ્જનો હોવાથી, બેઉ મંડળોએ મળીને હરેપળી વિશ્વવિદ્યાલય તથા અધ્યયનના કર્તવ્યો કરવાનું ઠરાવ્યું છે સંપ ત્યાંજ શાંતિ, શાંતિ ત્યાંજ સદ્બુદ્ધિ અને સદ્બુદ્ધિ ત્યાંજ વિજય, એ નિર્વિવાદ વાત છે, માટે આર્યબાન્ધવોએ સંપથી સ્વકર્તવ્ય કર્મો કરવા હમેશ તત્પર રહેવું

# ભારતધર્મ અને મહામંડળનુ કર્તવ્ય.

( રા. રા. બાળ ગંગાધર તિલકે બનારસમા ભારત ધર્મ મહામંડળ સમક્ષ કરેલા ભાષણનો સાર )

આપ સમક્ષ મરાઠી અથવા અંગ્રેજી આ બે ભાષાશિવાય અન્ય ભાષામા ભાષણ કરવા અશક્ત હોવાથી, તે બદલ હુ દલગીર છઉં ધાર્મિક વિષયમા અંગ્રેજી ભાષાને બહિષ્કૃત કરવી જોઇએ, પરંતુ અન્ય ભાષામા બોલવા અશક્ત હોવાથી મારે અંગ્રેજીમા બોલવુ પડે છે તે બદલ આપ મને ક્ષમા કરશો, એવી મને આશા છે હિંદુધર્મનુ મહત્વ, તેની હાલની સ્થિતિ અને તેનુ હાસ્ય ન થાય, એ બાબતમા ચાલતા પ્રયાસ સંબંધે હુ હાલ બોલવા માગુ છુ હિંદુ ધર્મ એટલે શું ? તમો હિંદુસ્થાનના દૂર દૂરના ગામોમા પ્રવાસ કરશો તો હિંદુધર્મ એટલે શુ ? આ વિષયમા જુદા જુદા લોકોના જુદા જુદા વિચાર છે, એમ તમોને ઉપર ટપકે જોતા માલમ પડશે અહીં તમો સર્વ વૈષ્ણવ અથવા શ્રીકૃષ્ણના અનુયાયી જો તમો દક્ષિણદિશા તરફ જોશો તો રામાનુજાચાર્યના વા અન્ય પંથના અનુયાયી દૃષ્ટિગોચર થશે. આવી સ્થિતિ છે, તો હિંદુધર્મ એટલે શુ ? આ પરસ્પર ભિન્ન દેખાતા ભાગોનુ એકીકરણ કર્યાવગર ભારત ધર્મ મહામંડળને 'મહામંડળ' એ નામ શોભતુ નથી હિંદુધર્મના ઝુંડા નીચે હિંદુ ધર્મના જુદા જુદા મત અને પંથોના અનુયાયી એકઠા થયાશિવાય આ નામ સાર્થક થનાર નથી આ પરસ્પર ભિન્ન ધર્મ એકજ વૈદિક ધર્મની અનેક શાખા છે 'સનાતનધર્મ' એમાના સનાતન એ શબ્દપરથી તે અત્યંત પ્રાચીન ( માનવી જાતિના ઇતિહાસના જેટલો પ્રાચીન ) છે એમ માલમ પડે છે અતિપ્રાચીનકાળથી વૈદિક ધર્મ એ આર્યોનો ધર્મ છે વૃક્ષની શાખા વૃક્ષના આધાર વગર રહી શકતી નથી, એ તમોને માલમ છે તે મુજબ પરસ્પર સબંધ ધરાવતા ધર્મના ભાગ એકઠા રહીને તેનો હિંદુધર્મ થયો છે. આ સર્વ ભાગોનો હિંદુધર્મસાથે પુત્ર અથવા પુત્રી જેવો સબંધ છે આ વાત આપણે હરહમેશ ધ્યાનમા રાખવાથી તથા પરસ્પર ભિન્ન એવા ભાગોનુ એકીકરણ કીધાથી, તેની એક પ્રચંડશક્તિ થશે જ્યાસુધી તમો આપસ આપસમા વિભાગિત છો; તેમજ એક ભાગની બીજાને મળતી સમાનતા અને એકપનાની તેને ખબર નથી, ત્યા સુધી તમારો ( હિંદુઓનો ) ઉદય થનાર નથી ધર્મ એ એક રાષ્ટ્રીયપણાનુ પ્રધાન અંગ છે ધર્મ એ શબ્દનો અર્થ બંધન એમ છે આ શબ્દની ઉત્પત્તિ ધૃ-ધરવુ, ધારણ કરવુ એ અર્થના ધાતુપરથી છે હવે એકત્ર નુ ધરવાનુ અથવા

એકીકરણ કરવાનુ તે રોનું ? ધર્મ શબ્દથી એમ બોધિત થાય છે કે આત્માનુ ઇશ્વર સાથે અને મનુષ્યનુ મનુષ્યસાથે ઐક્ય કરવુ મતલબકે ઇશ્વિર માટે તથા આપણા મનુષ્ય બાધવ એઓને સારૂ આપણે આપણુ કર્તવ્ય કરવુ એ ધર્મ શબ્દનો અર્થછે આ મુજબ હિંદુ ધર્મમા નીતિતત્વ દર્શાવેલાછે અને તેવડે સમાજ બધનની ઉત્પત્તિ થએલીછે આ મુજબ ધર્મ શબ્દની વ્યાખ્યા થઈ વૈદિક કાળમા હિંદુસ્થાન દેશનુ ઐકયતાના પાયાપર રચાયલુ એક મોટુ રાષ્ટ્ર હતુ પરતુ હાલ તે ઐકયતાના પાયા ધસીપડવાથી આપણે નીચ ( અધમ ) દશાને પ્રાપ્ત થયા છીયે એ ખમેલી ઐકયતા ફરી ઉધ્ધૃત કરવાની ખટપટ કરવી, એ દરેક આગેવાન આર્યનુ પવિત્ર કર્તવ્ય છે અહીંના હિંદુમનુષ્યનુ હિંદુત્વ, મદ્રાસ અથવા મુબઇ તરફના હિંદુ મનુષ્યના હિંદુત્વ જેવુજ છે તેમા કાંઈ પણ ફરક નથી બધાની સમાનતા છે તમો જરા જુદી જુદી ભાષા બોલોછો અથવા જુદી તરેહનો પોષાક પહેરોછો તોપણ તમારા અત કરણમા જે મનોવૃત્તિ વિચરેછે તેમા ફરક નથી **શ્રીમદ્ ભગવદ્ગીતા, રામાયણ** અને **મહાભારત** એ ગ્રથ વાચવાથી સર્વની મનોવૃત્તિપર એક સરખોજ પરિણામ થાયછે અર્થાત્ આ ગ્રથત્રયનુ વાચન વા મનન કરવાથી આપણા અત કરણમા ઉચ્ચભળ ઉત્પન્ન કરનારી મનોવૃત્તિ આપણ સર્વમા સર્વ સાધારણ રીતે વિકાસ પામેછે અને જુદા જુદા મતો કે પથોના સૂક્ષ્મભેદ વિસરી જઈ, જો આપણે સર્વ સમાન છીએ એ વાત તરફ લક્ષ્ય દઈને તે મુજબ ચાલશુ, તો ઇશ્વિર કૃપાથી આ અનેક મત તથા પથોની ઐકયતા કરી, તેનુ એક બળવાન ધાર્મિક રાષ્ટ્ર બનાવતા આપણને ઝાઝો વિલબ લાગશે નહિ પ્રત્યેક ખરા હિંદુ રક્ત ધરાવનારની આજ મહત્વાકાક્ષા હોવી જોઇયે જો તમો આ ઐકયતા કરવા પ્રયત્ન કરવા લાગશો, તો થોડા વર્ષમા તમોને એમ માલમ પડશે કે સર્વ દેશમાના હિંદુના અત કરણમા એકજ મનોવૃત્તિ અથવા એકજ વિચારે વાસો કર્યોછે આપણે એ કર્તવ્ય કરવાનુ છે આપણા ધર્મની હાલની સ્થિતિ ઇષ્ટકારક નથી આપણે વિભક્ત થયેલા છીયે, એમ આપણને માલમ પડેછે અને આપણી પ્રગતિના મૂળથી આવેલી જે ઐકય ભાવના તે તદ્દન નષ્ટ થઈ ગઈ છે આપણામા એટલા બધા ભાગ તથા પેટાવિભાગ છે, એ ખરેખર શોચનીય છે નષ્ટ વા વિસ્મૃતિગત થએલી આ ઐકયતાનો પુન પ્રાદુર્ભાવ કરવો, એ ભારતધર્મમહામડળ સરખી સસ્થાનુ પ્રથમ કર્તવ્ય છે જગતના ઉન્નત્તિ પ્રાપ્ત કરેલા રાષ્ટ્રોની બરોબરી કરવાની યોગ્યતા ઐકયતા કીધાવિના હિંદુસ્તાનમા આવવી અશક્યછે ગયા બે સૈકાથી હિંદુસ્થાન જે દશામા છે તેમા કઇપણ ફરક પડયો નથી બૌદ્ધ ધર્મનો ઉદય થવાથી બૌદ્ધ અને જૈન લોકોએ

હદુ બાહ્ય ધર્મપર હલ્લા કીધા. આવી માંહોમાંહેની, લડાઇની શોચનીય સ્થિતિમા છસો વર્ષ ગયાબાદ પ્રથમ શ્રીશંકરાચાર્યનો અવતાર થયો અને હિંદુધર્મના તત્ત્વજ્ઞાનમાથી સર્વ સાધારણ તત્ત્વોનુ એકીકરણ કરી, તેઓ શ્રીએ એવા પ્રકારે ધર્મોપદેશ કીધો કે જેથી ભારતભૂમીના આંગણમા ફરકતી બૌધ્ધ ધર્મની ધ્વજા આપોઆપ પડી ગઈ ( બૌધ્ધધર્મનુ જોર આર્યાવર્તમા મંદ થયુ ) અને આગ્રહી બૌધોને આર્યવર્તની બહાર જવાની ફરજ પડી.

આપણા દિવ્ય અને સનાતન ધર્મ સ્વરૂપનુ એવુ વચન પરમાત્મા શ્રીકૃષ્ણે આપ્યુ છે કે—**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् । धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥** * આવા પ્રકારના શુધ્ધ વચનનો આપણને આધાર છે જ્યારે સજ્જનને દુર્જનો છળવા માંડે છે, અને તેથી ધર્મની ગ્લાનિ થાય છે, ત્યારે સજ્જનનુ સંરક્ષણ અને દુષ્ટોનો સંહાર કરવા માટે તથા સનાતન ધર્મની સંસ્થાપના કરવા સારૂ, હુ પૃથ્વીપર આવિર્ભૂત થાઉછુ એમ શ્રીકૃષ્ણે કહ્યુ છે મતલબ કે જ્યારે જ્યારે મારા અવતારની આવશ્યકતા લાગે, ત્યારે ત્યારે હુ અવતાર લઇશ આવા દિવ્ય અને આશા આપનાર ઇશ્વરી અભિવચન તમને હિંદુધર્મશિવાય અન્ય કોઇપણ ધર્મમા મળશે નહિ. મહમદ એ મુસલમાની ધર્મના એકલાજ પેગંબર છે તેની પછી બીજો પેગંબર થશે, એવુ કુરાનમા પણ કહ્યુ નથી તે મુજબ ક્રિશ્ચિયન્સ પણ એક વખત આવ્યા, પણ કલ્પની આખરના ન્યાયના દિવસે મધ્યસ્થ તરીકે ફરી આવવાનુ તેમનુ વચન નથી હિંદુધર્મ જેવુ આશાયુક્ત વચન અન્ય કોઈ પણ ધર્મમા મળશે નહિ. અને હિંદુ ધર્મનુ ચિરસ્થાયિત્વ આજ પાયાપર સ્થાપિત થયુ છે હિંદુધર્મ નષ્ટ પામ્યો નથી, તેનુ પણ આજ કારણ છે નાસ્તિક અને પાખંડ મતવાદી લોક ગમે તેમ કહે, પરંતુ તેઓની સાથે આપણુ કંઈ પણ કર્તવ્ય નથી. આપણા ધાર્મિક વિચાર અને હકનુ સાફલ્ય થવાનો વખત ક્યારે પણ આવશેજ આ સંબંધમા ભારતધર્મ મહામંડળે બને તેટલો પ્રયાસ કરવા પ્રારંભ કીધો છે, માટે તે ઇચ્છિત ફળ પ્રાપ્ત કરવાના ઉદ્દેશને જોઇને દરેકે અને તેટલી આ સંસ્થાને મદદ કરવી જોઇએ આ વખતે આ પવિત્ર કાર્ય કરવા જો કોઈ તૈયાર નહિ થશે, તો હવે પછી આપણી થનારી પ્રજા આ કાર્ય કર્યા વગર

---

* ઓક્ર પાળવા સાધુ, ને દુષ્ટાશય મારવા,
યુગે યુગે સંભવુ છુ, ધરમા ધર્મ ધારવા
( સમશ્લોકી ગીતા અ ૪, શ્લો ૮ ) ( પંડિત શ્રી ગટ્ટૂલાલજી. )

રહેને નહિ એવી આપણે આશા રાખવી આપણો ધર્મ સનાતન છે એનો સિદ્ધાંત અભેદ છે આ ધર્મમા **શ્રીકૃષ્ણના** પવિત્ર વચન છે અને તેનો પાયો સત્યપર સ્થાયેલો છે અને સત્ય તો ત્રિકાળમા નાશરહિત છે સત્ય એ એકજ વ્યક્તિની થાપણ નથી, પણ તે સાર્વત્રિક અને સર્વનુ છે હિંદુધર્મ એવો છે કે તે પારકા મતોને પણ સહન કરી શકે છે, કેમકે સર્વ ધર્મનો પાયો સત્ય એજ છે પરતુ સર્વે જણાએ પોતપોતાના ધર્મ પ્રમાણે વર્તવુ એવો એનો ઉપદેશ છે '**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावह**' આ વાક્યમા ઉપર જણાવેલી વાત કહી છે શ્રી કૃષ્ણ કહે છે કે સર્વ ધર્મ એકજ ઇશ્વરની જુદી જુદી રીતે પ્રાર્થના કરે છે, અર્થાત્ તેઓના અનુયાયીઓને તેથી અધોગતિ પ્રાપ્ત થતી નથી ઇતર ધર્મના અનુયાયીઓને અક્ષય નરકમા પડવુ પડશે, એમ હિદુધર્મમા કોઈ પણ ઠેકાણે કહ્યુ નથી પારકામતનુ સહન કરવાનુ આવુ ઉદાત્ત તત્ત્વ મૂકેલુ, હિદુધર્મશિવાય અન્ય કોઈ પણ ધર્મમા મળશે નહિ આનુ કારણ એ છે કે અન્ય ધર્મના મૂળમા જે સત્ય સમાયલુ છે તે અશરૂપેજ છે, તે કઇ પૂર્ણ સત્ય નથી હિદુધર્મ સનાતન પૂર્ણ સત્યના પાયાપર સ્થાયલો હોવાથી છેવટે તેનોજ વિજય થવો જોઇયે શિવાય, સખ્યાવિષયકબળ એ પણ એક મોટી શક્તિ છે એટલે જે ધર્મના અનુયાયી કરોડોની સખ્યામાં છે તે ધર્મ શુ નષ્ટ થશે? કદી નહિ એવો કોઈ અકસ્માત બની આપણા કરોડોની સખ્યાના ધર્મ બાધવો નષ્ટ ન થાય, ત્યાસુધી આપણી ધર્મ ધ્વજા ફરફર ઉડતી રહેવાની અને ત્યાસુધી આપણો ધર્મ નષ્ટ થનાર નથી ઇચ્છિતાર્થની પ્રાપ્તિમાટે આપને એક વાત કહેવી જોઇયે અને તે એકે આપણા સર્વ પથો અને મતો (સપ્રદાયો) નુ એકજ બાબતપર ઐક્ય કરી તેઓના શરીરમા સનાતન ધર્મનો અડગ અને પ્રચડ અસાધારણ વિદ્યુત્ પ્રવાહ દાખલ કરવો. ભારત ધર્મ મહામડળે આજ કામ કરવુ જોઇએ જુદી ભાષા બોલવામા, જુદી તરેહના વસ્ત્ર પહેરવામા, અને કોઇપણ વિવક્ષિત દેવની પૂજા કરવામા, શુ આપણા દેશબધુત્વના સબધમા અડચણ પડશે? નહિ પડે હિદુ ધર્મ '**दिक्कालाद्यनवच्छिन्नः**' એવા પ્રકારનો છે તેના સ્વરૂપમા સર્વ પ્રકારનો સમાવેશ થાય છે આપણી ગીર્વાણવાણીજ વિસ્તૃત સ્વરૂપવાળી છે અને તેમા અમૂલ્ય ગ્રથોનો સમાવેશ થયેલો છે **ગીતાના સાતશો** શ્લોકમા જે જ્ઞાન ભરેલુછે, તે અન્યત્ર પાશ્ચાત્ય અથવા કોઇપણ તત્ત્વજ્ઞાનના ગ્રથમા મળશે નહિ હવે આપણને જે પ્રતિકૂલ શક્તિ સાથે યુદ્ધ કરવાનુછે તેનો આપણે વિચાર કરીએ એ શક્તિ **ભૌતિકશાસ્ત્ર** અને **ખ્રિસ્તીધર્મ** એ છે આપણા

ધર્મપરપ્રતિકૂલ ટીકા આ બે તરફથી થનારી, હવે ભૌતિકશાસ્ત્રવિષે પૂછશો તો હાલ પાશ્ચાત્ય રાષ્ટ્રોના વિચારમા તેજ દેખાવા લાગીછે પાશ્ચાત્ય લોક જે તત્ત્વનો શોધ કરેછે, તે તત્ત્વ આપણા ઋષિઓને અગાઉથી માલમ હતુ, એમ હાલ અનુભવમા આવવા લાગ્યુ છે અધ્યાત્મજ્ઞાનસંશોધક સમાજ ( Theosophical Society, થિયોસોફિકલ સોસાયટી ) સ્થાપન થઈ ત્યાર પછી અને શાસ્ત્રીય જ્ઞાનનો પ્રચાર થયા પછી, એમ સિદ્ધ થતુ ચાલ્યુ છે કે હિંદુ ધર્મના મૂળમા જણાવેલી આદિતત્ત્વની સત્યતા સિદ્ધ થાય તેમ છે દાખલા તરીકે એકજ વાત લ્યો ચૈતન્યનું અસ્તિત્વ સર્વત્ર છે એ તત્ત્વ હિંદુ ધર્મનુ છે આધુનિક શાસ્ત્ર મુજબ જોશો તો એ તત્ત્વ ખરૂ ઠરેછે, એમ ડાક્ટર બોસ એમણે સપ્રમાણ સિદ્ધ પણ કીધુ છે દેહવ્યતિરિક્ત આત્માનુ અસ્તિત્વ હોઈ શકે, એ તત્ત્વ જો લઇએ તો તેની સત્યતા સિદ્ધ કરવી એ દુષ્કર નથી વળી દેહનાશ થયા બાદ આત્મા રહે છે, એ તત્ત્વ તથા કર્મ તેમજ પુનર્જન્મ એ તત્ત્વ સર્વ પરસ્પર સબધ ધરાવેછે એપર હર્બર્ટ સ્પેન્સરને વિશ્વાસ નહોતો, પરતુ ઓલિવ્હરલોજ અને મેયર વગેરે તત્ત્વવેત્તાઓએ હમણા એમ પ્રસિદ્ધ કીધુ છે કે દેહના નાશથી આત્માનો નાશ થતો નથી અહીંસુધી ભૌતિકશાસ્ત્રે આપણા ધર્મતત્ત્વોની સત્યતા સ્થાપિત કીધીછે આધુનિક ભૌતિકશાસ્ત્રમા જો કે કર્મ માર્ગની વધુ માન્યતા નથી, તો પણ પુનર્જન્મના તત્ત્વને તેઓ સમત છે પરતુ ખ્રિસ્તી ધર્મનો આ પર વિશ્વાસ નથી આ ધર્મના લોકનો મત એવો છે કે પ્રત્યેક વખતે ઈશ્વર મનુષ્યને નવો આત્મા આપેછે આ પ્રમાણે પાશ્ચાત્ય વિચારોમા દર્શાવેલુ છે. ભૌતિક શાસ્ત્રના શોધના મૂળમા આપણા શત્રુ નહિ જેવા હવે થવા લાગ્યાછે તેથી ધીરજ ધરો અને છેવટ ફળ પ્રાપ્તિમાટે અત કરણથી લડો જેમ જેમ તમો ઐક્યતા કરતા જશો, તેમ તેમ ભવિષ્ય કાળનો દેખાવ તમોને અધિક સુદર તથા તેજસ્વી લાગશે હાલમા અમેરિકન લોક ફક્ત વેદાંતનુ પારાયણ ન કરતાં, મનોભાવથી તેનો અભ્યાસ કરેછે હૃદયના ચાલવાની ક્રિયાબધ કરી શકાય એમ કોઈ પણ યુરોપીયન વૈદ્યને લાગતુ નથી પરતુ તેઓને અસભવ લાગતી આ વાત સિદ્ધ થઈછે. વેદાંત અને યોગ એની સત્યતા આધુનિક ભૌતિકશાસ્ત્રે સ્થાપિત કીધીછે અને તેનો ઉદ્દેશ તમારામા આધ્યાત્મિક ઐક્યતા કરવાનો છે અર્થાત્ આ સત્યનો આશ્રય લઈ, તેમજ આપણા ધર્મશાસ્ત્રની પુનરાવૃત્તિ કરી ભૌતિક શાસ્ત્રના પ્રકાશમાં તેની સત્યતા જગતને દેખાડવવી એ આપણુ કર્તવ્ય છે પરતુ હુ ફરી બેધડક કહુછુ કે આ કામમા ઐક્યતાની આવશ્યકતા છે સર્વ પથોના મૂળમા જે ઐક્ય

છે, તે ઐક્યને વળગી આપણામાંના સર્વ ભેદ વિસરી જાઇ, જો તમે કાર્યનો આરંભ કરશો નહિ, તો તમે તમારા પોતાના તેમજ આપણા દેશબંધુ સંબંધેનું કર્તવ્ય કરવા ચૂકી ગયા એમ થશે આ બાબતમાં સ્વામી **જ્ઞાનાનંદ** વગેરે મંડળી પરિશ્રમ કરે છે, પરંતુ આપણે માત્ર આલસ્ય નિદ્રામાં ઉંઘતા પડેલા છઇયે આ આલસ્ય નિદ્રા આપણી બુદ્ધિમાં આવી છે આપણા ધર્મ ભંડારમાં લોખંડ નથી, પણ સુવર્ણ ભરેલું છે એમ કહેવાને આપણને પારકાની જરૂર પડે છે આધુનિક ભૌતિકશાસ્ત્ર અને શિક્ષણ આપણને મદદ આપવા તૈયાર છે તેનો લાભ લેવાને તમારે તૈયાર થવું જોઇયે ખ્રિસ્તી લોકને ખ્રિસ્તિધર્મનો ઉપદેશ કરતા આપણે દેખીએ છીએ, તેમ આપણા સનાતન ધર્મનો ઉપદેશ હિંદુ લોક કરશે અને તે આખું જગત્ જોશે, એવો ખાસ વખત આવનાર છે માત્ર તમારે પોતાની સર્વ શક્તિ એકજ કેંદ્રસ્થાનમાં એકઠી કરવી જોઇયે ભૌતિકશાસ્ત્રની સાથે સનાતન ધર્મનું શિક્ષણ આપવા એક હિંદુ **વિશ્વવિદ્યાલયની** સ્થાપના થનાર છે એ ઉત્તમ વાત છે છેવટે મારૂં કહેવું એ છે કે તમારે સર્વ મત અને પંથોનું ઐક્ય કરવા પ્રયત્ન કરવો જોઇએ એવી ઐક્યતા કરવાથી તમોને જગતના રાષ્ટ્રોમાં પણ ઉંચ સ્થાન મળવા વિલંબ લાગશે નહિ, અર્થાત્ તમારી ઉન્નતિ થયા વગર રહેશે નહિ.

[ ઇંદુપ્રકાશ તા. ૧૨-૧-૦૬ ]

---

## ઘરાકોને વિનંતિ.

જે જે સદ્ગૃહસ્થોને આ માસિક પસંદ પડ્યું છે તથા જેઓ એના પ્રથમ વર્ષના ઘરાકો થયા છે, તે ભાઇઓ વિષે અમને આશા છે કે તેઓ પોતે **બીજા વર્ષ** માટે પણ ઘરાક કાયમ રહી, લવાજમ અગાઉથી મોકલી આપવાની મહેરબાની કરશે, એટલુંજ નહી પણ એકેક નવું ઘરાક આ પત્ર માટે મેળવી આપવા તેઓને અમે ખાસ વિનતિ કરીએ છીએ.

# શ્રી આર્યધર્મસુધા.

પુસ્તક ૨ જું.    સંવત્ ૧૯૬૨ કુંભ માસ    અંક ૨ જો.

ॐ नमो भगवते वासुदेवाय ॥

## મંત્ર મંગલાચરણ.

### દોહરા.

ૐ તત્ ને સત્ એ ત્રિધા, બ્રહ્મતણો નિર્દેશ;
નરનારીના નિયમથી, પ્રકટે પ્રાકૃત વેશ. ૧
મોક્ષાર્થી જે માનવી, તદ્ ઇચ્છા અનુસાર,
ભગવત ધારે નિત નવા, અવનીપર અવતાર. ૨
ગર્વ સર્વના ગાળતા, ટાળે નિજજન દોષ,
વદન વચનમાં દાખવે, સત્ય અને સંતોષ. ૩
તે પ્રભુને પ્રેમે નમો, વારવાર સૌ ભાઈ,
વાસો જેનો વિશ્વમાં, તે વણ ન મળે કાંઈ. ૪
સુખ દુઃખ સંગે રહે, જાણો નહિ કંઈ દૂર,
દેખો જ્ઞાનદૃષ્ટે કરી, વસ્યે વિશ્વ ભરપૂર. ૫
વાસુદેવ આ વિશ્વમાં, તેમજ અતર દેહ,
યજો ભજો સદ્ભાવથી, ટાળી સૌ સંદેહ. ૬.

---

## નીતિ.

આર્યશાસ્ત્રકારોએ પુરૂષોના કર્તવ્ય માટે ચાર પુરૂષાર્થો ઠરાવ્યા છે તેમાના અર્થ પુરૂષાર્થમાં નીતિનો સમાવેશ થાય છે જેમ ધર્મપુરૂષાર્થમાં સાધારણ અને વિશેષ એવો ભેદ છે, તેમ અર્થમાં પણ ભેદ છે સામાન્ય નીતિનું લક્ષણ નીચે પ્રમાણે છે—

ન્યાયે અર્જન ધન તણું, રક્ષણ વર્ધન સાર;
અર્પણ સારા સ્થાનમાં, એ છે નીતિ વિચાર.
(પંડિત શ્રી ગટ્ટુલાલજી)

ન્યાયે ( પ્રામાણિકપણે-કોઈ પણ જાતની દગલબાજી કે વિશ્વાસઘાત કર્યા વિના ) ધન કમાવુ, કમાયલા ધનનુ રક્ષણ કરવુ તથા તેમા ધીમે ધીમે સારો વધારો કરવો, પછી તે સચિત ધનને સારા સાગ કામોમા વાપરવુ એ ટૂકમા નીતિવિચારનો સાર છે. વિશેષ નીતિમા વર્ણભેદે કેટલાક ફેરફાર થાય છે બ્રાહ્મણો માટે જે નીતિ તેને **ધર્મનીતિ** કહે છે, ક્ષત્રીયોની નીતિને **રાજનીતિ,** વૈશ્યોની નીતિને **વ્યાપાર-નીતિ** અને શૂદ્રોની નીતિને **કામનીતિ** કહે છે.

**ધર્મનીતિ**નુ સ્વરૂપ એવુ છે કે, પોતાનુ ભલે નુકસાન થાય, તે પોતે સહન કરવુ, પરતુ બીજાનુ બીલકુલ નુકસાન ન થવા દેતા, ઉલટુ જેમ તેનુ ભલુ થાય, તેવુ વર્તન કરવુ. દાખલા તરીકે " પોતે બોલેલુ વચન પાળવુ " એ ધર્મનીતિ છે તથાપિ શ્રીકૃષ્ણપરમાત્માએ પોતાનુ વચન જે " ભારતયુદ્ધમા શસ્ત્ર ન પકડવુ " તે, ન પાળતા ચક્ર હાથ ધર્યું અને પોતાનો ભક્ત જે **ભીષ્મપિતામહ,** તેની પ્રતિજ્ઞા કે તને શસ્ત્ર ધરાવીશ, તે ખરી કરી આપી આ **ધર્મ**નીતિની પરાકાષ્ઠા ગણાય.

**રાજનીતિ** એટલે પોતાનું થોડુ નુકસાન થાય, પરતુ પ્રતિપક્ષીનું વધારે નુકસાન થઈ, પોતાનો ધારેલો અર્થ પ્રાપ્ત થાય તે જેમ " સાચુ બોલવુ " એ સામાન્ય ધર્મનીતિ અને તે મહારાજા યુધિષ્ઠિર યથાર્થ પાળતા હતા, તે કારણથી તે **ધર્મરાજ** કહેવાતા છતા પણ અશ્વત્થામા નામનો હાથી ભારતયુદ્ધમા મૂઓ, તે વખતે દ્રોણાચાર્યે પોતાનો પુત્ર અશ્વત્થામા મૂઓ એમ જાણી, ધર્મરાજાને પૂછ્યુ કે અશ્વત્થામા મૂઓ કે ? ત્યારે ધર્મરાજાએ કહ્યુ હા, અશ્વત્થામા મૂઓ ખરો, પણ **नरो वा कुंजरो वा ॥** તે નર ( દ્રોણપુત્ર ) અશ્વત્થામા મૂઓ અથવા અશ્વત્થામા નામક હાથી મૂઓ તેની મને ખબર નથી. આટલું જાણીજોઈને પણ જુઠું બોલવાથી ધર્મરાજાનો રથ જે જમીનથી ઉંચો ચાલતો હતો, તે તરત જમીનપર બેઠો. હાલના કહેવાતા વિદ્યાવિલાસી નાસ્તિકોને આ વાત એક ગપાષ્ટક સરખી લાગ્યા વગર રહેશે નહીં પરતુ ધર્મથી ઉચ્ચ ગતિ રહે છે અને અધર્મથી નીચ ગતિ પ્રાપ્ત થાય છે એ સિદ્ધાત છે. અર્થાત્ ધર્મ છૂટયો અથવા તે જેટલો છૂટે તે પ્રમાણમાં અધોગતિ થાય છે. આનુ નામ **રાજનીતિ.**

**વ્યાપારનીતિ** એનું નામ છે કે વ્યાપારમાં તોલમા, માપમા કે ઠરાવેલા ભાવના હિસાબમા જરાપણ ઓછુ વત્તું ન લેવુ કે ન આપવુ તે તેમજ એક માલ બતાવવો અને તેને બદલે બીજો બાંધી આપવો એ વ્યાપારમાં પણ **અનીતિ** ગણાય છે તેમા પણ જરા પોતાના સ્વાર્થની છૂટ મૂકવી, અને તે પણ તેમ સ્પષ્ટ કહી દેવું, એ ઉત્તમ વ્યાપારનીતિ.

આણુતા હતા દેવાળુ કાઢવુ એ વૈશ્યોની અથવા વ્યાપારીની વ્યાપાર નીતિજ ન કહેવાય.

**કામનીતિ**ને શૂદ્રનીતિ પણ કહે છે, અને તે એ કે પોતાના ધણીનુ જે રીતે ભલુ થાય, તે રીતે અગ તોડીને મહેનત કરવી જેનુ અન્ન ખાવુ તે તરફ મન ગણવુ. આજે તો “ જ્યા મળી રોટી ત્યા પડ્યા આળોટી ” આ શૂદ્રનીતિ આ આર્યાવર્તના ઊંચ વર્ણના પુરુષો પણ ગ્રહણ કરવા તત્પર થયા છે એ શૂદ્રનીતિ કામમૂલક હોય છે, એમા ધર્મનો વિશેષ વિચાર રહેતો નથી વૈશ્ય અને ક્ષત્રિયો જો એવી નીતિ વાપરે તો તે **કૂટનીતિ** ગણાય છે એટલુજ નહિ, પરતુ કામમૂલક નીતિ ઊંચ વર્ણે તો કદી પણ નજ વાપરવી જોઇએ આજકાલ તો મોટી મોટી લૌકિક કામના જેવી કે બેરિસ્ટર થવાની, ડાક્તર થવાની, ઇજનેર થવાની અથવા તો કેવલ મોજ મારવા માટે ગમે તે પરદ્વીપમા, પછી ભલે ત્યા વર્ણધર્મ સાચવવાની ગોઠવણ હોય કે ન હોય, તો પણ જે જાય અને ત્યા તેણે માસમદિરાનુ ખાનપાન કર્યું નથી, એટલુજ ફક્ત ગમે તે ઊંચવર્ણમાં જન્મેલો પોતાને મોઢે બોલી દે, તો તેને માટે જોઇએ તેવુ પ્રાયશ્ચિત્ત ( પછી તે શાસ્ત્રથી વિરુધ્ધ કા ન હોય ? ) કાઢી આપવા માટે શ્રીદ્વારકાની ગાદીના હાલના નવા **શ્રીશંકરાચાર્યજી** જેવા ધર્મગુરૂ તૈયાર છે ! જ્યારે ધર્મગુરૂની ગાદીને દીપાવનાર ધર્માચાર્યો, અને તે પણ **સંન્યાસાશ્રમ** સ્વીકારવાનો સત્કાર ધરનાર જ્યારે શૂદ્રનીતિની છૂટ ઊંચ વર્ણના આર્યો માટે કોઈ પણ જાતના પાકા પુરાવા મેલવ્યા વગર આપી દે, ત્યારે “ લોભી ગુરુ અને લાલચુ ચેલા ' જેવી દેશની દુર્દશા થાય એમાં શી નવાઇ ? આજે તો, તે તે વર્ણોના મૂળ ગુણો અભિવ્યજક નથી થતા તેનુ કારણ બીજુ કાઈજ નથી પણ તેઓ નીતિમા પણ ઉતરતા છે. લૌકિક લાભ નીતિ વગર કદી પણ પ્રાપ્ત થતો નથી, અને અલૌકિક લાભ તો ધર્મનીતિ વગર કોઇને પણ પ્રાપ્ત થયો નથી, થતો નથી અને થવાનો પણ નથી રાજનીતિમા પોતાના થોડાક અર્થ કે કામનો ભોગ આપવાનુ હોય છે, પરતુ ધર્મનો ભોગ આપવાનું કોઈ પણ ધર્મનીતિમા મળશેજ નહિ માટે જો આર્ય-ભાઇઓ પોતાની ખરી ઉન્નતિ કરવા ઇચ્છા રાખતા હોય તો, તેમણે ધીમે ધીમે કામચારી કે કામવાદી ન થતા **નીતિ** અને **ધર્મરૂપી** લગામથી પોતાની ઇંદ્રિયોરૂપી ઘોડાને પોતાના કબજામા રાખતાં શીખવાની જરૂર છે નહિ તો એ ઘોડા એવા ઊછાંછળાં છે કે, તે દેહરૂપી ગાડીને ગમે તે ખાડામાં ઉતારી તેના અકાળે ચૂરેચૂરા કરી નાખશે. પરમેશ્વર પણ નીતિમાનને સહાય કરે છે “ નીતીની શીખામણો ” એ નાનકડા પુસ્તકને મથાળે એજ અર્થસૂચક નીચલો દોહરો મૂક્યો છે —

“ નીતિથી વર્તે જનો, તેની પૂરે આશ,
નીતિ વણ રઝળી મરે, પડે પાપની પાશ. ”

# પરોપકાર.

( પંડિત શ્રી ગટ્ટુલાલજીના ભાષણનો સાર )

મનુષ્યને આ લોક અને પરલોકમા અત્યુત્તમ સુખ સંપાદન કરાવનારૂં ખરૂં સાધન પરોપકારજ છે પરોપકાર તન, મન અને ધનથી કરી શકાય છે જેવી રીતે આપણે પોતાના દુ ખનુ નિવારણ કરવા તત્પર થઇએ છીએ, તેવીજ રીતે આપણાથી બની શકે તેમ પારકાના દુ ખનુ નિવારણ કરવા તત્પર થવુ જોઇએ. જે મનુષ્ય પારકાના દુ ખ મટાડે છે, તે પરોપકારી કહેવાય છે તેથી મનુષ્ય માત્રે પોતાના શરીર ઉપરથી પારકાના સુખદુ ખનુ હરહમેશાં અનુમાન કરતા શીખવુ જોઇએ, કારણ કે એવી રીતે વર્તવાથી કોઈ પણ મનુષ્ય અન્ય મનુષ્યના દુ ખાદિ જાણી શકે છે અને તે જાણવાથી તેનો ઉપાય પણ કરી શકે છે દાખલા તરીકે આપણને ભૂખ લાગે છે ત્યારે જેમ ઉદરમા વ્યથા તથા હાથ પગ શિથિલ થઈ જીવ આકુળવ્યાકુળ થાય છે અને બીજુ કાંઈ પણ ન ગમતા કેવળ અન્ન તરફ લક્ષ લાગે છે, તેમ સર્વ પ્રાણીને પણ થાય છે અન્ન જળ મળવાથી તથા ટાઢતડકા વગેરેથી જેવુ સુખદુ ખ આપણને થાય છે, તેવુજ બીજા પ્રાણીઓને પણ થાય છે માટે સર્વને પોતાના શરીરના દૃષ્ટાંતથી સમાન જાણવા જોઇએ, તેથીજ ભગવાને . ગીતામાં આજ્ઞા કરી છે કે—

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुख वा यदि वा दु ख स योगी परमो मतः ॥ ६—३२

**અર્થ**—હે અર્જુન ! જે પુરૂષ પોતાના શરીરના દૃષ્ટાંતથી સર્વ પ્રાણીઓમાં સુખ અને દુ ખ પોતાના સમાન સમજે તેને પરમ યોગી જાણવો

' આવી શ્રીકૃષ્ણપરમાત્માની સરળ આજ્ઞા હોવાથી બુદ્ધિમાન્ પુરૂષે પારકું દુ ખ મટાડવાની ઇચ્છા પોતાના અ ત કરણમા જરૂર રાખવી જોઈયે મનુષ્ય પ્રાણીનુ નીચ્[illegible] મરણ બાદ કઈ પણ ઉપયોગમા આવતુ નથી તે તરફ દૃષ્ટિ કરતા એક કવીએ છૂટે તે ]ક—

વ્યાપાર૰ परोपकारशून्यस्य धिङ् मनुष्यस्य जीवितम् ।
હિસાબમા જરા‍ धावन्त पशवस्तेषां चर्माप्युपकरिष्यति ॥

અને તેને બદલે બા[illegible] કાંઈ પણ પરોપકાર ન થાય એવા મનુષ્યના જીવિતને ધિક્કાર તેમા પણ જરા પોતાન શરીર મરણ પામ્યા પછી કંઈ પણ ઉપયોગી થતુ નથી પરો° એ ઉત્તમ વ્યાપારનીતિ પશુઓને પુણ્યવાન્ ગણવા જોઇયે, કારણ કે તેઓ કેવળ પ્રાચીન આર્યાવર્તના[illegible] 'રવહન વગેરે અનેક લોકોપકારી કામો સિદ્ધ કરી આપે વ્યાપારઅર્થે ગમે તે દેશપે[illegible] ામડ઼ પણ મનુષ્યના ઉપયોગમાં આવે છે

આ પરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે મનુષ્ય પ્રાણીથી પોતાના આયુષ્ય સુધીજ કાંઈ પણ પરોપકાર થઈ શકે તેમ છે માટે દરેક મનુષ્યની ફરજ છે કે પોતાનાથી બની શકે તેવી રીતે અને તેટલા અંશમાં પણ પરોપકાર કરવો જોઈયે, કારણ કે મનુષ્યનું શરીર તો પાછળથી પશુની માફક ઉપયોગી પણ થતું નથી પશુચર્મથી મનુષ્યના અનેક કાર્યો સિદ્ધ થઈ શકે છે માટે પરોપકાર રહિત પુરૂષને તૃણથી પણ અધિક અધમ ગણવો જોઈયે આ સૃષ્ટિમાં લોકો સર્વ પદાર્થોમાં તૃણને ઘણુંજ હલકું ગણે છે, પરંતુ એજ તૃણથી ગાય, ભેંસ, બળદ, ઘોડા વગેરે જનાવરોનું જીવન થાય છે અને તે દ્વારાએ લોકોપયોગી ઘણાંક કાર્યો પણ સિદ્ધ થઈ શકે છે, એટલુંજ નહિ પરંતુ જ્યારે ખરેખરા રણમાં તરવારની ઝપાઝપી ઉડી રહી હોય છે, તે વખતે પણ બીકણ અને કાયર લોકને જીવિતદાન બક્ષાવનાર ખરૂં સાધન તૃણ થઈ પડે છે અગાઉ જો કોઈ પણ કાયર મનુષ્ય મુખમાં ઘાસનું તરણું લઈ શરણ આવતો ત્યારે શૂર પુરૂષો કદિપણ તેને મારતા નહોતા એટલુંજ નહીં, પણ પોતાનાથી બની શકતી દરેક મદદ આપી તેને જીવિતદાન બક્ષતા હતા. આથી તૃણ ( ઘાસ ) પણ પોતાનાથી બનતો પરોપકાર કરવામાં પછાત પડતું નથી એમ સિદ્ધ થાય છે. માટે મનુષ્યોએ પરમેશ્વરની પૂર્ણ કૃપાનું પાત્ર થવા પરોપકારના કામમાં બરોબર કમ્મર કસવી જોઈયે છે આર્યધર્મશાસ્ત્રનો એવો સિદ્ધાંત છે કે જેમ કરોળીઆ પોતાના શરીરમાંથી જાળું ઉત્પન્ન કરે છે, તેમ ઈશ્વર પણ સ્વઈચ્છાનુસાર પોતાનાજ સ્વરૂપમાંથી સંપૂર્ણ જગત પ્રકટ કરે છે જેમ અગ્નિમાંથી છૂટા દેખાતા તણખાઓ અગ્નિનાજ અંશ હોય છે, તેમ જીવ માત્ર ઈશ્વરનો અંશ છે સર્વ પદાર્થને મૂળથી ઉત્પન્ન કરનાર કેવળ ઈશ્વરજ છે, તેથી ઈશ્વરે ઉત્પન્ન કરેલા અન્ન, વસ્ત્ર, દ્રવ્ય વગેરે સર્વ પદાર્થો લોકમાં અને ધર્મશાસ્ત્રમાં બતાવેલી નીતિ મુજબ ઈશ્વરાંશભૂત સર્વ જીવોના ઉપયોગમાં લાવવાને પ્રયત્ન કરવો જોઈયે કારણ કે સત્પુરૂષો સંપત્તિ મળવાનું મુખ્ય કારણ ધર્મને ગણે છે અને ધર્મ વગર ઐહિક કે પારલૌકિક સુખ પ્રાપ્ત થતું નથી પરોપકાર એ પણ ધર્મનું એક પ્રધાન અંગ ગણાય છે તેથીજ એક કવિએ કહ્યું છે કે —

> पिबति नद्य स्वयमेव नांभ स्वय न खादति फलानि वृक्षा ।
> नाऽदन्ति सस्य खलु वारिवाहा परोपकाराय सतां विभूतय. ॥

અર્થાત્—નદીઓ જાતે જરા પણ પાણી પીતી નથી, તથાપિ લોકોપયોગ સારૂ હજારો બલ્કે લાખો મણ પાણીને તાણીને ચાલે છે, વૃક્ષો પોતે ફળ ખાતાં નથી, પરંતુ તેથી લોકોની ભૂખ ભાંગે છે વાદળાંઓ પોતે અન્નનો એક પણ દાણો ખાતા નથી પરંતુ જગતના જીવન માટે જળવૃષ્ટિ કરી જનોને જીવાડે છે, સત્પુરૂષોની સમૃદ્ધિ અને કૃતિ સમયાનુસાર પરોપકાર સારૂજ હોય છે કોઇ

પણ મનુષ્ય, માતાના પેટમાથી પૈસાનો પોટલો સાથે બાંધી લાવતો નથી પરતુ જ્યારે અહિથી પાછો જાય છે, ત્યારે તો ઘણુ વર્ષો સુધી અનેક યત્નો કરીને હૃષ્ટપુષ્ટ કરેલા શરીરને પણ છોડી ચાલતો થાય છે, તો પછી ધન, ભવન વગેરે શી રીતે સાથે લઇ જાય ? ખરી રીતે જોતા તો મનુષ્ય પોતાની સાથે પાપપુણ્ય શિવાય બીજુ કઇ પણ લઈ જઈ શકતો નથી તેટલુ છતા પણ મનુષ્ય ઈશ્વિરી નિયમ પ્રમાણે મળેલા ધનાદિને માયા મોહથી મારૂ મારૂ માની બેઍ છે અને ખ્યાલી હવાઇ વિચારો કરી મિથ્યાભિમાન છોડતો નથી ખરૂ વિચારી જોતાં સ્પષ્ટ સમજાય છે કે ઈશ્વિરેજ ઉત્પન્ન કરેલા અને તેણેજ આપેલા દ્રવ્ય વગેરે પદાર્થો ઈશ્વિરનાજ ઉત્પન્ન કરેલા સર્વ પ્રાણીઓના ઉપયોગમા આણવા જોઇયે, પણ તેવા વિચારવાળા આજે સૃષ્ટિમા મળવા અતિ દુર્લભ છે મનુષ્યે જેટલું પોતાના પેટમા ખવાય તેટલુજ પોતાનુ સમજવુ જોઇએ છે જો કે ઘરમાં હજારો મણ દાણો અને લાખો રૂપીયા પડ્યા હોય તો પણ તે એકદમ ખાઈ શકાતા નથી, તેમજ અત વખતે પણ સાથે લઇ જવાતા નથી, માટેજ શ્રીમદ્ ભાગવતમા કહ્યુ છે કે—

यावद्भ्रियेत जठरं तावत्सर्वं हि देहिन॰ ।
अधिक योऽभिमन्येत स स्तेनो दण्डमर्हति ॥

અર્થ —જેટલાથી પેટ ભરાય તેટલા ઉપર તે મનુષ્યની સત્તા છે અધિક ઉપર જે વૃથા અભિમાન બાંધે તે ચોર દડને યોગ્ય થાય છે આથી સર્વ મનુષ્યે સમજવુ જોઇયે કે સ્વ ઉદર ભરાય, તેથી અધિક વસ્તુ ઉપર માયાની નજરે જોતા અભિમાન બધાય છે કે આ સર્વનો માલિક હુજ છુ, પરતુ તે સર્વ વૃથા હોવાથી તેવા ખ્યાલી અભિમાન તરફ ન દોરાતા, સ્વશ્રેય માટે ઈશ્વિરી આજ્ઞાનુસાર પરોપકારાર્થે તેનો ઉપયોગ કરવો જોઇયે છે. કારણ કે લક્ષ્મી તથા યૌવન કાળાંતરે જરૂર નાશ થનાના છે તેથી એક કવિએ કહ્યુ છે કે—

धनानि जीवितं चैव परार्थे प्राज्ञ उत्सृजेत् ।
तन्निमित्तो वर त्यागो विनाशे नियते सति ॥

અર્થ —ધન તથા તેવુજ કામ પડે તો જીવન પણ અનેક લોકોના ઉપકાર માટે બુદ્ધિમાન લોકો છોડે છે, કારણ કે એક દિવસે શરીર અને દ્રવ્યનો નાશ તો જરૂર થાશે એમ નિશ્ચય છે, તેથી સર્વત્ર ઈશ્વિરરૂપતા જોઇને પરોપકાર માટે દ્રવ્ય વગેરે વાપરવુ ઉચિત છે

આધુનિક શ્રીમાનો તરફથી હાલમા જેટલા ખરો પરોપકારાર્થે દ્રવ્યનો ઉપયોગ થાય છે, તેનાથી અધિકાગે બાવલા, ટી, ઇવનીંગ, અને આફટરનુન પાર્ટીઓ

તથા અક્ષરોના પૃચ્છડા મેળવવા માટે દ્રવ્યનો વધુને વધુ જે ઉપયોગ થતો જાય છે, એ ઘણુજ શોચનીય છે, કારણ કે બાવલા વગેરેના ઉપયોગમા વપરાતી લક્ષ્મી કાંઈ સ્થિર પરોપકારાર્થે જતી નથી, તેમજ તેથી કઈ પણ પુણ્ય પ્રાપ્ત થતુ નથી, તે કરતા તો ભૂખ્યાને ભોજન, તરસ્યાને જળ, વસ્ત્રહીન દીનને વસ્ત્ર, વિદ્યારહિતને વિદ્યા, રોગીને દવા આપવાના કાર્યમા લક્ષ્મીનો ઉપયોગ કરવા તરફ આધુનિક આર્ય શ્રીમાનો લક્ષ રાખતા શીખે કે જેથી ગરીબોના દુ ખનુ નિવારણ થઇ તેઓનુ પોતાનુ પણ શ્રેય થાય એવી સન્મતિ આપવા સર્વેશ્વર પરમાત્મા પ્રત્યે અમે પ્રાર્થના કરીએ છીએ

---

## પરમેશ્વર પ્રાપ્તિનાં વેદોક્ત સાધનો.

### ૨ તપ.

પરમેશ્વર પ્રાપ્તિ (મુક્તિ) મેળવવાનાં જે જે સાધનો વેદમાં કહ્યાં છે, તેમાં સત્ય એ પ્રથમ સાધન છે તેનુ વર્ણન પ્રથમ વર્ષના ચોથા અંકમાં (પૃષ્ઠ ૬૧) આપ્યું છે હવે બીજુ સાધન જે તપ તેનો વિચાર કરીએ કાયિક, વાચિક અને માનસિક ત્રિવિધ તપ છે વેદમાં કહ્યુ છે કેઃ—

तपसा देवा देवतामग्र आयन्तपस ऋषय' सुवरन्वविन्दन्तपसास- पत्नान्प्रणुदामारातीस्तपसिसर्वं प्रतिष्ठित तस्मात्तपः परम वदन्ति ॥

કાયિક તપ એટલે કૃચ્છ્ર, ચાંદ્રાયણ, એકાદશી વગેરે વ્રતો વડે ઇંદ્રાદિક દેવતાઓને દેવપણું મળ્યું છે માનસિક તપ એટલે આલોચન વડે મોટા મોટા ઋષિયોએ સ્વર્ગ મેળવ્યું છે હાલ પણ વાચિક તપવડે આપણે શત્રુનો નાશ કરીએ છીએ. માટે તપને આધારે સર્વ રહ્યુ છે. માટે તપને પરમસાધન કહે છે

આનુ વધારે સ્પષ્ટીકરણ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ૧૭ મા અધ્યાયમાં શ્રીકૃષ્ણપરમાત્માએ પડે કર્યું છે

#### કાયિક તપ.

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥

દેવતાઓ, દ્વિજો, ગુરૂઓ અને પંડિતોનુ પૂજન કરવું, પવિત્રતા રાખવી, સરલતા, બ્રહ્મચર્ય અને અહિંસા એને કાયિક તપ કહે છે

### વાચિક તપ.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ १५ ॥

સાભળનારને ઉદ્વેગ ન થાય એવુ, સાચુ, પ્યારૂ લાગે એવું, અને તે પ્રમાણે વર્તન કરે તો તેનુ હિત થાય એવુ જે વચન તે તથા વેદાદિક પોતાને નિત્યપાઠના ગ્રથોનો અભ્યાસ એને વાચિક તપ કહે છે.

### માનસિક તપ.

मनः प्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥

મનની પ્રસન્નતા, સૌમ્યતા, મનન, મનનો વિશેષે કરીને નિગ્રહ અને ભાવની અત્યત શુદ્ધતા એને માનસિક તપ કહે છે

જે રીતે ઉપલા ત્રિવિધ તપો છે, તેજ પ્રકૃતિના ગુણોવડે અને ફળના ભેદથી સાત્વિક, રાજસ અને તામસ એમ ત્રિવિધ થાય છે તે પ્રકાર પણ ગીતામાં તેજ સ્થળે દર્શાવ્યો છે

### સાત્વિક તપ.

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।
अफलाकाङ्क्षिभिर्युक्तैः सात्विकं परिचक्षते ॥ १७ ॥

કોઈ પણ જાતના ફળની કામનાથી રહિત પુરૂષે પરમ શ્રદ્ધાવડે ઉપર કહેલું ( કાયિક, વાચિક, માનસિક ) ત્રિવિધ તપ જે તપવુ તે સાત્વિક કહેવાય છે

### રાજસ તપ.

सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत्।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥

લોક મારો સત્કાર કરે, માન આપે, પૂજ્ય ગણે એવી લાલસાથી નક્કી દભ ( ઢોગ સોગ )થી જે ( ત્રિવિધ ) તપ આ લોકમા કરે છે, તે રાજસ કહેવાય છે અને તેનુ ફળ ચલિત અને અનિશ્ચિત છે

### તામસ તપ.

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥

જે પોતાના પડને પશુપેઠે પીડે અને વગર વિચારે મૂઢ બનીને શાસ્ત્ર વિધિથી રહિત, બીજાને પીડા કરવા માટે જે તપ કરે છે, તે તામસ તપ કહેવાય છે

આ ઉપરથી માલમ પડશે કે જે તામસ તપ છે, તેથી તો પોતાને તથા પરને બેઉને આ લોકમા પીડા થાય છે રાજસ વડે આ લોકમાં બીજા અજ્ઞાની જનો છેતરાઇને થોડા વખત સૂધી માનપાન આપે છે અને જ્યારે તેનો ઢોંગ ખુલ્લો થાય છે, ત્યારે તે માનપાન મેળવનારને પાછો ફીટકાર પણ કરે છે પરતુ જે સાત્વિક તપ છે, તેજ ઇશ્વર પ્રાપ્તિનું ખરૂ સાધન છે.

જગતમાં પણ આપણે જોઇએ છીએ કે કોઈ સાવકાર કે દુકાનદારને પોતાનાં ધીરેલાં નાણા, દેવાદાર ધણી વાયદાસર પહોચાડવતો નથી ત્યારે તેને બારણે બેસી ગમે તેવા અઘટિત વચનો સભળાવે છે, તેથી પણ નાણાં વસુલ ન થાય, ત્યારે કોર્ટમાં ફર્યાદી કરી વસુલ કરે છે આ રાજસ કર્મ કહેવાય. તેમ કોઇ ભીખારીને ભીક્ષા ન આપે ત્યારે તે તેને બારણે લાંઘવા બેસે છે, તેથી કંટાળીને ઘણા ગૃહસ્થો કે દુકાનદારો ભિક્ષુકને અન્ન, વસ્ત્ર કે ધન આપે છે આ રીતે લેવુ તે તામસ કર્મનુ ફળ છે સાત્વિક તપમાં તો પોતાના શરીરનેજ શાસ્ત્રવિધિ મુજબ તપાવવુ તથા પોતાના મનથી શાસ્ત્ર ઉપર શ્રદ્ધા રાખી આ વિશ્વનુ આલોચન કરવુ તેની ગણના કરી છે. એકાદશી વગેરે વ્રત છે, તે સાત્વિક તપશ્ચર્યામા ગણાય છે તેથીજ કહ્યુ છે કે—

तप इति तपोनानशनात्पर यद्धि पर तपस्तद्दुर्धर्षं
तद्दुराधर्षं तस्मात्तपसि रमन्ते ॥

ઇશ્વિરપ્રાપ્તિ માટે એકાદશી વગેરેનો ઉપવાસ કરવો કેમકે અનશન ( ઉપવાસ ) કરતાં ચઢિયાતું બીજું કાયિક તપ નથી જો કે એ તપમાં ભૂખનું દુખ સહેવુ પડે છે, તથાપિ તે શાસ્ત્રોક્ત હોવાથી મહાત્માઓ આનદ પૂર્વક કરે છે અને બીજાઓ વિકલ્પથી કરે છે એવાં તપથી દેહ શુદ્ધ થાય છે. વૈદિક નજરે જોતા પણ પદર દિવસે આવતી એકાદશીનો ઉપવાસ શરીરની આરોગ્યતામાં અતિ સહાયકારી થઈ પડે છે આજના સ્વાર્થમય શિક્ષણના અભ્યાસીઓએ તો, એકાદશી વ્રતમા "એક પથ ને દો કાજ" જેવો લાભ હોવાથી તે લાભદાયી કાર્ય કરવા તત્પર થવું જોઈએ શુદ્ધ દેહવડે શાસ્ત્રોક્ત કર્મો કરવાથી ચિત્ત શુદ્ધ થાય છે, શુદ્ધ ચિત્તે શાસ્ત્રોનું આલોચન કરવાથી ખરૂં જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને જ્ઞાનપૂર્વક ભક્તિ કરવાથી પરમાત્માની પ્રાપ્તિ ( મુક્તિ ) મળે છે, માટે તપ એ ઇશ્વર પ્રાપ્તિનું બીજુ

સાધન વેદમા કહ્યુ છે પરતુ તે શુદ્ધ ભાવથી કરવું જોઇએ. ધર્મમાં ભાવશુદ્ધિ એ મુખ્ય છે. માટેજ શ્રીમહાભારતના પહેલાજ અધ્યાયની સમાપ્તિમાં કહ્યું છે કે—

તપ નિર્મળ સાધન ગણાય છે, વેદાધ્યયન નિર્મળ સાધન ગણાય છે, સ્વાભાવિક વેદોક્ત વિધિ એ નિર્મળ સાધન ગણાય છે, તથા હઠથી શિલોંચ્છવૃત્તિથી આજીવિકા કરવી એ પણ નિર્મળ સાધન ગણાય છે, પર'તુ ઉપર કહેલા તપ વગેરે જો શુદ્ધભાવ રહિત કર્યા હોય, તો તે શુદ્ધ સાધન ગણાતા નથી, એટલુજ નહિ પણ ઉલટું પાપપ્રદ થઈ પડે છે માટે ધાર્મિક કર્મો કરતાં પણ પરિણામનો વિચાર આવશ્યક છે અને તે માટે સર્વેએ પ્રથમ શાસ્ત્રાધ્યયન કરવુ જોઇએ.

શ્રીમદ્‌ભાગવતના બીજા સ્કધના ૯ મા અધ્યાયમાં "તપ" એ મુખ્ય સાધન વિષે કહ્યુ છે કે, જગતના પરમગુરૂ આદિદેવ ભગવાન્ બ્રહ્મા પોતાના કમલાસન ઉપર બેસીને, જગત્ ઉત્પન્ન કરવાની ઇચ્છાથી વિચાર કરવા લાગ્યા, પર તુ તેથી જગત્‌ની રચના થઇ શકે તેવો કોઈ સત્યવિચાર તેમને સૂઝયો નહિ. આ પ્રમાણે સૃષ્ટિ રચનામાટે વિચાર કરતા કરતાં, એક દિવસ બ્રહ્માએ સ્પર્શ અક્ષરોમાનો* સોળમો (ત) અને એકવીસમો (પ) એ બે અક્ષરો અર્થાત્ તપ પાણીમાથી બે વાર ઉચ્ચારાતા સાંભળ્યા

હે રાજન્! જે તપ નિષ્કિચન પુરુષોનુ' ધન કહેવાય છે. "તપ, તપ," આવો શબ્દ પાણીમાંથી આવ્યો, તે સાંભળીને તેનો વક્તા કોણ હશે ? તે જાણવા બ્રહ્માએ દિશાઓ તરફ નજર કરી, પણ ત્યાં બીજા કોઇને ન દેખવાથી, તે પોતાના આસન ઉપર બેસીને જાણે કોઇએ પ્રત્યક્ષ તપ કરવા માટે ઉપદેશ કર્યો હોય તેમ, તેમણે "તપ પોતાનુ હિતકારી છે" એમ માનીને તપશ્ચર્યા કરવાનો વિચાર કર્યો. પછી તપ શબ્દનો અર્થ જાણવામાં સફળ જ્ઞાનવાળા, પ્રાણ, મન, જ્ઞાનેદ્રિય, અને કર્મેદ્રિયનો વિજય કરનારા, તપશ્ચર્યા કરનારાઓમાં મહા તપસ્વી એવા બ્રહ્માએ મનની વૃત્તિને એકાગ્ર કરી, દેવતાના હજાર વર્ષસૂધી સર્વ લોકોને પ્રકાશ કરનારૂ તપ કર્યું, તેથી તેમને વૈકુઠલોક તથા શ્રી પુરુષોત્તમનાં દર્શન થયાં માટે તપ એ મુખ્ય સાધન જગદ્‌ગુરુ બ્રહ્માએ લોકશિક્ષા માટે કરી બતાવ્યું છે.

शास्त्री विष्णवाचार्य वळे

* ક થી મ સૂધીના વ્યજનો સ્પર્શ અક્ષરો કહેવાય છે

# સનાતનધર્મ મહાસભા; પ્રયાગ

પૌષ શુદ ૧૩ સોમવારથી ગાયત્રી પુરશ્ચરણ તથા મંત્ર સ્તોત્ર પાઠ શરૂ થયો અને પૌષ વદ ૭ મહારૂદ્રનો આરંભ, મહામહોપાધ્યાય પંડિત શિવકુમારની અધ્યક્ષતાથી થયો હતો પૌષ વદ ૧૦ "મહાસભા" નું કામ ચાલી, નવ દિવસે પૂર્ણ થયું હતું

પ્રથમદિન--હરિભક્તિ પરાયણ રામચંદ્રબુવા ચાંદવડકરનું પ્રથમ હરિકીર્તન, ગોવર્ધન મઠ (જગન્નાથ પુરી) ના શ્રીશંકરાચાર્યની પધરામણી પંડિત મદન મોહન માલવીયાનું પ્રાથમિક ભાષણ પં માલવીયાએ કહ્યું કે દર ૧૨ વર્ષે થનારા આ કુંભ મેળામાં લક્ષાવધિ સાધુસંતો, વંદનીય સત્પુરૂષો, હજારો વિદ્વાન્ પંડિતો, સેંકડો રાજા મહારાજાઓ, અને અગણિત ધાર્મિક સદ્ગૃહસ્થો અત્રે ત્રિવેણીસ્નાન માટે મળે છે તેઓના મેળાપનો અપૂર્વલાભ સર્વને મળે, વિદ્વાન્ પંડિતો અને મહાનુભાવ સાધુસંતોના દર્શન થાય, અને હાલની આપણી સ્થિતિમાં તેઓ તરફથી ઉપદેશામૃતનું પાન આપણને કરાવાય, એવા અનેક પવિત્ર હેતુથી આ સભા ભરવાનો નિશ્ચય કર્યો હતો તે પ્રમાણે ઇશકૃપાથી આજનો શુભદિન આવી મળ્યો છે પૂર્વકાળનો ઇતિહાસ જોતાં આવા પવિત્ર મેળામાં ધર્મોપદેશ કરવાનો ધારો હતો આ પહેલાં પણ અનેકવાર આવા કુંભમેળા ભરાયા હશે, પણ આજે હિંદનો ભાગ્યોદય જાણવો જોઇએ, કે આવો યોગ આ વેળાએ આવી મળ્યો છે પૂર્વે આવોજ ધર્મગ્લાનીનો કાળ હિંદપર આવ્યો હતો, પરંતુ તે વખતે શ્રીભગવત્પૂજ્યપાદ શ્રીશંકરાચાર્યજી એ તે વખતે વર્ણાશ્રમ ધર્મનું સંરક્ષણ કર્યું હતું હાલ એવાજ અધર્મપ્રવર્તક સમયમાં આપણે ફસાયા છીએ એ સ્થિતિ કાયમ રહેશે તો સર્વથા હિંદની વિશેષ અવનતિનું કારણ થશે જેમ થવું શ્રેયસ્કર નથી, માટે અત્રે મળેલા વિદ્વાન, સાધુસંત, આચાર્ય એમની પાસે અમે રોજ ભિક્ષા માગીએ છીએ કે, અમને ધર્મોપદેશ રૂપી અમૃત પાન કરાવો અને અમને ધર્મમાર્ગ દર્શાવો જે રીતે માતાપાસે બાળક માગે છે, તે રીતે અમે અનન્યભાવે યાચીએ છીએ અમારા સુદૈવથી આટલે લગી સુધી, ખરી દક્ષિણમાં મદ્રાસ, મૈસુર, પંજાબ, કલકત્તા, કોલ્હાપુર, શૃંગેરી, પુના, હુબલી, પંઢરપુર મુંબઇ વગેરે અનેક ગામોથી અનેક સંપ્રદાયના મોટા વિદ્વાનો અમારાપર અનુગ્રહ કરવા માટે ખાસ અત્રે આવ્યા છે બીજી આનંદજનક વાર્તા એ છે જે શ્રી શૃંગેરી મઠના શ્રીમાન્ શંકરાચાર્યજીએ સભા ઉપર અનુગ્રહ કરવા માટે એક આશીર્વાદ પત્ર તથા પાદુકા મોકલેલ છે (એ સંસ્કૃત પત્ર સભામાં વાચી સંભળાવ્યો) અને પછી સભાનું અધ્યક્ષસ્થાન શ્રી ગોવર્ધન મઠના શ્રી શંકરાચાર્યજીને સુશોભિત કરવા વિનંતિ કરી.

એ વિનતિને પંડિત શિવકુમાર શાસ્ત્રીએ અનુમોદન આપ્યુ અને અધ્યક્ષે સ્થાનાપન્ન થઈ ટૂંકમા ઉપદેશ આપ્યો પછી બીજા વક્તાઓના ભાષણો થઈ રાત્રે ૭ા વાગે સભા બરખાસ્ત થઈ

**દિ. ૨ જો.**—મહામહોપાધ્યાય પં૦ શિવકુમાર શાસ્ત્રીનુ "ઇશ્વિરસ્વરૂપ તેની વ્યાપકતા" એ વિષયપર દોઢ કલાક વ્યાખ્યાન થયુ અને દરેક નગરમા "સનાતન ધર્મસભા" તથા "બ્રહ્મચર્યાશ્રમ" ની સ્થાપના કરવાનો ઠરાવ તેમણે સભામા મૂક્યો તેને પતિયાળાના પંડિત શ્રીકૃષ્ણ શાસ્ત્રી તથા પંડિત દીનદયાળુ શર્માએ અનુમોદન આપ્યુ

**દિ. ૩ જો** — પૂર્વ દિવસનો ઠરાવ પાસ કરવા ભાષણો થયા શ્રીમત્ વિદ્યા નરસિંહ ભારતી સ્વામી સંકેશ્વરનુ "શ્રી મચ્છંકરાચાર્ય જીવનચરિત્ર" એ વિષયપર સંસ્કૃત વ્યાખ્યાન થયુ પછી ગામેગામ સભા સ્થાપવાનો ઠરાવ સર્વાનુમતે પાસ થયો. અને કાશીમા "સાર્વજનિક બ્રહ્મચર્યાશ્રમ" સ્થાપવાનુ ઠર્યું તે માટે એક બ્રહ્મચારીએ તથા જાનકીબાઇએ સો સો રૂપીઆ તત્કાલ આપ્યા

**દિ. ૪ થો.**—પંડિત મદન મોહન માળવીએ "રાષ્ટ્રીય હિંદુ વિશ્વવિદ્યાલય (University) સ્થાપવાનો ઠરાવ મૂક્યો અને એને અનુમોદક ભાષણો થયા

**દિ. ૫ મો.**—પૂર્વ દિનનો ઠરાવ પાસ થયો અને કેટલાક ગૃહસ્થોએ ટીપમાં નાણાં ભરવાની કબૂલત આપી

**દિ. ૬ ઠો.**—આ બેઠકમા "ભારતધર્મ મહામંડળ" ના પ્રમુખ **શ્રીદરભંગા નરેશ** પધાર્યા હતા તે વગેરે વિદ્વાનોના વ્યાખ્યાન થયા. મુબઇના આગાખાને વિશ્વવિદ્યાલય માટે ૫૦૦૦ રૂપીઆ આપવા કબૂલ કરવા સબંધી મી ગોખલે એ લખેલો પત્ર વચાયો

મૈસુરના એક શાસ્ત્રીએ હમણા કારણપરત્વે પરદ્વીપગમન કરનારને પ્રાયશ્ચિત્ત આપી જ્ઞાતિમા દાખલ કરવાની છૂટ હોવી જોઇયે, એવો અભિપ્રાય જણાવ્યો તેનુ પ્રાચીન શાસ્ત્રી પંડિતોએ ખંડન કર્યું. પંડિત દીનદયાળે કહ્યુ કે બ્રાહ્મણથી આ કાળમા પણ પરદ્વીપગમન થઇ શકે નહિ" જયપુરના મહારાજાએ રસ્તો ખુલ્લો કર્યો છે, પણ તેઓ ક્ષત્રી છે. તથા યથાર્થ ધર્મ સાચવીને ગયા હતા, માટે તેનો દાખલો સર્વ સાધારણ મનુષ્યને લાગુ પડતો નથી. તથાપિ આ વિષયનું હાલ કંઇ પ્રયોજન નથી બીજે પ્રસંગે એ ખાસ વિષયપર વિચાર ચલાવવામા આવશે એમ જણાવી એ તકરારી વિષયને બધ પાડી દીધો

**દિ. ૭ તથા ૮ મો.**—એ બે દિવસ "ભારત ધર્મમહામંડળ" ના તરફથી સભાથઇ હતી શ્રી કાશીમા "હિંદુ વિશ્વવિદ્યાલય" સ્થાપવાનો ઠરાવ પાસ થયો તથા તેમાટે કેટલુંક નાણું ટીપમા ભરાયુ

દિ. ૯ મો—પ્રતિનિધિ શાસ્ત્રી મંડળીની સભા થઇ, તેમાં "સનાતન ધર્મસંગ્રહ" ગ્રંથ તૈયાર કરવા માટે કેટલાક શાસ્ત્રીઓની કમિટિ નીમાઈ આ ગ્રંથનો જે કાચો ખરડો છપાયો છે, તેની એક પ્રત, **મુંબઈ વિદ્યાલક્ષ્મી પાંઠશાળા** તરફના સભાના પ્રતિનિધિ પંડિત હરિદત્તશર્મા મારફત અમને મળી છે જે પંડિત શ્રીગટ્ટૂલાલજી ધર્મપુસ્તકાલયમાં મૂકવામાં આવી છે

---

# ચાલુ ચર્ચા.

## કોટમાં કાગડાની કતલ.

હાલ કેટલોક સમય થયા પાશ્ચાત્યવાસીઓને કંઇ એવું હડખું લાગ્યું છે કે, જો કોઈ વસ્તુ તેઓની નજરમાં ઉપદ્રવી ગણાય કે લાગલાજ તેઓ તે વસ્તુ પછી ભલે તે જડ હો વા ચેતન હો પણ તેનો નાશ કરવોજ જોઇએ આવા જડ વિચારથી દોરવાઇ, કોઇ પણ નિર્દોષ પંખી, પશુનો પ્રાણ લેતા બીલકૂલ અચકાતા નથી દાખલા તરિકે ઉંદરને મરકીનું મૂળ સમજી ઉંદરોનો નાશ કરવાનું કાર્ય આ આર્યાવર્તમાં ધમધોકાર ચાલુ થયું છે તેવીજ રીતે એક અંગ્રેજ કોરપોરેટરની નજરમાં કાગડા ઉપદ્રવી જણાતા તેની સંખ્યા ઘટાડવાનો એલાજ લેવાને લગતો રીપાર્ટ કરવા એક કમીટી અત્રે ( મુંબઇ ) મ્યુનિસિપાલીટી તરફથી નીમાઇ હતી કમીટીએ કીધેલી ભલામણ મુજબના ઇલાજ લેવાની દરખાસ્ત મી આર જે-કે ટે તા ૨૫-૧-૦૬ કોરપરેશનની સભામાં મૂકી હતી, પરંતુ તે વધુમતે રદ ગઇ હતી આથી **મરીન-લાઇન્સ** તરફ રહેનારા બડેખાઓ તરફથી તા ૨૯-૧-૦૬ ને દિને બંદુકો સહિત કાગડાઓની સામે ચઢાઇ લઈ જવામાં આવી હતી એવી ખબર આપતા "મુંબઇ ગેઝેટ" જણાવે છે કે મરીન લાઇન્સ અને રાણીના બાવલાથી ધોબીતલાવ સુધીના આખા એસપ્લેનેડ રોડના દરેક ઝાડ નીચે કાગડાઓ ઉપરાત એક બીલાડીની પણ લાસ પડી હતી. એક પીડા દૂર કરવા જતાં થોડા વખતને માટે બીજી પીડાને કાગપર ધાડ લઇ જનારાઓએ જન્મ આપ્યો હતો, કારણકે આ નિર્દોષ પંખીઓની લાસો ચોવીસ કલાક ઉપરાત રસ્તા ઉપર સડતી પડી રહેલાથી તે લત્તાપર અતિ દુર્ગંધ ફેલાઇ રહી હતી. આ પંખી કેટલું ઉપયોગી છે તેનો એ ચઢાઇ કરનારાઓએ જરાપણ વિચાર કર્યો હોય એમ અમને તો ભાસતું નથી. સૃષ્ટિના નિયામકે જડ વા ચેતન પદાર્થ કંઇપણ ઉપયોગ વગર પેદા કીધા છે એમ કોઇ પણ કહી શકશે ? હિંદુઓ તો છેક પોતાના પિતૃના શ્રાદ્ધને દિને આ પંખીને ખાસ કરીને

ખોરાક ( ડાંગવાસ ) નાખ્યા વગર રહેતા નથી આ હિંદુસ્થાનની પવિત્ર ભૂમિપર પાશ્ચાત્યવાસિઓ તરફથી પ્રથમ ઝાડપર ધાડ આવી, જંગલો કપાયા ! જેથી વર્ષાદની ઓછપ થવાથી દેશ દુષ્કાળના પંજામા વારેઘડીએ સપડાય છે પછી કુતરા અને ઉંદરપર અને હવે કાગપર ધાડ આવી છે આ રીતે તેઓની દ્રષ્ટિમા ઉપદ્રવી જ ણાતા પખીઓ। પતી રહેશે એટલે પછી વાઘ વગેરે પશુઉપર અને કદાચ અસાધ્ય ક્ષેપી રોગવાળા મનુષ્યને પણ ઉપદ્રવી ગણી તેઓપર પણ આવો જીવઘેણુ પ્રયોગ કરે, તો તેમા નવાઇ ન કહેવાય ! અરે ! ! 'अहिंसा परमो धर्मः' પોકારનાર આર્યસંતાનોના આર્યાવર્તમા આ કેવો ગજબ વર્તવા લાગ્યો છે ! ! પરંતુ આર્યધર્મ શાસ્ત્રનો એવો સિદ્ધાંત છે કે જે કોઇપણ પશુ આદિ જીવની હત્યા કરે છે, તે પશુઆદિ જીવ બીજા જન્મમાં તેનુ વેર લેવા જન્મે છે, માટે કોઇપણ પ્રાણીએ અન્ય જીવની હિંસા ન કરવી જોઇએ

* * * * * *

**હોટલમાં હોઇયાં**—તા ૩૧-૧-૦૯ ની રાત્રે તાજમહાલ હોટલમાં "મોટોર યુનિયન" નુ દબદબા ભરેલું ખાણું ખવડાવવાનો તથા મોટોર ગાડીને માટે સખ્ત કાયદાની જરૂર નથી, એવા વિચારો દર્શાવવામાટે એક મોટો મેલાવડો થયો હતો અમારી જાણ પ્રમાણે હોટલમા પંચપીરીઆના ખાનપાનનો જાહેર મેલાવડો આ પહેલોજ હતો. તે ખાનામા અમારા નીચલા હિંદુ આગેવાન રાજા મહારાજા તથા શેઠીઆઓ પણ સામેલ હતા, એમ તા ૧-૨-૦૯ ના "જામેજમશેદ" પત્રથી માલમ પડે છે.

તીકારીના તથા રાજપીપળાના નામદાર મહારાજા, શેઠ મૂળરાજ ખટાઉ, નારણજી દ્વારકાદાસ, જસ્ટીસ ચંદાવરકર, દ્વારકાદાસ ધરમસી, ગોવરધનદાસ, ગોકળદાસ તેજપાળ, આ. વિઠલદાસ દામોદર ઠાકરશી, ગોરધનદાસ ખટાઉ, ધરમશી મુરારજી, નરોત્તમ મુરારજી, એસ એમ તાગચંદ, દામોદર લખમીદાસ ભીમજી, રૂપસિંગ મથુરાદાસ, લીલાધર સુંદરજી તથા ધરમદાસ ત્રિભોવનદાસ.

આ હોટલમા તેમણે ફળ ફુલ કે મેવો મીઠાઇ શું ખાધુ અને શુ પીધું અગર એમને એમ જાતિ વાતોના તડાકા મારી પાછા ફર્યા, અથવા ખાનપાન માટે ત્યાં કેવી ગોઠવણ રાખી હતી તે તો ત્યા જનાર જાણે, પરંતુ હિંદુ આગેવાનોનું આ પગલુ ધર્મશાસ્ત્રથી જોતાં પણ અઘટિત છે. હિંદુઓએ કયા સ્થાનમાં ખાનપાન કરવુ અને કયાં સ્થાનમાં ન કરવુ એનો વિચાર રાખવાની બહુ જરૂર છે અને જ્યારે મોટા અને અગ્રેસરોમાં 'અથાતા સદાચારપો' એવો વિચાર ન રાખે, ત્યારે ગતાનુગત સાધારણ વર્ગનો શો દોષ કહાડવો ?

" મહાજનો યેન ગતા સ પથ " એ મહાજનો હવે અમારે કોને ગણવા ? હવે હિંદુઓનું હિંદુપણું કેમ ટકશે ? આવા પ્રસંગોથી અમને મરહુમ કવિ કેશવલાલની નીચલી કૃતિ યાદ આવે છે —

## (રાગ મરશીયા.)

હાય હાયરે હિંદુપણું જાય હાલ્યું, ખૂટ–પાટલૂને ઘરઘા'યું રે — હાય.
ધર્મ–કર્મ ન શુદ્ધ કોઈ પાળે, ચઢ્યા ચાતરી અવળે ચાળે,
અનાચારી થઇ ચિત્ત બાળે રે,— હાય હાય.
પાયખાનામાં બીડીઓ ફૂંકે, પાન ચાવતા ચાવતા થુંકે,
રીત ભાતને માળવે મૂકે રે — હાય હાય
ચઢ્યા ચિત્તે વિચાર યુરોપી, તજી પાઘડી પ્હેરી ટોપી,
વરમાળ ઉદ્ધતાએ રોપી રે,— હાય હાય.
જુવો માથે ફિરંગી જેવા, કરે સુંદરીની એક સેવા,
હોય હૈયે હરામના હેવા રે,— હાય હાય.
નથી ચામડી ગોરી થાતી, બન્યું બીજું બધુંય વિલાતી,
ખરી રમ્યતા તો રહી જાતી રે.— હાય હાય
શિખા–સૂત્રતણા થયા વેરી, દુરાચારે લીધા ઘર ઘેરી,
કયા પાપના એ ફલ ઝેરી રે,— હાય હાય
ગમે તેવા નવા વેશ ઘાલે, ચાહપાણી વિના નહિં ચાલે,
' ગુડમોર્નિંગ ' કહિકર ઝાલે રે,— હાય હાય
કોટ જાકીટ કાળે રંગે, અંગ તાણીને બાંધે તંગે,
ફરે ફેરવે શ્વાનને સંગેરે,— હાય હાય.
બળે બોલે વિલાયતી બોલી, મળી તેવ તેવડાની ટોળી;
બધા દેશને નાખ્યો ડો'ળી રે,— હાય હાય.
સત્યબોધનું બાવનું એઠું, હટીલાઇનું લાકડું પેઠું;
ખાય એક બીજાનું એઠું રે,— હાય હાય.
સ્નાન–ધ્યાનની છે ઘડી છેલ્લી, પ્રીતિ રાગ રંગ સાથે રેલી,
ફરે કામિની સાથે ફેલી રે,— હાય હાય.
પાઠ–પૂજન કયાં સાંભરે છે ? ગુણ–દોષથી કોણ ડરે છે,—
દેશ મેલીને દૂર ફરે છે રે,— હાય હાય.
કોઇ શોધક થઇને બેસે, કોઇ પારકા પંથમાં પેસે,
કોઈ ઠાકરને દિએ ઠેસ રે,— હાય હાય

ગઇ આસ્થા સહુની ઊડી, થઇ બુદ્ધિ બધાની બૂડી,
ખરીવાત જણાવે જૂઠી રે,— હાય હાય.
રાજ્ય જેવુ થતા જાયતેવા, નહિ ઓળખાય જાતે કેવા,—
કહ્યુ માને ન અવળા એવા રે,— હાય હાય.
પિએ ખારના ખાટા પાણી, બહુ બાટલીનાં ખૂબ તાણી
પંડિતાઈ પર ફેરવે પાણી રે,— હાય હાય.
શબ્દ બોલવામા એક શૂરા, પિંડ પાળવામા માત્ર પૂરા,
સ્નેહ-સબધ માહિ અધૂરા રે,— હાય હાય
માત તાતનુ માન ન રાખે, ધન યૌવન નીરમા નાખે,
અમે દીઠું અમારી આખે રે,— હાય હાય
ગમે તેનુ બધુય ખપે છે, બર્ફ શર્બત આઇસ્ક્રીમ લેછે,
દારૂ દે[illegible] [illegible] જે રે — હાય હાય
[illegible] થાવાને આખૂ ચોળે, હાથ પાણીદાર [illegible] ને —
વાડ એક બીજાપર ઢોળે રે,— હાય હાય
ભીત ભૂલ્યા ન જાણે કોઇ, વાળ ઓળે અરીસા જોઇ,
રીત બાપદાદાની ખોઇ રે — હાય હાય
લોક લાજના તો બાર વાગ્યા, વસ્ત્રપહેરે છતા હોય નાગા;
ભૂલ જાણ્યાવિના જાય ભાગ્યા રે — હાય હાય
આગગાડિઓ અને આગબોટો, દે છે દેશ પરદેશમાં દોટો,
ચયો સેળભેળ એથી મોટો રે — હાય હાય
ચીજ હાડકા ચામડાવાળી, ગરૂપથી જોઈ રૂપાળી,
કોઈ રે'તુ નથી મન વાળી રે,— હાય હાય
દવા દારૂમા દેહ વટલાયાં, દોષ દેખે નહિ દોઢડાહ્યા,
સમજાવતા થાય સવાયા રે,— હાય હાય
વેદશાસ્ત્રની વાત ન માને, ભલે હોય કહ્યુ ભગવાને,
જાય મરડાતા અભિમાને રે,— હાય હાય
કર્મયોગે વધે છે કુધારો, મને માની લહે તે સુધારો;— હાય હાય
દદ મેલી ગયા છે હજારો રે —
કહે કેશવ ક્યાં જઈ કહિયે ? હાય હોળી બળે છે હૈયે,
મન મારીને મૂગા રહિયે રે,— હાય હાય.

# શ્રી આર્યધર્મસુધા.

પુસ્તક ૨ જું. સંવત્ ૧૯૬૨ મીન માસ. અંક ૩ જો.


## શ્રી રામચન્દ્રાય નમઃ

### મન્ત્ર મંગલાચરણ.

(દોહરા.)

શ્રી સીતાપતિ અકલગતિ, વંદુ વારંવાર,
રાધાવર શરણાગિયા, યુગાન્તરી અવતાર ૧

મમતા સમતા ત પહો, ભજતા લવ ભવપાર,
ચન્દ્ર સૂર્ય વંશે પ્રકટ, થઈ હર્યો ભૂ ભાર ૨

દ્રાવક હૃદય સદય હરિ, અવહર નામોચ્ચાર,
યજે ભજે ભાવે સતત, તેનો બેડો પાર ૩

નરવર નટવર નાગરિક, રઘુ યદુ કુલ શૃંગાર,
મસ્તક તત્ચરણે ધરી, ભજુ પ્રભુ સાકાર ૪

---

ૐ

## ૐકાર વર્ણન.

આ વિશ્વમાં જે કંઈ દેખાય છે, સમજાય છે, સુંઘાય છે, ચખાય છે, અડકાય કે કે વિચારાય છે તે સર્વનું મૂળ કારણ ૐકાર પરમાત્મા છે એ પરમાત્માના અનંત અદ્ભુત કામો (ક્રીડા-લીલા) ઉપરથી, તેના અનંત નામો અનેક ભાષામાં ઉચ્ચારાય તથા લખાય છે. તે સર્વ વાણીના વ્યાપારનું મૂળ બીજ ૐકાર અક્ષર છે તે એકાક્ષર વાચક પરમાત્માનું નામ ગણાય છે તે ૐકાર અક્ષરમાંથીજ જડ, ચેતન અને તેના સમ્મેલનથી થતો આનંદ એ ત્રણેના આવિર્ભાવ (દર્શન અથવા જ્ઞાન) થાય છે બીજ એક ભગવન્નામ દૃશ્ય તેમજ અદૃશ્ય અનંત બ્રહ્માંડમાં

ગાઢ રહ્યુ છે, તેનીજ શક્તિ ( વિદ્યુત–વીજળી ) સર્વત્ર વ્યાપી રહી છે, તથાપિ તેનુ યથાર્થ જ્ઞાન આપણને થયુ નથી અને જ્યા સુધી આપણા દેહોમા રહેલા વિકારો દૂર થાય નહિ, ત્યા સુધી આપણે તેને ઓળખવા માટે અધિકારી પણ થઇ શકીએ તેમ નથી તેવો અધિકાર સપાદન કરવા માટે ( વિકારી દેહ વડે અવિકારી પરમાત્માનુ સ્વરૂપ જાણવાની યોગ્યતા આવવા માટે ) પ્રથમ આપણે આપણા પોતાના સ્વરૂપને ઓળખવુ જોઇએ જે માણસ હુ પોતે કોણ છુ, તે જ્યા સુધી જાણતો નથી, તે માણસ બીજાને કોઇ પણ રીતે જાણી શકતો નથી. અને જે પરમાત્મા છે, તે તો, તે બેથી પણ જુદા ત્રીજાજ છે એટલુજ નહિ પરંતુ એરૂપ પણ તેજ છે અને એની અંદર રહેલા પણ તેજ છે હવે કોઇ માયાવી મનુષ્ય ( જાદુગર ) એમ કહે કે હુ ઘરમા છુ, અને હુ ઘરમા નથી ( અર્થાત્ ઘરની બાહર છુ ) એટલુજ નહિ પણ હુ ઘરમા નથી, તેમ ઘરની બહાર પણ નથી, ત્યારે તે પુરૂષ છે કયા? એનો શો જવાબ આપણે દઈ શકીએ? કોઈજ જવાબ આપણાથી દઈ શકાય નહિ તેવીજ અથવા તેથી પણ દુ ઘણી ગુચવણ પરમાત્મસ્વરૂપને જાણવામા રહેલી છે તે ગુચવણ કદી પ આપણે સ્વશક્તિથી દૂર કરી શકીએ એમ નથી ત્યારે તે દૂર કરવા મા વેદવેત્તા અને સશયછેત્તા એવા સદ્‌ગુરૂને શરણે જવાની પ્રથમ જરૂર છે જો કે સામાન્ય ગુરૂ પણ સ્વશક્તિથી તેને કદી કે જાણી શકે તેમ નથી, તથાપિ વેદ શાસ્ત્ર વડે સદ્‌ગુરુ તેને સમજી તથા સમજાવી શકે છે તે કારણથીજ વેદવેત્તા અ સશયછેત્તા એ બે વિશેષણો ગુરૂને લગાડવામા આવે છે વેદ જોકે પરમાત્મા પોતાની વાણી છે અને ખરૂ કહીએ તો વાણીરૂપે શબ્દબ્રહ્મ પરમાત્માજ આપણે સન્મુખ પ્રત્યક્ષ બિરાજે છે, તથાપિ જો તેના શબ્દો તરફ આખ કે કાન લગાડ જોવા કે સાભળવા યત્ન કરીએ તો તેટલા માત્રથી તેનુ સ્વરૂપ ઓળખી શક નથી પરતુ એજ વેદમાથી એકાદ મત્ર અધિકારી થઇ, સદ્‌ગુરૂદ્વારા ગ્રહણ કરીએ અને તે મત્રનો જો શ્રદ્ધાપૂર્વક જપ પાઠ કરીએ તો તેથી કરીને ધીમે ધીમે દેહોમાં રહેલા વિકારો ઘસાવા માડે છે અને તે સાથેજ જો ભગવત્સ્વરૂપનુ ધ્યાન ધરવામા આવે તો તેથી એ મત્ર વડેજ તે મત્રમા વર્ણવેલ મત્રમૂર્તિ પરમાત્મા, સર્વ વિકાર દૂર થતા આપોઆપ સર્વત્ર પ્રત્યક્ષ દર્શન આપે છે એમ શાસ્ત્ર અને સદ્‌ગુરુના વચનોથી આપણે સાભળ્યુ છે આ શાસ્ત્ર અને સદ્‌ગુરૂના વચનો ઉપર જે શ્રદ્ધા (Faith) તેનેજ આસ્થા અથવા આસ્તિક્ય બુદ્ધિ કહે છે પ્રાચીન કાળે આ આર્યાવર્તમાજ નહિ, પરતુ અખિલ બ્રહ્માંડમાં પણ એવો કોઇ જીવ નહિ હશે, કે જે આસ્તિક્ય બુદ્ધિથી રહિત હોય આજે તે આસ્થાનો આભાસ તો સર્વત્ર દેખાય અને સભળાય છે, પરતુ તેનો પ્રતિભાસ–પ્રકાશ–આપણા દેશમાં

મદ પડ્યો છે. તેના અનેક કારણો અનેક વિદ્વાનો અનેક રીતે પ્રતિપાદન કરેછે, પરંતુ તેવા પ્રતિપાદનથી કંઈ, તેઓ આસ્તિક છે, એમ માનવાનું કારણ નથી. કેટલીકવાર એમ દેખાયછે કે જેઓ એ સંબંધમાં એક અક્ષર પણ બોલતા નથી એટલુંજ નહિ પરંતુ જ્યારે તેઓને પૂછવા જઈએ, ત્યારે હું તો એ વિષે કંઈજ જાણતો નથી એવો જવાબ આપેછે અથવા તો તેનો કંઈ ઉત્તર પણ આપતા નથી. તેવા મહાપુરુષો ભગવત્સ્વરૂપને ઘણી સારી રીતે જાણતા હોયછે પરંતુ તેવા જ્ઞાની જનોને ઓળખવા એમાં પણ સુબુદ્ધિનું કામ પડે છે. તેવા પુરુષોને પોતાને કોઈ રીતનો સ્વાર્થ હોતો નથી, તેમ સ્વાર્થને તેઓ કંઈ બતાવતા પણ નથી. તેવા મહાપુરુષને ઓળખીને તેમની પાસેથી **ઓંકારનું** સ્વરૂપ જાણવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ. તેવા મહાપુરુષનું લક્ષણ શું તે આપણને મહાપુરુષોજ બતાવી શકે છે. "જે જેમાં ઝાઝો વસે, તે તેમાં પ્રવીણ" તેમ મહાપુરુષનું લક્ષણું મહાપ્રભુ **શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ** આ પ્રમાણે બતાવ્યું છે—

**कृष्णसेवापरं वीक्ष्य, दम्भादिरहितं नरः ।**
**श्रीभागवततत्त्वज्ञम् भजेज्जिज्ञासुरादरात् ॥**

શ્રીકૃષ્ણની સેવામાં પરમ ચતુર, દંભવગેરે દુર્ગુણોથી રહિત, શ્રીમદ્ભાગવતનું જે પરમ તત્ત્વ તેને જાણનારને જિજ્ઞાસુ ( ભગવત્સ્વરૂપ જાણવાની ઈચ્છાવાળા મુમુક્ષુ ) એ આદરપૂર્વક ભજવા.

શ્રીકૃષ્ણસેવામાં પરમ ચતુર એ વિશેષણ પ્રથમ આપવાનું કારણ એ છે જે શ્રીકૃષ્ણ એ પરમાત્માજ છે, એવા જ્ઞાનપૂર્વક, તેની સેવા કરવામાં અત્યન્ત ચતુરાઈ તે ગુરુમાં પહેલી હોવી જોઈએ. અર્થાત્ શ્રીકૃષ્ણને લૌકિક પ્રભુ, કે મહારાજાધિરાજ માનીને ભજનારો ન જોઈએ, કેમકે શ્રીમહાપ્રભુ શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પોતાના પુત્રો **શ્રીગોપીનાથજી** તથા **શ્રીવિઠ્ઠલનાથજી** ( શ્રીગુસાંઈજી ) ને અંતીમ આજ્ઞા શિક્ષાશ્લોકમાં એજ કરી છે કે

**न लौकिकं प्रभु कृष्णमनुते नैव लौकिकम् ।**

પ્રભુ શ્રીકૃષ્ણ એ લૌકિકપ્રભુ નથી. તેમને લૌકિકપ્રભુ ( મહારાજા ) નજ માનવા.

વળી શ્રીકૃષ્ણની સેવા કરવામાં પણ અમુક સમયે અમુક પદાર્થો અમુક રીતે ધરાવવાથીજ તે પ્રસન્ન થાય છે, એમ જાણનાર તે જોઈએ. આજે જુદે જુદે સમયે જુદાં જુદાં વસ્ત્રાભૂષણથી જે શ્રીકૃષ્ણની સેવા અનેક ઠેકાણે ભાવપૂર્વક કરવામાં આવેછે, તે ભાવનામાં કહેલા માહાત્મ્યને કોઈકજ જાણતું હશે. માહાત્મ્યથી અજાણ્યું હોવાને લીધે જે ઘરમાં વંશપરંપરાથી ચાલતી આવેલી

પ્રણાલિકા કાયમ હશે, તો "અમારા ઘરની કે કુલની એ રીત છે " એટલો જવાબ કદાચિત્ મળશે પરંતુ તે રીત સકારણ પ્રતિપાદન કરવાની હાલના સમયમાં અતિ આવશ્યકતા છે. દરેક વિચાર, અને દરેક આચારનું તત્ત્વ જાણવું તથા શિષ્યને જણાવવું એ તો ગુરુનું કામ છે અને તે ગુરુપાસેથી જાણવાનો પ્રયત્ન કરવો એ શિષ્યનું કર્તવ્યછે માટેજ તત્વજ્ઞાન ગુરુપાસે કેવી રીતે મેળવવું તેનો ઉપાય અર્જુનને શ્રીકૃષ્ણ ભગવાને ૫ડે કહીને આપણને સંભળાવી દીધોછે—

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥**

તત્ત્વદર્શીજ્ઞાની ( સદ્ગુરુ ) ઓજ તને તે જ્ઞાનનો ઉપદેશ કરશે. તેઓને પ્રણામ કરવાથી, વારંવાર પ્રશ્ન પૂછવાથી અને તેઓની સેવા કરવાથી તે જ્ઞાન તું જાણ. માટે શ્રીકૃષ્ણની સેવામાં જે પરમ ચતુર દેખાય તેવા પુરુષને વારંવાર પ્રણામ કરીને, પ્રશ્ન પૂછીને તથા યથાશક્તિ તેમની સેવા કરીને, તેમને તે સેવા પ્રકારનું તત્ત્વ પૂછતાં રહેવું. શિષ્યની શંકાઓનું તેના આત્માને સંતોષ ઉત્પન્ન થાય તેવી રીતે નિરાકરણ કરી શકે તેવા મહાપુરુષો ગુરુ થવાને યોગ્યછે. જિજ્ઞાસુ શ્રોતાને જે પોતાના વિચાર બરાબર ન સમજાવી શકે તે વક્તાની ખામી ગણાય છે. એટલુંજ નહિ પણ તેઓમાં દંભ વગેરે દુર્ગુણો ન હોવા જોઇએ એમ શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ બતાવેલા મહાપુરુષના લક્ષણપરથી સ્પષ્ટ સમજાય છે.

દંભ એટલે ઢોંગ અર્થાત્ મનમાં એક અને બહારથી જુદું આચરણ હોય તેને દંભ કહે છે. તે માટે જેમ પગારદાર પૂજારીઓ માત્ર પેટને ખાતર દંભથી સેવા ભગવત્સેવા કરે છે, તેવા તે ન જોઇએ. જો કે ગુરુ થનાર મહાપુરુષને પગાર તો કોઇ આપતું નથી, તેમ તે કોઇના પગારદાર નોકર થતા પણ નથી. તથાપિ જે કરે છે તે અંતઃકરણપૂર્વક કરે છે, તેની ખાત્રી પ્રથમ કરવી જોઇએ. જેમ આ આર્યાવર્તના ઉંચ વર્ણના આપણા આર્ય સંસારમાં ધણીધણીઆણીનું જોડું એકવાર વિવાહસંબંધથી બંધાય, તે મરતાં સુધી છૂટી શકતું નથી, તેમજ ગુરુશિષ્યનો સંબંધ પણ એકવાર બંધાયા પછી આ લોકમાં પણ છૂટી શકતો નથી. સદ્ગુરુદ્વારા થએલા સંસ્કારોની અસર જન્મોજન્મ રહેછે, એટલુંજ નહિ પણ મોક્ષ ( ભગવત્સાક્ષાત્કાર )પર્યંત તે સંબંધ જેમનો તેમ કાયમ રહેછે. એ તો ઉત્તમ ગતિની વાત થઇ, પરંતુ જો દંભી ગુરુને જે તેનો દંભ જાણ્યા છતાં, કોઇપણ પ્રકારની લાલચથી ગુરુ માની લેમે છે તે ગુરુશિષ્ય બેઉની અધોગતિ થાયછે. માટેજ લોકોક્તિ પડી છે કે "લોભી ગુરુ અને લાલચુ ચેલા, દોનું નરકમે ઠેલમઠેલા " માટે સદ્ગુરુ કરવામાં પરમાત્મસ્વરૂપનું જ્ઞાન અને વિજ્ઞાન મેળવવું એ ઉપરાંત બીજીકોઇપણ જાતની લાલચ શિષ્યે રાખવી નહિ. આદિ શબ્દથી કામ,

ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ ષડ્રિપુ સમજવા એ છ શત્રુને પણ જે પોતાને વશ રાખે, તેના આવેશને પોતે વશ ન થાય, તે ગુરૂ થવા લાયક છે એ બે લાયકાત ઉપરાંત ત્રીજી લાયકાત શ્રીમદ્ભાગવતનુ તત્ત્વ જાણનાર જોઇએ

તત્ત્વ ( તત્-ત્વ ) એટલે તે પણ. શ્રીભાગવત એ પણ ભગવત્સ્વરૂપ છે એટલે ,જેવુ શ્રીભાગવતમા શ્રીકૃષ્ણનુ વર્ણન છે, તેવાજ આ સેવ્યસ્વરૂપ **શ્રી બાલમુકુંદ** છે એવુ અભેદ માહાત્મ્યજ્ઞાન ગુરૂને હોવુ જોઇએ માટે દરેક જીજ્ઞાસુએ ગુરુ સાથે સંબંધ કરવા પહેલા શ્રીમદ્વલ્લભાચાર્યજીએ દર્શાવેલા લક્ષણની તપાસ કરવી જોઇએ કે જેથી સ્વશ્રેય સાધવાની યોગ્ય તક મેળવી શકાય પરમાત્માના જે અનંત નામો છે, તેમાથી ત્રણ નામો વેદમા ખાસ વાપરવામા આવ્યાછે સર્વ વેદોના પરમ સિદ્ધાંતદર્શક ઉપનિષદોમા પણ એ ત્રણ નામો ફરી ફરીને બ્રહ્મવાચક વાપર્યા છે અને તે સર્વ ઉપનિષદરૂપી જે ગાયો, તેના દોહનરૂપ જે ગીતામૃત તેમા તે ત્રણે નામો સ્પષ્ટ કરી દીધા છે —

**ओं तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रि विध स्मृत ॥ १७, २३ ॥**

ઓં, તત્ અને સત્ એ ત્રિવિધ બ્રહ્મનો નિર્દેશ વેદે કહ્યોછે, તેમા પણ ઓમ્ એ પ્રથમ કહ્યો છે

---

## આચારવિચાર.

આર્યાવર્તનિવાસી આર્ય લોકોનો વેદશાસ્ત્રસિદ્ધ પ્રાચીન ધર્મ **સનાતનધર્મ**ના નામથી પ્રસિદ્ધ છે અને તે અસલવારેથી આ આર્યાવર્તમા ચારે વર્ણો અને ચારે આશ્રમના જનો અગાઉ બરાબર રીતે પાળતા હતા પરંતુ કલિકાલની શરૂઆતમા ત્રિકાળદર્શી ઋષિમુનિઓએ ભવિષ્યની પ્રજાની ધર્મપરની શ્રદ્ધાનો વિચાર પોતાની યોગવિદ્યાના પ્રભાવે જાણી ધર્મશાસ્ત્રોમા કલિના જીવોને ધર્મમા પ્રવૃત્ત કરાવવાને માટે કેટલીક હદ પણ બાંધીછે અને તેને અનુસરીને આર્યલોકોએ સ્વધર્મમા પ્રવૃત્ત થવુ જોઇયે છે ધર્મશાસ્ત્રમા વર્ણવેલા વર્ણાશ્રમ ધર્મમા મુખ્ય પદ આચાર વિચારને આપવામા આવેલુ છે. તેથીજ યોગ્યરીતે આચાર વિચાર રાખનાર ધર્મમા દૃઢ ગણાયછે વળી ધર્મશાસ્ત્રમા આચારવિચારનો પરસ્પર એવો સંબંધ રાખવામા આવેલો છે કે એ બેમાથી એકના ત્યાગથી બંનેથી ભ્રષ્ટ થવાય છે જેમ ઝાડની પરીક્ષા તેના ફળથી થાય છે, તેમ વિચારની પરીક્ષા આચારથી થઇ શકે છે માટેજ દરેક ધર્મમા જે આચાર પ્રકરણ હોયછે તે તથા તે તે ધર્મના અનુયાયીઓના વિચાર એ બેને પરસ્પર સરખાવવા જોઇએછે, કારણકે જે ધર્મમા વિચારપર અંકુશ રખાતો નહિ હોય, તે ધર્મમા જે આચારપ્રકરણ હોય છે, તે નકામુ થઇ પડેછે

વિચારને અનુસાર વ્યવહારમાં આચારથી તરત થઈ શકે છે. આવા કારણથી શૌચ (ચોખ્ખાઈ) શુદ્ધ આહારવિહાર અને સર્વ બાબતમાં મિતાહારપણું રાખવાનું ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. પરંતુ આર્યલોકોના અદૃષ્ટ સ્પષ્ટ દુષ્ટ થઈ ગયેલા હોવાથી હાલમાં આર્યપુત્રો ભ્રષ્ટ થઈ પરમ ઇષ્ટ શિષ્ટ આચરણ છોડી, ધૃષ્ટ થઈ, આચારની બાબતમાં ભ્રષ્ટ ચેષ્ટા પણ કરવા લાગ્યા છે અને તે પ્રબલ દેખાવ આપવા લાગી છે. દાખલા તરીકે હાલમાં વણિક કોમમાં પરદ્વીપગમનની ચાલતી ચર્ચામાં પણ કેટલાક અગ્રગણ્ય ગણાતા પુરુષો તથા વિદ્વાન્ તરીકે ઓળખાતા પુરુષો કે જેઓનું કર્તવ્ય ઉછરતી વયનાને શિક્ષણ આપવાનું છે, તેઓ તરફથી પણ સ્વધર્મનું રહસ્ય સમજ્યા વગર વિદ્વત્તા તથા મોટાઈનો જે અસ્થાને ઉપયોગ કરવામાં આવે છે તેથી સમજુઓને દીલગીરી ઉપજ્યા વિના રહેશે નહિ. કારણ કે શિક્ષક તરફથી નીકળતા ઉદ્ગારોની છાપ શિષ્યોના અંતઃકરણપર જલદી પડે છે. તેથી શિક્ષક તરફથી વારસામાં મળેલા વિચાર પર જો તેઓ દોરવાઈ તે મુજબ વર્તન કરતા શીખે, તો તેમાં કંઈ આશ્ચર્ય જેવું ન કહેવાય, માટે પોતાના શિષ્યોને સીધી યા આડકતરી કોઈપણ રીતે તેઓના સ્વધર્મથી આડે રસ્તે દોરવવાનો કદીપણ પ્રયત્ન ગુરુએ ન કરવો, એવો શિક્ષકધર્મનો સ્પષ્ટ સિદ્ધાંત હોવા છતાં પણ શિક્ષકનો ધંધો કરનાર વિદ્વાન્ પુરુષ જ્યારે પોતાનાજ સ્વધર્મથી વિરુદ્ધ જઈ, ચાલતી ચર્ચાના ઉહાપોહમાં અકાંડ તાંડવ જેવા ઉદ્ગાર કાઢતાં લખે છે કે "(પરદ્વીપમાં) **ત્યાં એવી ઘણી હોટેલો છે કે જેમાં માંસ અને મદિરારહિત માત્ર વનસ્પતિનું ભોજન મળે છે.**"

આમ લખવામાં તેઓનો વિચાર સ્પષ્ટ સમજાય છે કે, આર્યોને એવી હોટેલોનું ભોજન જમવામાં કોઈપણ જાતનો બાધ નડતો નથી. તેમજ આર્યધર્મશાસ્ત્રમાં દર્શાવેલા આચાર વિચારથી પણ એવું ભોજન વિરુદ્ધ નથી, પરંતુ જો તેવા લેખક શાંત મગજે પ્રથમ વિચાર કરશે તો તેઓને સ્પષ્ટ માલમ પડશે કે કોઈપણ આર્ય, પછી તે બ્રાહ્મણ, ક્ષત્રીય વા વૈશ્ય હોય તો, પણ તેનાથી પોતાનાથી ઉતરતી વર્ણના હાથનું રાંધેલું ન ખપે તેનું આ યુગમાં ભોજન ખાઈ શકાય નહિ, કારણ કે આવી કોઈ એકલા વનસ્પતિનું ભોજન કરનાર નથી પરંતુ સ્વધર્મ માનનાર વિચારવાળા ધર્મ તથા આચારવિચારને પાળનારા હોવાથી એવી હોટેલોમાં વનસ્પતિનું ભોજન બનાવનારનો ધર્મ તથા તેના આચારવિચાર જો સ્વધર્મ તથા સ્વઆચારથી થોડે પણ અંશે વિરુદ્ધ માલમ પડે તો તેઓથી કદીપણ ભોજન કરાય નહિ અને જો કરે તો તે ધર્મશાસ્ત્રાનુસાર તો નક્કી વર્ણધર્મ તેમજ આચારવિચારથી ભ્રષ્ટ થયા વગર રહેતો નથી. તેથીજ સ્મૃતિમાં કહ્યું છે કે "**आचार प्रथमो धर्म**" ધર્મનું પ્રથમ પગથિયુંજ આચાર છે. આચારવિચારનો પરસ્પર એવો તો સંબંધ છે કે મનુષ્યના વિચાર આચારથી અને આચારવિચારથી શુદ્ધ રહી શકે છે. વિચારની શુદ્ધિથી અકર્તવ્ય કર્મો કરતા બચી

અને છેવટે આચાર વિચારની શુદ્ધતાનેજ પરિણામે ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ કરી શકાય છે આચારની ભ્રષ્ટતાથી મનુષ્યનુ અતઃકરણ મલિન વાસનાઓથી ભરપુર થઇ, છેવટે ધર્માધર્મનો કંઇપણ વિચાર કરવા લાયક રહેતુ નથી તેથીજ આર્યોની સાંસારિક રૂઢીઓનુ બધારણ પણ મોટેભાગે આચારનેજ આભારી હોય, એમ સ્પષ્ટ સમજાયછે માટે દ્વિજ જાતીનુ ખરૂ કર્તવ્ય એ છે કે સ્ત્રેણ માટે વશપરપરાથી ચાલતા આવેલા શાસ્ત્રાનુસાર આચારાદિ ધર્મો યથાશક્તિ પાળના વળી આર્યોમા પણ એવી ઘણી ન્યાતજાત આ આર્યાવર્તમા છે, કે જેઓ માસ મદિરાનુ ખાનપાન કરે છે, છતા પણ તેઓ પરદ્વીપસ્થ અને પરધર્મીના હાથનુ અનજળ લઇ શકતા નથી દાખલા તરીકે બગાળ પ્રાંતમા કેટલાક બ્રાહ્મણ વર્ગના મનુષ્યોમા આજે માસમદિરાનો આહાર કરનારા વિદ્યમાન છે, તેઓ પણ પરધર્મી અને પરદ્વીપસ્થના હાથનુ ખાવામા પોતાના આર્યત્વની હાનિ સમજે છે એવિષે સંવત્ ૧૯૨૮ ની સાલમા કલકતાની કોલેજના સસ્કૃતના પ્રોફેસર **મહામહોપાધ્યાય તારાનાથ તર્કવાચસ્પતિએ** આપેલો વિલાયતગમન સબધી નિર્ણય જે આ અંકમા લીધોછે, તે વાચ્યાથી ખાત્રી થશે અને ગુજરાતના વણિક વર્ગમા પણ અદ્યાપિ પ્રસિદ્ધ રીતે માસ મદિરાનો ઉપયોગ કરનાર કોઇ દેખાતુ નથી હવે જે બ્રાહ્મણને ઘેર જન્મ લેનારો આચાર ભ્રષ્ટ હોય, તેના હાથનુ આચાર શુદ્ધ વણિકથી પણ ખાનપાન થઇ શકે નહિ તોપણ હાલ મુબાઇની કેટલીક વણિક ન્યાતો કે જેઓનો સુરત સાથે સબધ છે તેઓ ત્યાના મહાજનના ધર્મવિરુદ્ધ ઠરાવથી ડરીને, એવા વિચારપર આવેલી જણાય છે કે સુરતમા વિલાયતગતા જોડે જમવાનો બાધ મુબાઇમા ન ગણવો, પરતુ આવો વિચાર ધર્મશાસ્ત્રની નજરે જોતા તદ્દન ગેરવાજબી છે જો ધર્મનુ બધન ગણવામા આવે છે, તો તે સુરતમા અને મુબાઇમા અથવા તો ગમે તે ગામમા અવેએક સરખુજ પળાવુ જોઇએ જેઓ મુબાઇમા વિલાયતગતા જોડે બેસી જમવા નથી ઇચ્છતા, તેમણે બીજા કોઇ પણ ગામમા પણ વિલાયતગતા જોડે બેસીને નજ જમવુ જોઇએ આચાર વિચાર વડે બધાય છે, પણ તે વિચાર ધર્મશાસ્ત્રથી વિરૂદ્ધ ન હોવા જોઇએ

આ ઉપરથી તો મુબાઇમા વિલાયતગતા જોડે જમનાર વટલાય અને સુરતમા ન વટલાય એમ સુરતી વણિકો ધારે છે. પરતુ ખરી રીતે જોતા તો આવો વિચાર માત્ર મમત સિવાય બીજુ કઇ પણ દર્શાવી શકતો નથી જ્યા મમતામમતીનો સવાલ ઉત્પન્ન થયો હોય ત્યા ધર્મનુ નામ કે નિશાન પણ રહેવા પામતુ નથી. માટે મમતને ખાતર ધર્મનો ભોગ આપવો ઉચિત ન કહેવાય

---

થઈ પડે આથી સ્પષ્ટ સમજાયછે કે એ સિદ્ધિઓનો રાળગ એવો તો પરસ્પર ગુથાએલો છે કે જો શાસ્ત્રમા બતાવેલી યુક્તિ છોડીને, તેમજ જુદો જુદો સમય નયત કર્યાવગર એમાથી હરકોઈ એકજ પુરૂષાર્થનુ અત્યંત સેવન કરવામા આવે, તો તે પુરૂષાર્થ પોતે બીજા બે પુરૂષાર્થનો નાશ કરીને પોતે પણ નાશ પામેછે અત્રે એટલુંજ જણાવવુ પુરતુ છે કે પ્રથમ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થ ની સિદ્ધિકર્યા વિના ચોથી સિદ્ધિ મેળવવાને મનુષ્ય અધિકારી થઇ શકતો નથી માટેજ ઉપર ત્રણ પુરૂષાર્થ વિષે જણાવવામા આવ્યુ છે હવે એ ત્રણની ઉત્પત્તિનો ક્રમ શાસ્ત્રાનુસાર તપાસતા માલમ પડેછે કે શાસ્ત્રમા બતાવેલા વિધિનિષેધોને અનુસરીને ચાલવાથી પ્રથમ ધર્મ સિદ્ધ થાયછે ધર્મથી દ્રવ્ય, ભૂમિ, ઘરઆદિ અર્થ સિદ્ધ થઇ શકેછે અને અર્થથી ( કામ ) વિષયોનો ભોગ સિદ્ધ થઇ કામથી થતા સુખરૂપ ફૂલનો ઉદય થાયછે, પરંતુ શાસ્ત્રમા બતાવેલી યુક્તિપ્રમાણે જુદો જુદો સમય નિયત કરી નિરંતર એ ત્રણેનુ ક્રમાનુસાર સેવન કરવાથીજ એ ત્રણે પુરૂષાર્થો સિદ્ધ થયા ગણાયછે અને જો તેમ ન કરવામા આવે તો તેનો નાશ પણ થાયછે પુરૂષાર્થ રહિત મનુષ્યનુ જીવન, મરણતુલ્ય હોવાથી દરેક મનુષ્યની ફરજ છે કે તેણે એ પુરૂષાર્થો સિદ્ધ કરવા પ્રયત્ન કરવો જોઇયે

પ્રિય પાઠકો ! એકજ પુરૂષાર્થનુ સેવન કરવાથી અન્ય પુરૂષાર્થોનો તેમજ સેવન કરેલા પુરૂષાર્થનો છેવટે નાશ કેવી રીતે થાય છે, તે અત્રે તપાસવુ યોગ્ય થઇ પડશે માટે ક્રમાનુસાર એ પુરૂષાર્થોના સેવન સબધી ટૂંક તપાસ કરીશુ જુઓ ! જે મનુષ્ય એકલા ધર્મનેજ વળગી રહે અને ઉદ્યોગ ( અર્થ ) તથા સુખભોગ ( કામ ) તરફ જરાપણ લક્ષ રાખે નહિ તે મનુષ્યના તે બાબતના બીનકુન નિરૂદ્યોગપણાથી તેની પાસેના દ્રવ્ય વગેરે અર્થોનો જલદીથી ક્ષય થાય છે અર્થના નાશથી કામનો એટલે સુખભોગનો પણ નાશ થાય છે તેમજ અર્થથી બની શકે એવા દાન, યજ્ઞાદિ ધર્મોનો પણ પરિણામે ક્ષય થાય છે આમ થવાથી અર્થ અને કામ એ બે પુરૂષાર્થોનો નાશ થયા પછીની સ્થિતિનુ અવલોકન કરતા, સ્પષ્ટ માલમ પડશે કે જેઓમા દ્રવ્યાદિની કંઇપણ ગરજ નથી પડતી એવા ઉપવાસાદિ ધર્મોનુજ સેવન કરવામા આવે, તો તેથી શરીર દિનપરદિન ક્ષીણ થઇ જવાથી છેવટે તેવાં વ્રત પણ બની શકે નહિ એટલે ધર્મ પુરૂષાર્થનો પણ નાશ થયા વગર રહેજ નહિ આથી એકનુજ સેવન કરવાથી અન્યનો આપોઆપ નાશ થવા માટેછે

હવે જે મનુષ્ય ધર્મ તથા સુખ ભોગ ( કામ ) તરફ જરા પણ ન લાગતા એકલા અર્થને વળગી રહે તો તે મનુષ્યથી દાન, યજ્ઞ, ભગવત્સેવાદિક ખર્ચ કરવનારા ધર્મો થઈ શકે નહિ, વળી દ્રવ્યાર્જન ઉદ્યોગનીના એક ક્ષણ પણ વૃથા ન ગુમાવવી એવી બુદ્ધિ હોવાથી તેનાથી સ્નાન સંધ્યાદિ નિત્ય કર્મો પણ

યથાર્થ રીતે થઈ શકતા નથી તો પછી અન્ય રીતે પણ ધર્મસિદ્ધિ કેમ થઈ શકાય ? અર્થ ઉપાર્જનને દ્દષ્ટિ આગળ રાખનાર અત્યંત લોભને પરવશ પડી પોતાના પેટે પણ પુરૂં ખાતા નથી તો પછી સુખભોગ ( કામ ) શી રીતે ભોગવી શકે ? તેવાઓ તો આપને પણ ધર્મ તથા કામ સિદ્ધિ તરફ દ્દષ્ટિ કરતા ન હોવાથી સ્વશરીરને ફક્ત મર્યાદાને ખાતર લુગડાંથી ઢાંકવા સારૂ ખર્ચ કરતા પણ અતિ કચવાય છે, તો પછી તેના અર્થથી લોભાયલાઓને ધર્મ તથા કામ સિદ્ધિમાટે ખર્ચની જો કોઈ વાત કરે તો તે વાત સાંભળતાંજ તાવ ચઢી આવે તેમાં નવાઈ? ખરી રીતે જોતાં એવાઓ ધર્મ તથા કામ એ બે પુરૂષાર્થોનો નાશ કરી પછી, સંચિત કરેલો કેવળ અર્થ તેનો પણ નાશ કરે છે, કારણકે મધમાખીની માફક સંચય કરેલો અર્થ સંચય કરનારને કાંઈ પણ કામ આવતો નથી કેમકે એકઠા થયેલા અર્થને ધર્મ પુરૂષાર્થના નાશ થવાની સાથેજ અગ્નિ, રાજા અથવા ચોર કોઈને કોઈ પણ રીતે હરણ કરવા તત્પર રહે છે, તેમજ કામના નાશને લીધે, સંતતી ન હોવાને લીધે દાયભાગી તેને મેળવવા અતિ પ્રયત્ન કરતા રહે છે બીજા જોગે અતિ લોભને લીધે ઓચિંતું જો નહિ નાશ પામે તો પછી પેલી જાણીતી કહેવત ‘ જેના હાથમાં તેના મોમાં ” મુજબ થયા વગર રહેતું નથી અને છેવટે એના નાશની સાથે મેળવેલા અર્થ પુરૂષાર્થનો પણ નાશ થાય છે !

વળી જે મનુષ્ય ધર્મ અને અર્થ એ બે પુરૂષાર્થને તરતછોડી એકલા કામનેજ વળગી રહે તો તે મનુષ્યના અહોરાત્ર, *અનુચરીની સેવામાં, સ્વશરીરને તેલ ફુલેલ લગાવવામાં તથા કેવળ ખાના, પીવા અને ઉંઘવામાંજ નીકળી જાય છે એના ફક્ડ થઈ ફરનારાથી સંધ્યા, ભગવત્સેવાદિ અવશ્યના ધર્મો તેમજ અર્થ ઉપાર્જન કાર્યો બની શકે નહિ કામી સ્વશરીરને જોરાવર બનાવવા ખાતર ન ખાવા પીવાની ચીજોના દવાને નામે ખાનપાન કરતા કદિ પણ અચકાતો નથી ધર્મ અને ઉદ્યોગ ( અર્થ ) તરફ જરા પણ લક્ષ ન લગાડનારા કામીનું નાણું, ટાણું ન જોતા વાડી, બગીચા અને ગાડી ઘોડાઓની જોડીમાં દોડી જાય છે તેમજ કેટલાક પૈસા [illegible]ઓમાં, દૂતિઓમાં, વેશ્યાઓમાં, ગવૈય્યાભવૈયા, નાટકચેટક તથા અનેક વિહાર, ઘણા શણગારમાં પ્યારથી ઉડાવતા બનાવતા અને છેવટે જુગાર જેવા નાશવંત કાર્યમાં પણ સર્વ સમૃદ્ધિ ખલાસ થઈ જાય છે ધર્માચરણ તથા ઉદ્યોગ કરવામાં સંપૂર્ણ શક્તિ આપનાર જોબન પણ કેવળ કામના કામથી, કામનીની કામનામાં ફસાવાથી નાશ પામે છે સાથે શરીર ઉદ્દામ

---

* આ જગ્યાએ નુરી શબ્દ દ્વિ અર્થી છે ૧ સ્ત્રી. ૨ માથાપર રાખવામાં આવતા વાળ

રોગોનું ધામ બની તમામ નકામ થઈ જાય છે એટલે કામનું નામ પણ રહેતું નથી અર્થાત્ કામ પુરુષાર્થનો પણ એના નાશ થવાને લીધે નાશ થાય છે

આવી રીતે એક જ પુરુષાર્થને વળગી રહેવાથી મનુષ્યની ખરેખરી ખુવારી થાય છે. માટે ધર્મ, અર્થ અને કામનો પરસ્પર વિરોધ ન આવે-તેવી રીતે શાસ્ત્રમાં કહ્યા મુજબ સેવન કરવું જોઈએ અર્થાત્ ધર્મ પુરુષાર્થના નિયત કરેલા સમયે ધર્મ, અર્થને સમયે અર્થ અને કામને સમયે કામમાં પ્રવૃત્ત થવું પરંતુ એકદમ વિષયોમાં લોભાઈ જવું નહિ તેમ સર્વથા વિષય સુખથી રહિત થવું નહિ પણ ઇંદ્રિયોને વશ રાખવી, કારણ કે કૌટિલ્ય ભાષ્યમાં કહ્યું છે કે—

धर्मार्थाविरोधेन काम सेवेत

અર્થ—ધર્મ અને ઉદ્યોગ ( અર્થ ) ની સાથે વિરોધ ન આવે તેવી યુક્તિથી કામ પુરુષાર્થનું સેવન કરવું

જ્યાં સુધી ધર્મ, અર્થ, અને કામ પુરુષાર્થો સિદ્ધ થયા ન હોય ત્યાં સુધી મોક્ષ પુરુષાર્થ સિદ્ધ થવો અતિ દુર્લભ હોવાથી, મનુષ્યે શાસ્ત્રમાં બતાવેલી યુક્તિ પ્રમાણે ક્રમાનુસાર જુદે જુદે સમયે પ્રથમ ત્રણ પુરુષાર્થો સિદ્ધ કર્યા બાદ તેમાં વિરક્તિ થાય તોજ મોક્ષ પુરુષાર્થ સિદ્ધ થઈ શકે છે

---

## ભૂકંપ.

ભૂકંપ એટલે ધરતીનો ધ્રુજારો ચાલતા ચૈત્ર સુદ ૨ સોમવારે સવારે પોણા સાત વાગે મુંબઈમાં ધરતીકંપ થોડીક સેકંડ થયો હતો આ આધિભૌતિક આશ્ચર્ય ગણાય છે. એ થવાના ખરા કારણો શા છે? તેનો વિચાર વિદ્વાનો અનેક રીતે કરે છે આધુનિક ભૂતળવિદ્યા ( Physical Geography ) ના લેખકો તેના કારણમાં લખે છે કે ભૂગર્ભમાં એક પ્રકારની ઉષ્ણતા છે, તે ઉષ્ણતાને લીધે જમીનની અંદરના પદાર્થો ઓગળીને તેની વરાળ બને છે અને તે પદાર્થોનો રસ તથા વરાળ બહાર નીકળવામાટે જોરથી ઉંચે ચડેછે, તેથી જમીન ભૂકંપ થાયછે, અને જે ઠેકાણે તે પીગળેલો રસ બહાર પડેછે તેને જ્વાળામુખી કહેછે આ જ્વાળા ક્યે ઠેકાણે ક્યારે નીકળશે અને તેના જોરથી ક્યે ઠેકાણે ક્યારે ધરતીકંપ થશે, તે અગાઉથી સમજવાની શક્તિ હાલના પદાર્થવિજ્ઞાનવાદીઓને અદ્યાપિ પ્રાપ્ત થઈ નથી તે કારણથી એ પણ એક ભ્રાંતિક ભ્રમ કારક ગણાયછે. થોડાક વખતપર ઉત્તર હિંદુસ્તાનમાં **કાંગ્રાવેલી** આગળ મોટો ધરતીકંપનો આંચકો લાગી ભારે નુકસાની લાગી છે અને તે તાજો ઘા હોવાથી મુંબઈના આ ભૂકંપે લોકોને વિશેષ ચિંતામાં નાખ્યા

૯૮૧. ઈશ્વરકૃપાથી અને મુનસીગગના સારે નસીબે એ ચમત્કાર થોડીક સેકંડમાં પતી ગયો, નહિ તો સાત સાત માળની ઉંચી અટારીઓ, અને તે પણ ખણીખોતરીને પોકળ કરેલી જમીન ઉપર બેધડક ચણવામાં આવીછે, તે આવા ભૂકંપના આચકા ખમવાને બીલકુલ લાયક નથી જેમ એરણ ઉપર એક ઉભી નાગજ ગણીને તેના એક છેડા ઉપર જોરથી ઘણનો ઘા મારીએ તો, તેનો ધક્કો તે નાગજના બીજા છેડા સુધી લાગે છે, તે રીતે પૃથ્વીના જડ દ્રવ્યના પરમાણુમાંથી આ ભૂકંપનો ધક્કો પ્રસરેછે ભૂકંપનું બળ કારણ, જે ઠેકાણે તેનું જોર હોય છે, તેજ ઠેકાણે પૃથ્વીના ગર્ભમાં ઘણી ઉંડાઈએ એક મોટો ધડાકો થઈને, તેના ઉપરનું આવરણ ઘણા જોરથી ફૂટેછે, તે હેતુ જોઈએ મોટામોટા ભૂકંપોથી ઘણું નુકશાન થાયછે તેથી ઇમારતોને ઘણું મોટું નુકશાન થાય છે, કેટલીકવાર તેમાં ફાટ પડેછે, કેટલીકવાર તે વાંકી વળી જાય છે અને કેટલીકવાર તો તે જમીનદોસ્ત પણ થાયછે

અર્વાચીન કાળમાં જે મોટા ધરતીકંપો નોંધાયાછે, તેમાં સૌથી ભયંકર ભૂકંપ ઈ. સ ૧૭૫૫ ના નવેમ્બર મહિનાની પહેલી તારીખે **લિસબન** શેહેરમાં થયો હતો. પ્રથમ પૃથ્વીના ગર્ભમાંથી વીજળીના ગડગડાટ જેવો અવાજ થઈને તરતજ એક મોટો ધક્કો લાગ્યો આ ધક્કાના જોરથી તે શહેરના સર્વ ઘરો ૬ મીનીટમાં પડીને તેમાં ૬૦૦૦૦ માણસો દબાઈ ગયા તેજ સમયે એજ ભૂકંપના જોરથી સમુદ્રમાં તોફાની પવન છૂટયો, તેથી કિનારાના વહાણો અરસપરસ અથડાઈ તથા વચ્ચેના વહાણો મોજાઓના મોટા ઉછાળાથી અફળાઈ પછડાઈ ચૂર થયા પ્રથમ ઓટની પેઠે પાણી ઉતરી જઈને નદીનો રેતાળ પ્રદેશ કોરો પડ્યો પછી તે પોતાની અમન હદ કરતાં ૫૦ ફૂટ ઉંચો ચડ્યો અને જે ઠેકાણે જળ હતું ત્યાં એક ડુંગર બન્યો આ રીતે ભૂકંપને લીધે જળને ઠેકાણે સ્થળ અને સ્થળને ઠેકાણે જળ થવાના બન્યાના દાખલા ભૂગોળ તથા ઇતિહાસકારોએ નોંધી રાખ્યા છે

ઈ૦ સ૦ ૧૮૧૯ ના જુન મહિનાની ૧૬ મી તારીખે હિંદુસ્તાનમાં એક મોટો ધરતીકંપ થયો હતો તેનો ધક્કો ઉત્તરમાં નેપાળના કાટમંડુથી તે દક્ષિણમાં **પોંડીચરી** સુધી લાગ્યો હતો, પરંતુ પશ્ચિમ હિંદુસ્તાનમાં કચ્છ પ્રાંતમાં તેનું જોર વધારે જણાયું હતું તેથી ગામડાના ઘરો જમીનદોસ્ત થયા, એટલુંજ નહિ પણ સિંધુનદીના પૂર્વ કિનારાપર **સિંદ્રી** નામનો એક કિલ્લો અને તેજ નામનું એક ગામડું હતું, તે બન્ને સિંધુ નદીના પાણીમાં ડૂબી ગયા, અને ૨ ખૂણો જે ભાગ હતો તે એટલો નીચો ઉતર્યો, કે તેથી સિંધુનદીના એક જુના વહેળામાં સમુદ્રનું પાણી ભરાઈ જે ઠેકાણે પૂર્વે ખેતી થતી હતી ત્યાં એક ખારૂં સરોવર થયું છે હમણાં સિંધુનદીના કચરાથી તે સરોવર ઘણું પુરાયું છે, તે કારણથી રણમાં વર્ષના થોડાક મહિના પાણી રહે છે તેજ વખતે ગામની પાસેનો જમીનનો

કેટલોક ભાગ ઉપમી આવી એક નાની ટેકરી બની ગયો છે તે ટેકરીને અત્રાબન્દ છે ધરતીકંપથી આવા અને એથી પણ ઘણા મોટા ફેરફારો નિરંતર બનેછે ભૂકંપથી અકસ્માત્ ભૂમિનો કેટલોક ભાગ ઉંચો થાય છે અને કેટલોક નીચો બને છે તેથી આપણને આશ્ચર્ય લાગે છે, પરંતુ આપણે ન સમજીએ એવી રીતે ધીમે ધીમે જમીન ઉંચી ચઢે છે તથા નીચી ઉતરે છે, તે વિશેષ આશ્ચર્યજનક છે સમુદ્રને કિનારે પાણીની હદ દર્શાવવા માટે જે નિશાનો કરેલા હોય છે, તે કેટલાક વર્ષે સમુદ્રમા બૂડે છે અથવા સમુદ્રથી ઘણા દૂર જાય છે તેમજ ડૂબેલા વહાણોના લાકડાં, લોખંડ તથા છીપોના થરો જે સમુદ્રના તળીઆમા હોવા જોઇએ, તે ઉપર આવેલાં મળે છે આના કારણોથી જમીનના અક્ષાંશ અને રેખાંશમા પણ ન્યૂનાધિકતાને ફેરફાર થાય છે, અને તેથી જ્યોતિષચક્રની ગણતરીમા પણ ફેરફાર પડે છે, આ માટે દરેક વિદ્યાનુ અધ્યયન અને પ્રત્યક્ષ અવલોકનથી, તેમા જે ફેરફાર હોય તે દૂર કરવાની વિદ્વાન્ અને શોધક બુદ્ધિવાળાની ખાસ ફરજ છે

---

## ચાલુ ચર્ચા

**આર્યસમાજની મહાપૂજા!**—ઇટાવામા પ્રકટ થતા "બ્રાહ્મણ સર્વસ્વ" નામક માસિકના સપટેમ્બર ૧૯૦૫ ના અંકમા "નેપાળમા આર્યસમાજીઓની દુર્દશા" એ મથાળા નીચે જણાવ્યુ છે કે "એક નેપાળી મનુષ્ય આર્યસમાજમા ભળી ગયો હતો અને ત્યાર બાદ બે વર્ષસુધી નેપાલમા રહ્યો હતો આ બે વર્ષમ એણે ચોરી છૂપીથી આસરે પચાસ સાઠ મનુષ્યોને આર્યસમાજી બનાવ્યા અધિક સંખ્યા થવાથી એ વાત પ્રગટ થઇ અને નેપાલના અધીશ્વર મહારાજા સાહેબને પણ ખબર પડી ચૂકી કે નેપાલમા પણ લોક આર્યસમાજી થવા લાગ્યા છે તે ઉપરથી તપાસ કરતા ગુરૂદયાલ નામક દાઢીવાળા માસ્તર સાહેબ દબલ સમાજી થએલા માલમ પડ્યા કે જે પહેલેથી પોતાનુ સ્વરૂપ છુપાવી બેઠા હતા તેમને અને નેપાળી માધવલાલ વગેરેને મહારાજા સાહેબ હજૂર હાજર કરવામા આવ્યા મહારાજા સાહેબે તે લોકોને તેઓના ધર્મસંબંધી પ્રશ્નો કીધા બાદ શ્રીપશુપતિનાથ (મહાદેવજી) શુ છે? એવો પ્રશ્ન કીધો, જેના જવાબમા આર્યસમાજીઓએ જણાવ્યુ કે તે "શાલીક" અર્થાત્ પાષાણ છે આવી અસભ્ય વાણી નેપાલી અમલદારોના સાંભળવામા આવી કે લાગલાજ તેઓએ એકદમ ઉશ્કેરાઇ માસ્તરસાહેબની પંજાબી દાઢીનુ નામનિશાન પણ રહ્યુ નહિ તેવી દુર્દશા કરી માસ્તરસાહેબ તથા માધવલાલના શરીર માર પડવાથી ફૂલી આવ્યા અને લાકડીના ફટકાથી માથામાથી લોહી નીકળ્યું એવી દશામાં જો મહારાજા સાહેબ એ લોકોપર દયા ન કરતે તો ઉક્ત બંને

૧ ગમે તે જીજ્ઞાસુ આર્ય ગૃહસ્થ આર્યધર્મ બંધી પ્રશ્ન કરવામાં પોતાના નામ ઠામ સાથે લખી મોકલશે, તેને આ પત્રમાં દાખલ કરીશું

૨ એવા પ્રશ્નો ઉપર ક્રમવાર અંક ( Number ) મારીશું અને તેનો જે ઉત્તર અમારાથી આપી શકાય એવો હશે, તે અમે આપીશું, નહિ તો તેનો સપ્રમાણ જવાબ કોઇ પણ વિદ્વાન લખી મોકલશે તો તે ઉત્તરને પણ તેજ અંક ટાંકીને દાખલ કરીશું

૩ આવા પ્રશ્નોત્તર એકવાર છપાઇ ગયા બાદ, તે ઉપર કોઇના પણ ચર્ચાપત્રો દાખલ કરવામાં આવશે નહિ

---

## ગો૦ શ્રી ઘનશ્યામલાલજીનું ગોલોક ગમન.

મુંબઇનિવાસી ગોસ્વામિશ્રી ચીમનલાલજી ( લાલબાવા ) ના પુત્ર ગો૦ ઘનશ્યામલાલજી મહારાજનું ચૈત્ર સુદ ૫ શુક્રવારે સવારે ૧૦ વાગે ગોલોકગમન થયું છે આ વાત સાહિત્યના વિસ્તૃત વર્ગમાં દલગીરી ફેલાવે તેવી હતી એઓનો જન્મ સંવત ૧૯૨૮ ના ક઼ ના વદ ૩ ને દિને થએલો હોવાથી તેઓની વય માત્ર ૩૪ વર્ષની હતી તેઓના બ્હનાર વિવાહ થયા હતા, છતાં પાછળ એક પણ સંતતિ મૂકી નથી, માત્ર શ્રીઠાકોરના બહુજી તથા બાવાશ્રી માતાને શોકસાગરમાં વહેતાં મૂક્યાં છે તેઓશ્રીની શ્રીનવનીતપ્રિયજીની સેવામાં સર્વદા મનોવૃત્તિ રહે તેજ ભવસાગરના ગોતાનો આનંદમાં નિમગ્ન કરે તેમ છે તેવી સદ્વૃત્તિની તેઓના કોમળ હૃદયમાં પ્રેરણા કરો, એજ શ્રીપ્રભુ ચરણમાં પ્રણામપૂર્વક પ્રાર્થના ધરમાં કોઇ વડિલ માથે બિરાજતું ન હોવાથી, તેઓનો વિદ્યાભ્યાસ થયો નહતો, તેમ જુવાનીમાં જે મનોનિગ્રહ રાખવાની જરૂર તે પણ તેઓથી બની શક્યો નહોતો, તથાપિ છેલ્લા થોડા વર્ષોથી તેઓની વૃત્તિ વધુ સુધરી હતી સંપ્રદાયિક ગ્રંથો પ્રકટ કરવા માટે પણ તેમની ઇચ્છા તીવ્ર બની હતી જેને પરિણામે "શ્રી તત્ત્વબોધિની નામક ગીતાની ટીકા ' તથા શ્રી ગાયત્રી ભાષ્ય ' એ ગ્રંથો શાસ્ત્રી મગનલાલ ગણપતરામ એમ એ હાસ પ્રસિદ્ધ કરાવ્યા છે અને શ્રીમદ્ વલ્લભાચાર્યજી વિરચિત શ્રીમદ્ ભાગવતની ટીકા જે સુબોધિની તે પ્રકટ કરવાનો તેમનો બહુ ઉત્સાહ અને આગ્રહ દેખાતો હતો, પરંતુ મંદવાડના કારણથી એ શુભ કાર્યનો પ્રારંભ પણ થઈ શક્યો નહીં તેમણે એક સંસ્કૃત પાઠશાળા પણ પોતાના મંદિરમાં થોડો સમય થયાં સ્થાપન કરી છે ભતળપર બિરાજતા ગોસ્વામિ બાળકોની સંખ્યા પ્રતિદિન ઘટતી જાય છે, એ ખેદજનક છે હવે અમારી જાણ મુજબ માત્ર ૪૮ બાલકો ભરતખંડમાં બિરાજે છે

श्री नरसिंहायनमः

## મંત્ર મંગલાચરણ.

(દોહરા.)

શ્રી નરહરિ એ વિષ્ણુનો, ચોથો છે અવતાર,
નર અર્ધાને અર્ધ હરિ, પેખો સર્વાકાર ૧
રમા ડરે પામે જતા, ભાળી ઉગ્ર સરૂપ,
સિંહ ગર્જના સૂણતાં, હિરણ્યકશ્યપ ભૂપ ૨
હાહાકાર કરી રહ્યો, જામ્યો રણ સંગ્રામ,
યન્તે હરિએ ફાડિયો, નખથી ઉદર ધામ ૩
નર નારી સમજો સદા, મરણ અટલ ખચ્ચીત,
મસ્તી મમતા છોડ ધર શ્રીહરિ ચરણે ચિત્ત ૪

---

## આહાર.

આહાર એટલે ખાનપાન, हृ ધાતુનો हार આદેશ થઈ તેની આગળ आ ઉપસર્ગ લાગવાથી આહાર શબ્દ બન્યો છે हृ-हार ધાતુનો અર્થ હરણ કરવું અને आ ઉપસર્ગનો અર્થ आसमतात् ચોતરફથી સંપૂર્ણ રીતે જેનું હરણ કરણ કરવું તે આહાર કહેવાય છે સંપૂર્ણ હરણ એ કહેવાય કે જે ચીજનો આહાર કર્યો હોય, તે ચીજ ન દેખાતાં, તેનું પરિણામ માત્ર દેખાય છે કોઈ મનુષ્ય બીજા કોઇના રૂપીઆ લે અને તે ફરી પાછા નહિજ આપે, એવી આપનારની ખાત્રી થાય, ત્યારે તે એમજ કહેશે કે ફલાણો મારા રૂપીઆ ખાઇ ગયો (હોઈઆ કરી ગયો). જોકે રૂપીઆ એ ખાવાની ચીજ નથી, તો પણ ફરી તેના દર્શન નહિ થાય એમ લાગે ત્યારે તે ખવાઇ ગયા કહેવાય છે, પરંતુ એ જાહેર રીતે ખાનારને અથવા છુપી રીતે ખાનારને તેનું ફળ ભોગવ્યા વગર છુટકો નથી કોઈ મનુષ્ય કોઇ ન દેખે એવી રીતે ભાગ કે ગાંજો ખાય, અથવા

પીશે, તો તેનુ પરિણામ (ફળ) તે પીનારની ઇચ્છા ન હોય તોપણ તેને ભોગવવુ પડે છે તેવી રીતે ખાનપાન કરનારને તે આહારનુ ફળ ભોગવ્યા વગર ચાલતુ નથી આ કારણથી કયી વસ્તુ કોણે ખાવી અને કયી કોણે ન ખાવી એનો નિર્ણય વેદાનુકૂળ ધર્મશાસ્ત્રે કર્યો છે, અને તે ક્યારે ખાવાથી કેવું પરિણામ થાય છે, તે પણ દર્શાવ્યુ છે. તેમ ખાનપાનના દરેક પદાર્થોના ગુણદોષ તથા તે કેવી રીતે, કયે સમયે, કેવી સ્થિતિનો મનુષ્ય, કેટલા પ્રમાણમા ખાય તો તેની કેવી અને કેટલી અસર થાય તે અથર્વવેદના ઉપવેદ જેને આયુર્વેદ અથવા વૈદક શાસ્ત્ર કહે છે, તેમા દર્શાવેલુ છે જેમ આર્યધર્મશાસ્ત્રનુ અધ્યયન અધ્યાપન હાલ આર્યાવર્તમા ઓછું થયુ છે, તેમ વૈદકનુ પણ ઓછુ થવાથી, એ બેનો મેળ પાડનાર વિદ્વાનો હાલ દેશમા દુર્લભ થયા છે તેને પરિણામે ગમે તે વસ્તુનુ ખાનપાન, ગમે તેવી રીતે, ગમે તે સ્થળે આર્ય લોકો કરવા લાગ્યા છે તેને પરિણામે તેઓની મનોવૃત્તિ અસ્થિર બની છે, તેથી તેઓ પોતાનુ શ્રેય શેમા છે, અને અશ્રેય શેમા છે, તેનો વિચાર ભૂલી જઈ, ખાનપાનમા પણ દેખાદેખી કરી દુખી થાય છે "દેખાદેખી સાધે જોગ, પડે પિંડ ને વાધે રોગ" હાલ હિંદુસ્થાનમા જે જન્મ મરણની નોંધ સરકાર તરફથી રહે છે, તેના આંકડા તપાસશો, તો પણ બીજા દેશોના પ્રમાણમા આ દેશમા મરણનુ પ્રમાણ વધ્યું અને માણસ કેટલા પડે છે, તેની સખ્યા, તો વગર ગણેજ સર્વના અનુભવમા આવે તેવી છે હાલ રોગ રોગીની સખ્યામા પ્રતિ દિન આ દેશમા કેવો જોરથી વધારો થાય છે, તે પણ સૌ કોઈને જાણીતુ છે, મનુષ્યના આયુષ્યનો આધાર ખાનપાન ઉપરજ રહેલો છે માટે તેના વિચારના શાસ્ત્રને "આયુર્વેદ" કહે છે. પરમાત્માએ પોતાના અક્ષર બ્રહ્મધામમાથી પ્રથમ ત્રિગુણાત્મિક પ્રકૃતિ પ્રકટ કરી છે તે પ્રકૃતિમાથી આ અખિલ વિશ્વ ઉત્પન્ન થયુ છે તેથી વિશ્વની વસ્તુ માત્રમા પ્રકૃતિનો અંશ પ્રત્યક્ષ સ્વાભાવિક રીતે રહેલોજ હોય છે તે અશની ન્યૂનતા તથા અધિકતા જેમા હોય તે પ્રમાણમા તે તે પદાર્થો સાત્વિક, રાજસ કે તામસ ગણાય છે તે રીતે આહાર પણ ત્રિવિધ છે જેની જેવી પ્રકૃતિ હોય, તેવો આહાર તેને ગમે છે અથવા જેને જેવી પોતાની પ્રકૃતિ બનાવવી હોય, તે તેવા આહાર વિહારની ટેવ પાડે છે તેથીજ શ્રીમદ્ ભગવદ્ગીતામા ભગવાને પડે તે તે આહારનુ સૂક્ષ્મ સ્વરૂપ પણ સ્પષ્ટ દર્શાવ્યુ છે —

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ॥ ७ ॥
आयुः सत्वबलारोग्य सुखप्रीति विवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्विक प्रियाः ॥ ८ ॥

कट्वम्ल लवणात्युष्ण तीक्ष्ण रूक्षविदाहिनः ।
आहार राजसस्येष्टा दुःख शोकाऽऽमय प्रदा ॥ ९ ॥
यातयाम गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्ये भोजनं तामस प्रियम् ॥ १० ॥

આહાર પણ સર્વને ત્રિવિધ છે અને તે તે પ્રકૃતિ વાળાને તેવો આહાર પ્રિય થાય છે આયુષ્ય, અંતઃકરણની શક્તિ, આરોગ્ય, આનંદ અને પ્રેમ આટલી વસ્તુને સારી રીતે વધારનાર આહાર રસવાળો, ચીકણાસવાળો, જેની અસર સ્થિર ટકે એવો, અને જોવાથી આંખને પણ ગમે એવો હોય છે તે સાત્વિક વૃત્તિવાળાને ગમે છે

અતિ કડુ ( બહુતીખાસવાળો ) બહુ ખાટો, ઘણો ખારો, બહુજ ગરમ, અતિ તીક્ષ્ણ ( કડવો ), સૂકો અને ખાતી વખતે ગળામા બળતરા થાય એવો આહાર રાજસને ગમે છે અને તેને પરિણામે દુ ખ, શોક અને રોગ જન્મે છે

જે પાક તૈયાર થયા બાદ એક પહોર વીતી ગયો હોય તે, જેનો રસ સુકાઇ ગયો હોય, જેના ઉપર ફુગનળી હોય, જે રાતવાસી રહેલુ હોય, જે ઉચ્છિષ્ટ એટલે બીજાએ ખાધા પછી બચેલુ ( છાંડેલુ ) હોય અને જે અમેધ્ય ( અપવિત્ર ) કે નિષિદ્ધ હોય તેવો આહાર તામસી પ્રકૃતિવાળાને ગમે છે

## ખોરાકના ષડ્રસ.

મીઠો ખારો તિક્તને, કડવો અને કષાય;

## અન્નના પ્રકાર.

જે ચીજ ખાવાપીવામા આવે છે, તે સર્વેને સસ્કૃતમા અન્ન અથવા અન્નજળ કહે છે તે ચાર પ્રકારનુ હોય છે ૧ ખાદ્ય, ૨ ચોષ્ય, ૩ લેહ, ૪ પેય. એ ચારે પ્રકારનુ અન્ન પચાવવા માટે વૈશ્વાનર નામના અગ્નિનુ રૂપ ધરીને પરમેશ્વર સર્વ દેહમા રહે છે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામા ભગવાન્ પડે કહે છે કે —

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ १५, १४ ॥

વૈશ્વાનર થઇને હુ, પ્રાણીના દેહમા વસ્યો,
ચતુર્ધા ઝરુ અન્ન, પ્રાણાપાન ધરી રહ્યો

ઉપર જે ચાર પ્રકારનુ અન્ન કહ્યુ તે જે જઠરાગ્નિ વડે પચે છે, તેને શાસ્ત્રમા **વૈશ્વાનર** કહે છે એ ચારે પ્રકારમા પણ સાત્વિકાદિ ત્રણ ભેદો હોયજ છે વળી તે **આહાર** ( ખોરાક ) લેવામા પણ નિયમ રાખવાનો છે, અનિયમીત ખોરાક લેવાથી શરીરની આરોગ્યતા સચવાતી નથી તેનો નિયમ પણ આર્યશાસ્ત્રકારોએ બતાવેલો છે —

द्वो भागौ पूरयेदन्नैस्तोयेनैकं प्रपूरयेत् ।
मारुतस्य प्रचारार्थं चतुर्थमवशेषयेत् ॥

પોતાના પેટના ચાર ભાગ કલ્પવા, તેમાના બે ભાગ તો અન્નથી ભરવા અને એક ભાગ જળથી ભરવો અને ચોથો ભાગ મારુત ( હવા, પવન ) ના પ્રચાર માટે શિલક રાખવો આ રીતે આહાર કરવાથી કદી પણ રોગ થતો નથી

જે વાત શરીર સુખાકારી માટે વૈદકશાસ્ત્રમા કહી છે, તેજ વાત ધર્મશાસ્ત્રે બતાવી છે વૈદકશાસ્ત્રકાર તેને સાત્વિક, રાજસ ન કહેતા, પોતાની પરિભાષા ( Technical Turms ) મુજબ તે અન્નના પરિણામી દોષને દર્શાવવા કફ, પીત અને વાત એ નામ વાપરે છે [ જે જે આહાર ધર્મશાસ્ત્રમા સાત્વિક કહ્યો છે, તે જો ઉપર જણાવેલી હદથી વધારે લેવામા આવે તો તેથી કફનુ પ્રાધાન્ય શરીરમાં થાય છે. જે **રાજસ** આહાર કહ્યો છે તે વધારે ખવાય તો **પીત** વધારે છે અને જે **તામસ** આહાર કહ્યો છે, તે વધારે જમાય તો તેથી **વાત** ( વાયુ ) નો પ્રકોપ થાય છે માટે જુદી જુદી ઋતુમા કયા કયા પદાર્થો ખાવાથી શરીરમા રહેલા વાત, પીત, કફ વગેરે દોષો વિકૃત ન થાય, તે દર્શાવવા માટે શ્રીમદ્ વલ્લભાચાર્ય સપ્રદાયમા ઋતુભેદ પ્રમાણે સામગ્રી પણ જુદી જુદી ધરવાનો પ્રબધ બાધ્યો છે એટલુજ નહિ, પણ ચારે પ્રકારના અન્નમાથી પણ જે જે સાત્વિક અન્ન તેજ શ્રી ભગવાનને

ધરાવાય અને રાજસ, તામસ ન ધરાવાય એવી પ્રણાલિકા બાંધી છે અને જે ભગવાનને ધરાય તેજ ખવાય, અણપ્રસાદી કઈપણ ન ખવાય એવો વૈષ્ણવ સંપ્રદાયમાં પ્રથમ ઉપદેશ કરવામાં આવે છે આ કારણથી એ નિયમ સાચવનારને ઇંદ્રિય નિગ્રહના પણ શિક્ષણની શરૂઆત આ નિયમ પાળવાથી આપોઆપ થાય છે

વળી મહાપ્રસાદનું માહાત્મ્ય અસલ વર્ણવેલુ હોય છે, તે કારણથી ગમે તે વર્ણના હાથનો ગમે તે મહાપ્રસાદ ગમે તે માણસ, ગમે ત્યારે ન લે તે માટે મહાપ્રસાદમાં પણ ધર્મશાસ્ત્રને અનુસરીને ચાર વર્ગ પાડ્યા છે (૧) ફળ, ફુલ, રસ અથવા લીલો સુકો મેવો અને ખાંડ, સાકર કે ગોળ (૨) દૂધઘરની સામગ્રી, જેમા દૂધ, દહી, છાસ, માખણ બરફી, પેંડા, બાસુદી, શ્રીખંડ, વગેરેનો સમાવેશ થાય છે (૩) અણસખડી જેમા પૂરી, લાડવા, જલેબી વગેરે ધૃતપક્વઅન્નનો સમાવેશ થાય છે અને (૪) સખડી કે જેમા દાળ, ભાત, તેલ મીઠાવાળા શાકભાજી, રોટલી, પૂરણપોળી વગેરેનો સમાવેશ થાય છે

આ ચાર વર્ગ ચારે વર્ણની વ્યવસ્થા પાળવા માટેજ ધર્મશાસ્ત્રાનુસાર આચાર્યોએ દર્શાવ્યા છે અને તેનો અમલ અદ્યાપિ પણ શ્રીવલ્લભસંપ્રદાયના સમજુ આસ્તિક વર્ગમાં થાય છે, તેવો બીજામા ભાગ્યેજ થતો હશે

જે પ્રથમ વર્ગની સામગ્રી છે તે ભગવત્પ્રસાદી હોય તો ગમે તે વર્ણના હાથની ચારે વર્ણવાળા ખાઈ શકે જે દૂધ ઘરની વસ્તુ છે તે બ્રાહ્મણ, ક્ષત્રીય, અને વૈશ્ય એકમેકના હાથની ખાઈ શકે, પરતુ શૂદ્રના હાથના દૂધ, છાસ, દહી, કે ઘી એ બ્રાહ્મણ લઇ શકે પણ તેની બનાવેલી ચીજો બરફી પેંડા વગેરે બ્રાહ્મણથી ખવાય નહિ. અણસખડી છે તે તો પોતાની સવર્ણ કે ચડતી વર્ણના હાથની ખવાય, પણ ઉતરતી વર્ણના હાથની ન ખવાય એટલે બ્રાહ્મણના હાથની અણસખડી ક્ષત્રીય ઇત્યાદિ ખાય, પણ ક્ષત્રીય વગેરેના હાથની અણસખડી બ્રાહ્મણથી ન ખવાય. અને જે સખડી છે, તે તો જેની તે વર્ણનીજ અથવા ચડતી વર્ણનીજ ખવાય પણ ઉતરતી વર્ણની નજ ખવાય

વળી તે ખાવામા પણ પંક્તિભેદ ભૂલવો નહિ, તે દર્શાવવા માટે દરેક વ્યક્તિનુ પોતનુ (ચોકા, કે જેમા પાતળ મૂકવામા આવે છે) ગમે તો તે સવર્ણ હોય કે અસવર્ણ હોય તો પણ જુદુ જ કરવાનો નિયમ રાખવામા આવ્યો છે આમ કરવાનું કારણ એ છે કે વૈષ્ણવ એટલે વિષ્ણુનો ભક્ત થવાનો પ્રાણીમાત્રને અધિકાર છે પરતુ જ્યા સુધી જેને ભગવત્સાક્ષાત્કાર થયો નથી, અથવા ભગવત્પ્રેમાસક્તિમા તેનો સર્વ સંસાર છૂટી જઈ તે વિરક્ત થયો નથી, ત્યા સુધી તેનાથી વર્ણાશ્રમ ધર્મની મર્યાદા તોડી શકાયજ નહિ આ કારણથીજ શ્રી વલ્લભ સપ્રદાયમા યવનો પણ વૈષ્ણવ બન્યાના દાખલા સભળાય છે પરતુ તે યવનોના હાથનો પ્રસાદ હિંદુઓએ ખાધાનો એક પણ દાખલો

રાખ્યો જડતો નથી વર્ણાશ્રમ ધર્મનું પરિપાલન એજ હિંદુનું હિંદુપણું છે જેઓને વર્ણાશ્રમધર્મનો આગ્રહ નથી, તેઓ ભલે હિંદુસ્થાનમા જન્મ્યા હોય, અગર પોતાને આર્ય કહેતા હોય તો પણ તેઓ ખરા આર્ય નથી હા, યુગ ધર્મને લઇને તથા સ્વધર્મના અજ્ઞાનને લીધે હાલ વર્ણાશ્રમધર્મ પાળવામા ઘણી હરકતો દેખાય છે, તો તેવા સમયમા જેટલો બને તેટલો વર્ણાશ્રમધર્મ પાળવો, પરતુ તે બહાનુ આગળ કરીને, સ્વચ્છદતાથી ધર્મનો સદાચાર છોડવો નહિ કોઇ પણ કાળે, કોઈ પણ દેશમા કોઇ પણ માણસે ધર્મને બનતા સુધી છોડવાનો નથી જે છોડવાનો છે, તે તો અધર્મ અને વિધર્મજ માટે આહારમા પણ ધર્મવિચાર કાયમ રાખીને આહાર ખાવો એજ સુખી થવાનો માર્ગ છે

---

## દત ધાવન અથવા દાંતણ.

ગયા વર્ષમા નિત્યકર્મ વિષયક ઊઠીને શુ કરવુ, ચિંતન, શૌચ એ વિષયો લખાયા છે. તેમા બ્રાહ્મમુહૂર્તમા ઉઠવુ તે બ્રાહ્મમુહૂર્ત પછી ઉષકાલમા શૌચ વગેરે કરવાનું કહ્યુ છે દક્ષ કહે છે કે

उष काले तु स प्राप्ते शौच कृत्वा यथाविधि ।
तत स्नान प्रकुर्वीत दन्तधावनपूर्वकम् ॥

ઉષ કાલ પ્રાપ્ત થાય ત્યારે વિધિપૂર્વક શૌચ કરીને પછી, દાતણ કરવુ અને તે પછી સ્નાન કરવુ દાતણ કરવાનુ કારણ પણ કહેછે કે —

मुखे पर्युषिते नित्य भवत्यप्रयतो नर ।
तस्मात्पूर्व प्रयत्नेन भक्षयेद्दत धावनम् ॥

ગતવાસી મુખથી મનુષ્ય અપવિત્ર થતો હોવાથી ચિત્તમા ગ્લાનિ પેદા થાય છે, માટે પ્રયત્ન પૂર્વક દત ધાવન કરવુ

કોઇ ધારે કે એ નિત્યકર્મ સર્વે નિત્ય કર્યા જાય છે, એ માટે વિવેચન કરવાની શી જરૂર છે, પર તુ આર્ય અને અનાર્ય વચ્ચેનો તફાવત જાણવા માટે તેનુ વિવેચન જરૂરનુ છે દાતણ કરવુ એ મનુષ્યનુ કામ છે અને મુખશુદ્ધી માટે સર્વ લોકો ગમે તે રીતે દાત સાફ કરે છે પરતુ આર્ય ( હિંદુઓ )ના દરેક કર્મમાટે હિંદુધર્મશાસ્ત્રે નિયમો ઠરાવ્યા છે તે રીતે દાતણ પણ નિત્ય વનસ્પતીનુજ કરવુ, તેમા પણ અપવાદ તરીકે અમુક અમુક તિથિયે તે ન કરવુ વળી તે કરતી વખતે અમુક મત્રની ભાવના કરવી કેમકે દશ્યકે અદશ્ય પદાર્થ માત્રમા પરમાત્મા, તે તે પદાર્થના અધિદેવતારૂપે નિયામક તથા વ્યાપક છે, એ વાત પોતાને હિંદુ કે

વેદધર્માનુયાયી સમજનારે દરેક કર્મ કરતા ધ્યાનમા રાખવાની છે. જો કે આજકાલ "આર્ય સમાજ" નુ નામ ધારણ કરી આર્યને નામે અનાર્ય આચારનો પ્રચાર કરવા, તથા "વેદધર્મ"ને નામે વેદ વિરૂદ્ધ વિચાર નો વિસ્તાર વધારવાનું કામ આપણાજ કેટલાક ભાઇઓએ આરંભ્યુ છે તેવા નામધારીથી ન ઠગાવામાટે, ખરા ધર્મશાસ્ત્રનો અભ્યાસ સૌ ભાઇઓએ કરવાની ઘણી જરૂર છે આર્યસમાજના કેટલાકનું બોલવુ અને લખવુ એક પ્રકારનુ હોયછે ત્યારે તેઓનુ વર્તન જુદાજ પ્રકારનુ હોય છે તેઓ વેદનું નામ આગળ ધરીને કહે છે કે," પરમાત્મા સત્ય છે સર્વ વ્યાપક છે" પરતુ તેઓમાના કેટલાકો ખોટુ લખવામા કે બોલવામાં જરા પણ સકોચાતા નથી. એ આ વીશમી સદીનુ વિસ્મય છે! એક સાધારણ અક્કલનો આદમી પણ સમજી શકે કે પરમાત્મા સર્વ વ્યાપક છે. ત્યારે ચર કે અચર પદાર્થ માત્રમા તે હોવોજ જોઇએ પરતુ એ નવી સમાજવાળા આર્યમન્યમાના ઘણા ખરાતો બોલે છે તથા કેટલાક લખે પણ છે કે મૂર્તિ (પ્રતિમા) મા પરમાત્મા નથી, ગગા, યમુનાદિ તીર્થોમા પરમાત્મા નથી, સૂર્યાદિ ગ્રહોમા પરમાત્મા નથી, માટે તેઓની પૂજા કરવાની જરૂર નથી શુ મૂર્તિ તીર્થો, ગ્રહો એ સર્વની બહાર છે? જો સર્વની અન્દર છે, ત્યારે સર્વ વ્યાપક પરમેશ્વર તેમા કેમ ન હોય? આવો વદતો વ્યાઘાત તેમના પ્રત્યેક લેખમા તથા વર્તનમાં જણાયછે ગયા અક સાથે વહેચેલા "પ્રીતિભોજન"ના હસ્તપત્રમા "આર્ય-સમાજ" નાજ પત્રનો ઉતારો આપ્યો છે કે ૧૦૦ માણસો જુદી જુદી ન્યાત જાતના પક્તિભેદ વગર જમ્યા હતા, પણ તે સમાજીઓને છૂટા છૂટા પુછતા કહે છે કે અમે તો ભેગા એક પક્તિયે જમ્યા નથી ત્યારે જમ્યા કોણ? તેના નામ ઠામ કેમ બહાર પાડતા નથી? જો તેઓ સત્યને ધર્મ માનતા હોય તો શુ કામ **અસત્ય** બોલેછે તથા લખે છે? ખરા આર્યપુત્રો તો પોતાના દરેક કર્મ કરતી વખતે એવા શ્લોકોથી પરમાત્માની સર્વ વ્યાપકતાની ભાવના હૃદયમા આણતા હતા કે જેથી તેઓને હાથે ધર્મવિરૂદ્ધ વર્તન બુદ્ધિપૂર્વક થવા પામતુજ નહતું

પથારીમાથી ઉઠીને ભોયઉપર પગ માડતાજ તેઓ નીચલા શ્લોકથી પૃથ્વીની અભિમાની દેવતા (સર્વ વ્યાપક પરમાત્મા વિષ્ણુની શક્તિ) ની પ્રાર્થના કરતા હતા કે—

> समुद्रवसने देवी ! पर्वतस्तनमंडिते ।
> विष्णुपत्नि नमस्तुभ्य पादस्पर्श क्षमस्व मे ॥

હે સમુદ્રરૂપ વસ્ત્ર ધારણ કરનાર દેવી પૃથ્વી! હે પર્વતરૂપી સ્તનોથી શોભિત! હે વિષ્ણુપત્નિ! તમને નમસ્કાર છે હુ મારા પગવડે આપને સ્પર્શ કરૂ છું (તે અપરાધ) ક્ષમા કરો.

વિચાર કરોકે પૃથ્વી ઉપર પગ મૂક્યા વગર મનુષ્યથી કેમ ચાલી શકાય? પૃથ્વી એ પંચમહાભૂતમાહેલી એક વસ્તુ છે, એટલુંજ નહિ પણ એ પૃથ્વીની અભિમાની પૃથ્વી નામની એક દેવતા છે તે દેવતા પરમાત્માની શક્તિ ( પત્ની ) રૂપે વેદમાં વર્ણવેલી છે, તે કારણથી પૂજ્ય પદાર્થને પાદસ્પર્શ કરવાથી દોષ લાગે, તે દોષમાટે પ્રથમ ક્ષમા માગીને પછી કર્તવ્યમા લાગવુ એ આર્યધર્મનુ રહસ્ય છે વળી તેથી પરમાત્મા સર્વ વ્યાપકછે એ તત્ત્વ પણ નજરથી બહાર ન જાય એ એમા હેતુ સમાયલોછે તે પછી ઉઠીને શુ કરવુ તે પણ કહે છે —

उत्थाय नेत्रेपक्षाल्या शुचिर्भूत्वा समाहितः ।
परिजप्य च मन्त्रेण भक्षयेद् दतधावनम् ॥

ઉઠીને આંખ ધોઇને શુચિર્ભુત તથા શાંતમનવાળા થઇને પરમાત્મસ્વરૂપનુ ચિંતન જેથી થાય એવા મંત્રનો જપ કરવો પછી દાતણ કરવુ આ જપ કરવાનો તે આંખ ધોયા પછી પોતાના ઇષ્ટ દેવતાનુ જે ચિત્ર પોતાના સુવાના ઓરડામા હોય તેના પ્રથમ દર્શન કરવા, પછી તે ઓરડામા કે પથારીમા બેસીનેજ પરબ્રહ્મ પરમાત્મા સબધી ધ્યાન, ચિંતન થોડીવાર કરવુ પછી બહાર આવી ગાય, વગેરે પવિત્ર વસ્તુના દર્શન કરવા પછી સ્વચ્છ હવામા સહજ ફરીને શૌચ કરવુ અને તે પછી દાતણ કરવુ એજ રીતે દાતણ કરતી વખતે દાતણ જેમાથી ઉત્પન્ન થયુ છે, તે મળ વનસ્પતિ દેવતાની પણ નીચલા શ્લોકથી પ્રાર્થના આર્યો કરતા હતા

आयुर्बल यशोवर्च्च प्रजा पशुन् वसूनि च ।
ब्रह्म प्रज्ञा च मेधा च त्वन्नो देहि वनस्पते ॥

હે વનસ્પતે ( દતકાષ્ઠ )! તુ અમને આયુષ્ય, બલ, યશ, તેજ, પ્રજા, પશુ, ધન, બ્રહ્મજ્ઞાન અને વિવેકવતી બુદ્ધિ આપ

આવી રીતે દાતણની પ્રાર્થના કરવાની શી જરૂર? શુ જડ દાતણમા એ બધી સંપત્તિઓ આપવાની શક્તિ છે? એમ સહજ પ્રશ્ન અર્વાચીન આર્યમન્યો કરવા લાગ્યા છે એનુ કારણ એ છે કે તેઓની બુદ્ધિથી વૃક્ષાદિ પદાર્થોમા પરમાત્માનો અશ માલમ પડતો નથી તેથી તેને જડ પદાર્થ ગણી તેની પ્રાર્થના ન કરાય એમ તેઓનુ કહેવુ છે અર્થાત્ જડ પદાર્થની પ્રાર્થના ન થાય પરતુ હાલમા કેટલાક "આર્ય" નામ ધારીઓ તો એવો પણ પ્રશ્ન કરવા લાગ્યા છે કે જ્યારે વૃક્ષાદિ જડ પદાર્થની પ્રાર્થના કરોછો તો બૂટ ( બુટ ) ને કેમ પ્રણામ કરતા નથી આના ઉત્તરમા એટલુજ કહેવુ જોઇયે છે કે જે મનુષ્ય પરમાત્માને સર્વ વ્યાપક જાણી તેની મહિમા ને જાણતો હશે તેતો પ્રણામ કર્યા વગર રહેશે નહિ કારણ કે તે તે નામ તથા રૂપોમાં જે શુદ્ધ સ્વરૂપ પરમાત્મા વિદ્યમાન છે તેનેજ તે નમસ્કાર કરે છે.

જોડાની પ્રતિષ્ઠા તથા પ્રાર્થના પણ આર્ય ધર્મ શાસ્ત્રમા કરવામા આવેલીછે તેથીજ કહ્યુ છે કે "**प्रतिष्ठेस्थो विश्वतो मा पातम्**" પારસ્કર ગૃહ્ય સૂત્ર ૨-૬-૩૦ અર્થ હે! ઉપાનહો (જોડા) તમે બ ને સ્થિતિના હેતુ બનો અને સર્વથી મારી રક્ષા કરો આ મંત્રને "આર્યસમાજ" ના નેતા સ્વા૦ દયાનંદ સરસ્વતી પણ માનતા હતા તેથી તેઓએ પોતાની 'સસ્કાર વિધિ" નામક પુસ્તકના સમાવર્તન પ્રકરણમા ઉક્ત મંત્ર લખી જોડાની પ્રાર્થના કરેલી છે તેટલુ છતા એ સમાજના કેટલાકો ગમે તેમ અત્વા તત્વા કરી અજ્ઞાત વર્ગને આડે રસ્તે દોરવાનો જે પ્રયત્ન કરે છે તે ઘણુજ શોચનીય છે પરતુ આવા શ્લોકો નિત્ય નિયમમા મૂકવામા ઋષિમુનિયોઓએ લોકોનુ હિત વિચાર્યુછે પ્રથમનો એ દાતણની પ્રાર્થના નથી, પરંતુ તેની ઉત્પત્તિ કરનાર વનસ્પતિની અભિમાની દેવતાની પ્રાર્થનાછે અર્થાત્ એ નામથી સર્વ વ્યાપક પરમાત્માની શક્તિની પ્રાર્થના છે, અને તે શક્તિ સર્વ આપવાને સમર્થ છે વળી પરમાત્મા સર્વજ્ઞ છે તેથી તે વનસ્પતિ રૂપે પણ મારીજ પ્રાર્થના કરે છે, એમ હૃદયસ્થ ભાવ જાણી જાય છે વળી જે પરમાત્મા સર્વ વ્યાપક છે, સર્વ શક્તિમાન છે અને સર્વજ્ઞ છે એવા સદ્ભાવ પૂર્વક ગમે તે સ્થળે ગમે તેની પ્રાર્થના કે પૂજા કરે તો તેથી પરમાત્માનીજ પ્રાર્થના અને પૂજન થાય છે ત્યારે આર્યધર્મશાસ્ત્રના વચન પૂર્વક વર્તન કરનારને તે ભાવ સફળ થાય તેમા શુ આશ્ચર્ય ? આર્યશાસ્ત્રમા સ્પષ્ટ કહ્યુંજ છે કે

न देवो विद्यते काष्टे न पाषाणे न मृण्मये ।
भावो हि विद्यते देवो तस्माद् भावो हि कारणम् ॥

દેવ લાકડામા વિદ્યમાન નથી, માટીમા નથી, પથ્થરમા નથી પરંતુ જો ભાવ હોય તોજ દેવ( લાકડામા,પથ્થરમા,માટીમા બધેજ)છે,માટે દેવના હોવામા કે ન હોવામા ભાવ (મનનો નિશ્ચય) એજ કારણ છે જેનો ભાવ એવો છે કે પરમાત્મા આમાં નથી, તેમાં નથી, તે પોતાના હૃદયમા રહેલા પરમાત્માને પણ કદી જાણી શકતો નથી આથી સાફ સમજાશે કે પ્રાચીન કાળના આર્યોના ભાવ શુદ્ધ હતા અને તેથી તેઓ અસ્પષ્ટ કાપટ્યથી વર્તન રાખતા નહોતા તેઓના મન, વચન અને તન ત્રણેમાં એકતા દેખાતી હતી તે કારણથી તેઓ નિત્ય દાતણ કરતી વખતે ઉપલો શ્લોક ભણતા હતા અને આજે પણ સ્માર્તો તેમ કરે છે અને જેઓ અનન્ય વૈષ્ણવ છે તેઓ તો કોઇ પણ દેવનીપાસે કોઇ પણ રીત કામનાથી પ્રાર્થના કરતાજ નથી અને કરે છે ત્યારે તેને વિષ્ણુરૂપ માનીને કરે છે, કેમ કે પરાત્પર પરમાત્મા સર્વવ્યાપક છે તેથી તે વિષ્ણુ કહેવાય છે એટલુજ નહિ પણ નીચલા વચન પ્રમાણે અમુક અમુક તિથિએ દાતણ ન કરતા, તેને બદલે બાર કોગળાવડે મુખશુદ્ધ કરતા તથા એક ધાતુ ઉલ (છભી) બનાવી રાખતા, તેવડે ઉલપણુ ઉતારતા હતા

प्रतिपद्दर्शे षष्ठीषु नवम्या रविवासरे ।
दन्ताना काष्ठ सयोगो दहत्यासप्तम कुलम् ॥
अलाभे दतकाष्टाना प्रतिषिद्ध दिने तथा ।
अपा द्वादश गडूषैर्मुख शुद्धिर्विधि यते ॥

પ્રતિપદા, અમાસ, છઠ્ઠ, નોમ એ તિથિયોમા તેમજ રવિવારને દિવસે વનસ્પતિનું દાતણ કરવાથી સાત કુલ દુખી થાય છે માટે એ દિવસોમા વનસ્પતિનુ દાતણ કરવાનુ નિષિદ્ધ છે વળી જે દિવસે વનસ્પતિનુ દાતણ ન મલી શકે તે દિવસે તથા ઉપર કહેલા નિષિદ્ધ દિવસે દાતણને બદલે બાર કોગળા કરવાથી મુખશુદ્ધિ થાય છે

આ ઉપરથી એમ ધારી શકાય છે કે ઉપર લખેલી તિથિયોએ વનસ્પતિ છેદન કરવાથી દોષ લાગતો હોવો જોઇએ, તે કારણથી એ તિથિઓમા દાતણનો નિષેધ કર્યો છે એટલુજ નહિ, પણ તેના બદલામા બાર કોગળાવડે મુખશુદ્ધિ કરવા કહ્યુ છે આજે પણ એ નિયમ જાણનારા તથા પાળનારા એ તિથિયોમા વનસ્પતિનુ દાતણ ન કરતા, તેને બદલે દાતને માટી ઘસી ૧૨ કોગળા કરેછે તથા ધાતુની ઉલીથી ઉલ ઉતારેછે અહિ કોઈ એવી શકા કરે કે જ્યારે ઉક્ત તિથિયોમા વનસ્પતિનુ દાતણ કરવાનો નિષિદ્ધ કહ્યો છે, તો પછી હમે શને માટે દાતણ ન કરવુ એજ અધિક ઉત્તમ કેમ ન કહેવાય આના ખુલાસામા એટલુજ જણાવવુ બસ થશે કે આર્યધર્મ શાસ્ત્રકારોનો એવો આશય છે કે અમુક કાર્ય અમુક સમયમા કરવુ નિષિદ્ધ ગણાય છે; તેમ અન્ય સમયમા એ કર્તવ્ય પણ આવશ્યક છે જેમ નિષિદ્ધ સમયમા કર્તવ્ય કર્યાથી દોષિત થવાયછે, તેમ વિહિત સમયમા ન કરવાથી પણ દોષિત થવાય છે. એવીજ રીતે અહિ પણ ઉક્ત નિષિદ્ધ દિવસોમા દાતણ કરવાથી દોષ લાગેછે, તેમ વિધાન દિવસોમા દાતણ ન કરવાથી પણ દોષ લાગેછે પ્રયોજન એ છે કે શાસ્ત્રમાં જે કામને માટે જે વિધિ વા નિષેધ કર્યો હોય તેમ કરવુ, ન કરવુ એનુજ નામ ધર્મ શ્રધ્ધા તેથીજ શ્રીમદ્ભગવદ્ગીતામા કહ્યુ છે કે **तस्माच्छास्त्रं प्रमाण ते कार्याकार्य व्यवस्थितौ** । અર્થાત્ કાર્ય અને અકાર્યના વિચારમા શાસ્ત્રનેજ પ્રમાણ માનુ જોઇએ

આજકાલ પોતાને સુધરેલા સમજનારા આપણા ભાઇઓએ તો દાતણને બદલે દત મજન ( Tooth powder ) અને વાળનો પીછી ( Brush ) વાપરવા માડી છે. વાળને મુખમા લેવામા ધર્મશાસ્ત્રે દોષ કહ્યાછે, તે ધર્મશાસ્ત્રથી અજ્ઞાત આપણા એ ભાઇઓ જાણતા નથી. પરતુ જેમને એઓને એ બ્રશનું માહાત્મ્ય જણાવ્યુ છે, તે વિલાયતી ડાકટરો પણ હવે કહેછે કે વાળના બ્રશમા એક જાતના જતુઓ ભરાઈ રહેછે કહો સારે આપણો પ્રાચીન દાતણનો નિત્ય નવો

વનસ્પતિનો કુચો ( Brush ) લાગે કે આ વિનાયતી બ્રશ ? ધર્મશાસ્ત્ર ઉપર જેમની શ્રદ્ધા ન હોય તેમણે પણ ગુણદોષનો વિચાર કરી, ગુણ ગ્રહણ કરી સુખી કા ન થવુ ? તેમજ દંતમંજનમા પણ શી શી ચીજો વપરાયછે, તે દાતને ગુણકારી છે કે નુકસાનકરતા, તે જાણ્યા વગર અજાણ્યો દૂથ પાઉડર વાપરવાથી ધર્મ, અર્થ અને કામ ત્રણે પુરુષાર્થોમા ખામી આવેછે માટે જેમને દંતમંજનની જરૂર લાગે તેમણે પણ તે મંજન આર્ય વૈદક અનુસાર પોતાને ઘેર બનાવી લેવુ અથવા તો ખાત્રીલાયક દેશી વૈદ કે ડાક્ટરને ત્યાથી ખરીદવુ, પરંતુ પરદેશીના હાથનુ અને પરદેશમા ગમે તે પદાર્થનુ ગમે તેણે બનાવેલુ મંજન, ઉઠતા વેત મોમા નાખવુ એ આર્ય ધર્મ નથી આર્યમા અને અનાર્યમા મોટો ભેદ એજ છે કે, આર્ય હોય તેણે દરેક વસ્તુમા દેશ, કાળ, પાત્રનો વિચાર પૂર્વક શાસ્ત્રોક્ત વિધિવડે ઉપયોગ લેવો જોઇએ અનાર્યમા વિધિ નિષેધનો વિવેક હોતો નથી વળી દાતણ કરવામા ગમે તે વનસ્પતિની ડાખળી તોડવી એમપણ નથી અમુક વનસ્પતિના દાતણ લેના અને અમુકના ન લેવા એમપણ નિયમ છે —

खदिरश्च कदम्बश्च करजश्च वटस्तथा ।
तित्तिणी वेणुपृष्ठ च आम्रनिम्बौ तथैव च ॥
अपामार्गश्च बिल्वश्च अर्कश्चोदुम्बरोतथा ।
एते प्रशस्ता कथिता दंतधावनकर्मणि ॥
दंतकाष्ठस्य वक्ष्यामि समासेन प्रशस्तताम् ।
सर्वे कटकिन पुण्या क्षीरिणश्च यशस्विन ॥

ખેર, કદંબ, કરંજ, વડ, આમ્લી, વાસનીછાલ, આંબો, લીબડો, અઘાડો, બીલી, આકડો, ઉમરો ( ગુલર ), એ વૃક્ષના દાતણો ઉત્તમ છે દાતણ માટે સાધારણ એવી પ્રસંશા છે કે સર્વ કાંટાવાળા ઝાડના દાતણો ઉત્તમ અને દૂધવાળા ઝાડના દાતણ યશસ્વી છે. વળી તે દાતણનુ પ્રમાણ પણ કહ્યુ છે

कनीन्यग्रसम स्थौल्य सकुर्च द्वादशागुलम् ।
प्रातर्भुक्त्वा च यतवाक् भक्षयेद् दंतधावनम् ॥

ટચલી આગળીના અગ્રભાગ જેટલુ જાડુ, અને બાર આગળ લાબુ તેનો કુચ્ચો કરી, મૌન ધારણ કરીને તે દાતણ પ્રાતકાળે કરવુ મૌન ધારણ કરવાનુ કારણ એ કહ્યુછે કે —

अधमवर्णस्यसलापे सुप्त्वे वा दंतधावने ।
आचाम्य प्रयतो भूत्वा तत शुद्धो भवेन्नर ॥

દાતણ કરતી વખતે જો પોતાથી ઉતરતી વર્ણના મનુષ્ય સાથે વાતચીત કરવામાં આવે તો મનુષ્ય અપવિત્ર થાય છે, તેથી તે આચમન કર્યા પછી શુદ્ધ બને છે માટે દાતણ કરતા સુધી મૌન રાખવા કહ્યુ છે આ રીતે વિચારપૂર્વક આર્યોએ નિત્યકર્મ કરવાના છે આજકાલ તો કેટલાક પુરૂષોને આજે કયી તારીખ છે તે પૂછશો તો તરત કહેશે, પણ કયી તિથિછે, તે તો પચાગ કે જોશી જાણે પરતુ હાલના ભણેલાઓ જે નિત્ય નોધ ( ડાયરી Diary ) નુ મહત્વ દેખાદેખી સમજવા લાગ્યા છે, તેમણે જાણવુ કે આપણા પૂર્વજો પ્રથમ પચાગ શ્રવણ કરતા હતા. અને જે દિને જે કર્તવ્ય હોય તેમાથી પ્રથમ નિત્યકર્મ, પછી નૈમિત્તિક કર્મ અને તે બે કર્યાબાદ કામ્ય કર્મોનો વિચાર કરતા હતા આજે તો કામ્ય કર્મોના વિચારમા નિત્ય, નૈમિત્તિક કર્મો લોકો છોડે છે અને તે કારણથી તેમના કામ્ય કર્મો પણ સફળ થતા નથી માટે પ્રથમ નિત્યકર્મ, પછી નૈમિત્તિક અને કામ્ય એ આર્યોનો પ્રાચીન ક્રમ છે

---

## સમુદ્રયાનાદિપ્રાયશ્ચિત્ત.

મે "ગુજરાતી"ના અધિપતિ સાહેબ

આપના અતિ પ્રસિદ્ધ માનવત પત્રમા નીચેના અતિ અગત્યના વિષયને લોકોપકારાર્થે યોગ્ય સ્થાન આપશોજી —

શ્રી શૃગેરી પીઠાધીશ શ્રી સમસ્ત ધર્માચાર્યાર્ય સચ્ચિદાનદ શિવા ભિનવ વિદ્યાનૃસિંહ ભારતીના શ્રી મુખથી ઉક્ત વિષયમા કેટલોક ખુલાસો જાણીને તેનો સારાશ નીચે મુજબ લખી જણાવીએ છીએ —

પ્રશ્ન—ઇગ્લડાદિ અનાર્ય દેશોમા કોઈ આર્ય જઇ આવ્યા પછી પ્રાયશ્ચિતાદિથી પાવન થઈ, પુન આર્યો સાથે પક્તિ ભોજનાદિ વ્યવહાર કરી શકે કે નહિ ?

ઉત્તર —નહિ

પ્રશ્ન —ત્યા જવાની આપ આજ્ઞા નથી આપતા, તેથી આર્યો જ્ઞાનાદિમા પરિવૃદ્ધિ કેમ કરી શકશે ?

ઉત્તર-ધર્માભિમુખ આર્ય પ્રકૃતિજ બહુધા મૂળેથી એવી રીતે સસિદ્ધ હોય છે કે તેને એ નિમિત્તાદિ માટે તત્ર ગમન માટે જરૂર પડતી નથી.

પ્રશ્ન —ત્યા જવામા હાનિ શુ ?

ઉત્તર.—પ્રથમ તો આર્યોનુ મુખ્ય કર્તવ્ય જે સધ્યાવદનાદિ તેમાથી ભ્રષ્ટ થાય છે સમુદ્રયાનમા સધ્યાવદનાદિ માટે મુખ્યાવશ્યક જે ભૂમિ સબધ તે તત્ર

ગમનથી પ્રાપ્ત નથી તેથી તથા અનાર્ય ભૂમિમા અન્ય સનાતન ધર્મોનું યથાસ્થિત પાલન થઈ શકતું નથી તે કારણથી આર્યમા અનાચારે અનાર્યતા આવી જાય.

પ્રશ્ન—અનાર્ય ભૂમિ કોને કહેવી ?

ઉત્તર—જેમા વિશેષ અનાર્યોનો નિવાસ હોય તેને

પ્રશ્ન—કોઇ અન્ય આચાર્ય પ્રાયશ્ચિતાદિથી કોઈ અનાર્ય પ્રદેશગતાને પાવન કરી આર્યો સાથે એક પંક્તિ વ્યવહાર માટે યોગ્યતા આપી શકે કે નહિ ?

ઉત્તર—સનાતન ધર્મ વિમુખ થઈ કોઈ તેવો આચાર્ય આપી શકે તો તેને માટે આ સમયમાં અમે કંઈ કહી શકતા નથી, પણ અમે તો તે નજ આપીએ.

પ્રશ્ન—"સંસ્કૃત ચંદ્રિકા" મા પ્રસિદ્ધ થયેલા "અબ્ધિયાનમીમાંસા" જેમા ઉક્ત વિષય સંબંધી નિર્ણય આપેલો છે અને જે આપની આજ્ઞાથી થયેલ છે એમ જે તેમા નિર્દિષ્ટ કરવામાં આવ્યુ છે તે આપને સંમત છે કે નહિ ?

ઉત્તર—તે નિર્ણય અમને સર્વાંશે સંમત છે અને અમારી આજ્ઞાથીજ લખાયલો છે. ઇતિ

**કવિ જીવરાજ અંજરામર ગોર તથા લાલજી જેઠારામ મહેતા.**

એમણે આ પ્રશ્નોત્તર ઉપલા પત્રમા છપાવ્યા છે

---

## ॥ શ્રી શંકરો વિજયતેરામ ॥

[ મોહોર મારેલી છે ]

સ્વસ્તિ શ્રી મુંબાઈ બંદર મધ્યે પરમશિવા તેમ પરમ શ્રેષ્ઠ ગણપત ના પદ ચરણારવિંદ મકરંદ મિલિંદ ધર્મ ધુરંધર સર્વ ગુણ સંપન્ન વિવેક સાગર મહાજન તરફથી નિમાયેલી કમિટી તથા રા રા. ભાઇદાસ નરોત્તમદાસ વિગેરે મંડળીને આ શીર્વાદ પૂર્વક નારાયણ સાથે લખવાનું કે અત્ર કુશળતનાસ્તુ આપના તરફથી સમુદ્રયાનાદિ શાસ્ત્રાર્થ સિદ્ધાંત સબંધી નકલ અભિપ્રાય માટે મોકલી તે અમોને પહોંચી તે અક્ષરશ વાંચી છે તેમા જે કાશીના પંડિતો તેમજ શૃંગેરી મઠાધિપત્ય આચાર્ય શ્રીએ જે સમુદ્રયાનાદિ શાસ્ત્રાર્થ ધર્મ શાસ્ત્ર પ્રમાણે કરેલો છે તે યોગ્ય છે ને જે વિલાયત ગમનના સંબંધમા ઘણા દીવસથી તકરાર ચાલે છે, તે હમારા જાણવામાં છે પણ હમે બદ્રીનારાયણ તરફ ગયેલા, તેથી તેમ બીજા ધર્મકાર્ય પ્રસંગને લીધે કંઈ ખુલાસો લખ્યો નથી.

વિશેષમા આજ કાલના આચાર્યો માન જ્યારે તે હકીકતના જાણવામા છે, એટલે વિશેષ લખતા નથી. તોપણ જે દ્વારકાના હાલના ચક્રાચાર્ય વિલાયત

ગમન માટે જે નિર્ણય આપેછે, તે વિરૂદ્ધ ઘણા વિદ્વાનોના તેમજ શૃગેરી મઠના આચાર્ય શ્રીનો જે મત છે તે શાસ્ત્રાધારે યોગ્ય છે

વળી દ્વારકાની ગાદી ઉપર પ્રથમ શ્રીમદ્રાજરાજેશ્વર શકરાશ્રમ હતાં તેમનો વિલાયત ગમન વિષે વિરૂદ્ધ મત હતો તે જાહેર છે પણ જે ગુરૂના વચનનુ ને શાસ્ત્રની મર્યાદાનુ ઉલ્લઘન કરે છે તે ગુરૂદ્રોહી થાયછે ધર્મશાસ્ત્રના નિયમ પ્રમાણે આજ સુધીમા કોઇ પણ આચાર્યની પરપરામા તથા વિદ્વાનોમા શાસ્ત્રના પ્રમાણનુ ઉલ્લઘન કરી ગયા નથી, તો પછી બીજાથી પણ ધર્મ વિરૂદ્ધ કઇ પણ કાર્ય થઈ શકે નહીં, કદાપિ જો ધર્મશાસ્ત્રનુ તેમજ ગુરૂના વચનનુ આચાર્યો પોતેજ ઉલ્લઘન કરે તો પછી શિષ્ય લોકોની ધર્મ ઉપર તેમજ ગુરૂઉપર આસ્થા રહેજ નહીં

વળી વિલાયતગમનના સબધમા તો શૃગેરી મઠાધિપત્ય આચાર્ય શ્રીના નિર્ણયમા, તેમજ કાશીના વિદ્વાનોના નિર્ણયમા જે પ્રમાણો આપેલા છે, તેમ સ્પષ્ટ છે કે વહાણમા બેશી યાત્રાર્થે જાય તોપણ પ્રાયશ્ચિત કરવુ પડે છે એ ધર્મ કાર્યમા પ્રાયશ્ચિત થઇ શકે છે પણ સહસા સ્વાર્થને માટેજ જાણી બુજીને ધર્મ-વિરૂદ્ધ જે ગુન્હો થાય, તે છુટી શકે નહિ, તે માટે આધાર છે. વિલાયત ગમનને માટેજ મના છે એટલુજ નહી પણ મલેચ્છની સાથે વાત કરવાની પણ મનાઇ છે.

ઉપરના શ્લોકના આધારે તો મલેચ્છ સાથે ભાષણ નહીં કરવુ ને શૂન્યવાદીના મદિરમા પણ પ્રવેશ કરવો નહીં, તો પછી વિલાયત જવાયજ નહીં એ પણ શાસ્ત્ર-નો નિયમ છે

**गुरोर्वाक्यं शास्त्र दाष्टया तृतीयमात्मनिश्चितम्**

એ આધારે ગુરૂના વાક્ય ઉપર પણ ભરોસો રાખવો જોઇએ પણ આજ કાલના વખતના આચાર્યો પોતે ગુરૂના વાક્ય ઉપર ભરોસો રાખે નહિ તો પછી શિષ્ય-લોકોના આચાર્યો ઉપર ભરોસો રહેજ નહી એ ખુલ્લુ છે આચાર્યો પોતેજ ધર્મ-વિરૂદ્ધ વર્તન કરશે તો દુનિયા તેથી વધારે કરશે. એથી વિશેષ લખવાની જરૂર રહેતી નથી.

તેમજ જે કાશીના વિદ્વાનોએ તેમજ શ્રી શૃગેરી મઠના આચાર્ય શ્રીએ વિલા-યત ગમન માટે જે પ્રમાણ આપેલા છે તે પણ યોગ્ય છે, એટલે તે વિષે પણ લખ-વાની જરૂર રહેતી નથી તોપણ આપના તરફથી અભિપ્રાય માટે લખાઈ આવ્યુ છે, તો ઉપર પ્રમાણે અમારો અભિપ્રાય દર્શાવ્યો છે ઇતિ શિવમ્ તા ૨૨ એપ્રિલ સને ૧૯૦૬ રવિવાર

**સ્વામિ મધુસુદનાનંદ પર્વત.**

( ગુજરાતી તા ૨૪-૪-૦૬ )

---

# ચાલુ ચર્ચા

**સ્વાર્થને ખાતર દયાનો ભોગ**—આધુનિક સમયે સુધારા વધારામાં આગલ વધવાનો લોભ ધરાવનારા પાશ્ચાત્ય જનો કુદરતી વસ્તુને મળતી કૃત્રિમ વસ્તુ બનાવવા લાગ્યા છે, પરંતુ હવે તો તેઓ તેથી પણ આગળ વધી કુદરતી વસ્તુને પણ ઉત્પન્ન થતી અટકાવવાનો પ્રયાસ કરવા લાગ્યા છે યાને કુદરતના કાર્યો તેઓની મહાન્ બુદ્ધિમા ખામીવાળા માલમ પડવાથી તેમા પણ સુધારો કરવા તત્પર થયેલા હોય એમ માલમ પડે છે આ સૃષ્ટિમા પણ જડ વા ચેતન કોઇ પણ વસ્તુની આકૃતિ ઇશ્વરે વગર વિચારે કરેલી નથી, પરંતુ હાલમા મહાન્ બુદ્ધિવાળા પાશ્ચાત્ય પુરુષોની બુદ્ધિમા ગાય, બળદ, ભેંસ તથા બકરાની કુદરતે કરેલી આકૃતિ ડહાપણથી વેગળી માલમ પડતી હોવાથી તેઓ તેમા સુધારો કરવા મેદાન પડ્યા છે આ જનાવરોની આકૃતિમા કુદરતે શીંગડાનો સણગાર સરજેલો દેખાય છે, પણ તે તેઓની બુદ્ધિમા નકામા, ખરચાળુ તથા ધાસ્તી ભરેલા લાગવાથી, તેને ઉગતા અટકાવવાનો ઘાતકી ઉપાય કરવા તેઓ તૈયાર થયા છે, જે તેઓની શોધક બુદ્ધિને કદાચિત્ જેબ આપશે, કારણ કે કુદરતે દરેક પ્રાણીને પછી તે મનુષ્ય હો, પશુ હો, વા પક્ષી હો, પણ તેના શરીરની રચનામા એવી તો ખૂબીથી કોઇને કોઇ તરેહની ઇંદ્રિયને વિશેષ શક્તિથી હથીઆર રૂપ રચી છે, કે જેનાથી તેઓ સામાને ભય ઉત્પન્ન કરવાનીજ સાથે આત્મસંરક્ષણ પણ કરી શકે દાખલા તરીકે મનુષ્યને હાથ, શીંગડાવાળા પશુને શીંગડા, કુતરા, હાથી, શીયાળ જેવાને દાંત, વાઘવરૂ જેવાને પંજા ને સર્પ જેવાને દંશ વગેરે હવે શીંગવાળા પશુ જેવા કે ગાય, બળદ ભેંસ તથા બકરાં ને ઇશ્વરે શીંગડાની બક્ષીસ એજ મતલબથી કરેલી લાગે છે કે જેથી એ પ્રાણી પોતાને દુઃખ દેનારને શીંગડાથી ભય ઉત્પન્ન કરી, પોતાનો બચાવ કરે અને તે આપણે પ્રત્યક્ષ જોઇએ પણ છીયે આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે ઇશ્વરનું કૃત્ય ખુ'લ્લુ ડહાપણ ભરેલુ છે, પરંતુ આયરલેન્ડ દેશના વીસમી સદીના કેટલાક કહેવાતા સુધારકો તેમજ પોતાને અચૂક માનનારા સ્વાર્થી સત્તા-વાળાઓની દૃષ્ટિમા પ્રાણીઓને કુદરતે બક્ષેલા શીંગડા નકામાં, વ્યર્થખરચાળુ તથા ધાસ્તી ભરેલા માલમ પડ્યા છે, તેના કારણમા તેઓ જણાવે છે કે હાલમા ગાય, બળદ વગેરે શીંગડાવાળા પ્રાણી ઘણુ ખરૂં સર્વ ઠેકાણે પાળવામા આવતા હોવાથી, તેમને પોતાના દુશ્મન સાથ લડવાની જરૂર ન હોવાથી, શીંગડાની કંઇ પણ જરૂર નથી અર્થાત્ નકામા છે તેમજ તેઓ છુટા ફરતા હોવાથી કેટલીક વાર રાહદારીને ઇજા પણ કરે છે તેથી એ ધાસ્તી ભરેલા લાગે છે વળી એ

જાનવરને આપવામા આવતા ખોરાકનો થોડોક અશ શીંગડાના પોષણમા જતો હોવાથી તે વ્યર્થ ખરચાળુ થઇ પડે છે આ ખ્યાલી કારણો દર્શાવી એ પ્રાણીને કુદરતે બક્ષેલા સ્વતત્ર સાધનનો નાશ કરવા પાછળ શોધક બુદ્ધિનો ઉપયોગ કરવો એ સમજુઓની દૃષ્ટિમા તદ્દન વ્યર્થ ગણાયા વગર રહેશે નહિ. પરતુ વધુ દલગીરી ભરેલુ તો એ છે કે "જનાવરોપર ગુજરતુ ઘાતકી પણુ અટકાવનારી મડળી" ના પ્રમુખ તરીકે બિરાજમાન થઈ ચૂકેલા તે સમયના પ્રિન્સ ઓફ વેલ્સ અને હાલના નામદાર શહેનશાહ એડવર્ડ ધી સેવન્થ છે, તેનાજ રાજ્ય અમલમા અને તે પણ તે નામદારની સમીપમાજ આયર્લેન્ડ દેશના ખેતીવાડીને લગતા નામદાર શહેનશાહના અમલદારોએ એવો ઠરાવ બહાર પાડયો છે, કે હવેથી ગાય તથા બળદને માથે શીંગડા રહેવા દેવા નહિ અર્થાત્ ઉગવા દેવાજ નહિ અને તેનો ઉપાય મજકુર ઠરાવમાં જણાવ્યો છે કે એક વાછરડુ બે થી પાચ દહાડાનું થાય તેટલામા તેના શીંગડા ઉગવાની જગા ઉપરની ચામડી કાપી કહાડીને તે ભાગ ઉપર "કૉસ્તીક પોટાશ" નામનો પદાર્થ પાચ પાચ મીનીટને અતરે ચારથી પાચ વખત ઘસવો કે જેથી શીગડાની જડ બળી જઈને તે કદી પણ ઉગવા પામશે નહિ વળી આવુ ઘાતકી કામ કરવાની સૂચના કરનાર વધુ એવુ જણાવે છે કે આથી શીંગડાની અગવડ દૂર થવા જોડે તેનુ માસ પણ વધારે સ્વાદિષ્ટ રહેશે !

ખરેખર આ ઘણોજ ઘાતકી અને કમ કમાટ ઉપજાવે તેવો ઉપાય છે કેમકે કાપેલી ચામડીપર એક તેજાબ કે જેનામા બાળવાની શક્તિ છે તે ઘસવાથી, જે વેદના ઉત્પન્ન થાય, તે જેને વેઠવુ પડે તેજ જાણી શકે હાલના શોધકોની કેટલીક શોધો સ્વાર્થ પરાયણ હોવાથી તેમા દયાનો જરાપણ અશ રહેવા પામતો નથી આ શોધ કે સાહસમા સ્વાર્થને ખાતર દયાનો ભોગ આપવા જેવુ છે અને કુદરતના કાર્યની આડે આવનારૂ તેમજ નિર્દોષ વાચા વગરના પ્રાણી ઉપર કમકમાટ ઉપજાવે તેવુ હેવાન્યત પણ ગુજારવા સરખુ કૃત્ય છે આથી અઘટિત બીજુ કાઇપણ હોય, એમ લાગતુ નથી, કારણકે હાલ કેટલોક સમય થયા, પાશ્ચાત્ય વાસીઓ સુધારાને નામે એવુ તો અઘટિત કરવા લાગ્યાછે કે જેથી સરળ હૃદયના મનુષ્યો ને કોઈક તેઓની શોધક બુદ્ધિ પ્રત્યેક કમકમાટ અને ધિક્કારની લાગણી ઉત્પન્ન થયા વગર રહેતી નથી

---

## ઘરાકોને સૂચના.

પ્રથમ વર્ષની અનુક્રમણિકા તથા મુખપૃષ્ટ તૈયાર છે જેમનુ લવાજમ મળ્યુ છે, તેમને તે મોકલી આપ્યા છે જેમણે ન મોકલ્યુ હોય તેમને લવાજમ મોકલી

ત ત્રી.

# શ્રી આર્યધર્મસુધા.

પુસ્તક ૨ જું    સંવત ૧૯૬૨, વૃષભ માસ.    અંક ૫ મો.


## ધર્મોપદેશ.

છંદ સવૈયા.

શ્રુતિ[illegible] તણી નિત કેળવણીજ ઘણી શુભ સુંદર આદરજો,<br>
નિ[illegible] ધર્મ લહી બહુ ઉદ્યમ હૃદય મને ધરજો;<br>
[illegible]પ સદા બહુ સંપત સિદ્ધ સહુ કરજો,<br>
[illegible]રિના સુખથી મુખથી ગુણ ઉચ્ચારજો.

( પંડિત શ્રી ગટ્ટૂલાલજી )

---

## ગંગા દશપદી.

પદ–રાગ ધન્યાશ્રી.

કર મન શ્રી ગંગા ગુણ ગાન;

ભૂપ ભગીરથ ભાગ્ય ભલાથી, લાવ્યા ભૂતલભાન * ટેક.<br>
પ્રભુ મુકુંદ ચરણારવિંદની, શુભ મકરંદ સમાન,<br>
કરે સુજસ મુખ મંજુ ગુંજતા, નરવર મધુકર પાન. કર-મન. ૧<br>
તરણિસુતા સંગ લઇ આપે, સકલ સિદ્ધિનું દાન,<br>
જગ ઉદ્ધાર કરી સુરરિપુનું, પ્રિય કરનાર નિદાન. કર મન ૨<br>
દરશન માત્રે મહા પાતકો, પુંજ તણું અવસાન,<br>
બળે અગ્નિ તૃણ પેઠે પાપો, પડે નામ પણ કાન. કર-મન. ૩

---

* ભૂતળભાન=ભૂમિના ભાનુ ( સૂર્ય.)

૧ સુજસ ગાનરૂપી સુદર ગુંજાર કરતા ઉત્તમ મનુષ્યરૂપી ભમરાઓ તે મકરંદ ( પુષ્પરસ ) નુ પાન કરે છે

૨ તરણિસુતા ( યમુનાજી ) ને ગંગાજી પ્રયાગમા ભેગા થવાથી તે સકળ સિદ્ધિ દેનાર અને ભગવાનનું પ્રિય કરનાર થએલ છે આ વાત "યમુનાષ્ટક" ના પાંચમા શ્લોકમાં શ્રી મદ્વલ્લભાચાર્યજીએ પણ કહેલી છે.

૩. પુંજ=સમૂહ.

શ્વેતવર્ણ દિનમણી, કુલતણી, ધજા વિજયતું સ્થાન,
મુક્તાહાર મહી મહિલાનો, બહુ શુભ રત્ન નિધાન. કર-મન ૪
રજતમયી સુરસદન નિસરણી, જ્યાં તરંગ સોપાન;
શિવશિર મધુર માલતી માલા, પરમામોદ વિધાન. કર-મન. ૫
મત્સર મોહમદન મદ ગજને, વશ કરવા આલાન;
સદા ભજનકર શુભજનને જે, દિયે ભક્તિને જ્ઞાન. કર-મન. ૬
કાયિક ત્રિવિધ ચતુર્વિધ વાચિક, ત્રિવિધ માનસિક માન;
દશ અઘહરે દશહરા જેષ્ઠે, દશદિન કરતાં સ્નાન. કર-મન. ૭
કપિલ કોપ અતિ પ્રબલ અનલથી, થઈ પ્રાણની હાન;
સગર સુતો સહુ સ્વર્ગ ગયાતે, વાગે અમર નિશાન. કર-મન. ૮
હરિપદરજ તુલસીથી આપે, હરિપદ દેહ વિતાન;
બ્રહ્મદ્રવ જલ રૂપ આપ હરિ, કરે મોક્ષ સંધાન. કર-મન ૯
ચરણાબ્જ ભવા કરુણાથી જો, થાય અખિલ શુભ ભાન;
ગોવર્ધન પ્રભુ ગોવર્ધન ધર, મળે સ્વયં ભગવાન. કર-મન. ૧૦

---

૪ સૂર્યવંશી રાજા ગંગાજીને લાવ્યા છે માટે દિનમણી ( સૂર્ય ) ના કુલની તે શ્વેત વર્ણ ધજા હશે કે શું ? કે જે ધજા વિજયનું સ્થાન હોય છે. અનેક દ્યુતી એટલે પુન્યરૂપી રત્નો જેમા જડેલા છે એવો મહી મહિલા ( પૃથ્વીરૂપ સ્ત્રી ) ને પહેરવાનો મોતીનો હાર. હાર જેમ લાભોને શ્વેત હોય છે તેવા ગંગાજી પણ છે.

૫. ગંગા એ સ્વર્ગે જવાની રૂપાની નિસરણી અને તેમા લહેર એજ સોપાન—પગથિયા જેમ માલતી માલા પરમ આમોદ ( સુગંધ ) આપનાર છે, તેમ ગંગા પરમ આમોદ ( ઇશ્વરસંબંધી અખંડ આનંદ ) આપે છે.

૬. આલાન=હાથીને બાંધવાનું સાધન ભજનકર=ભજન કરનાર.

૭ દશ પ્રકારનાં પાપોની ગણત્રી "સ્કંદપુરાણ" મા નીચે મુજબ કહેલી છે.

૮ હાન=હાનિ નુકસાન. નિશાન=નગારા

૯=ભગવચ્ચરણરેણુથી ભગવદ્ધામનો દેહ મળે છે અને તે તુલસી માત્રથી આપવા ગંગાજી સમર્થ છે અને તેજ શ્રી વલ્લભાચાર્યજીએ "પુરુષોત્તમ સહસ્રનામ", મા કહ્યુ છે "वैकुंठदेहहेत्वंघ्रु जन्मकृत् सर्व पावनः" તેમજ "સુબોધિની" ના પ્રથમ સ્કંધના ૧૯ મા અધ્યાયના ૬ ઠા શ્લોકમા પણ આ વાત જણાવી છે. બ્રહ્મદ્રવ=બ્રહ્મરૂપદ્રવ.

૧૦ ચરણાબ્જભવા=ગંગા. ભાન=સમજણ જ્ઞાન.

अदत्तानामुपादानं हिंसा चैव विधानतः ।
परदारोपसेवा च कायिकं त्रिविधं स्मृतम् ॥ १ ॥
पारुष्यमनृतं चैव पैशून्यं चापि सर्वशः ।
असंबद्धप्रलापश्च वाङ्मयं स्याच्चतुर्विधम् ॥ २ ॥
परद्रव्येष्वभिध्यानं मनसानिष्टचिन्तनं ।
वितथाभिनिवेशश्च मानसं त्रिविधं स्मृतम् ॥ ३ ॥
एतानि दश नामानि हरत्वं मम जान्हवि ।
दशपापहरा यस्मात्तस्मा दश हरा स्मृता ॥ ४ ॥

---

## સ્નાન.

ष्णा=शौचे આ સ્ના ધાતુનો અર્થ પવિત્ર થવુ એ છે ધર્મ કાર્ય માત્ર પવિત્ર થઈને કરવાના છે આર્યાવર્તના દ્વિજો પ્રાત કાળે ઉઠતા વેત ધર્મનાઅનુસાર કર્મો કરતા હતા અને તે છૂટવાથી આ પવિત્ર દેશમા પણ અપવિત્રતાનો પ્રવેશ થવા પામ્યો છે પ્રાત સ્નાન માટે શ્રીવ્યાસજીએ લખ્યુ છે કે.—

अत्यन्तमलिनः कायो नवच्छिद्रसमन्वितः ।
स्रवत्येष दिवारात्रौ प्रातःस्नानं विशोधनम् ॥

આ જે કાયા ( દેહ ) છે, તે અત્યત મલિન છે, તેમાથી મલને બહાર કાઢવામાટે નવછિદ્રો પરમાત્માએ રાખેલાં છે, ૨ આખ, ૨ કાન, ૨ નસકોરા, ૧ મુખ, ૧ ઉપસ્થ અને ૧ ગાડ એ નવેમાથી રાત્રદિવસ મલ નીસર્યા કરેછે, તે નવેદ્વારને ધોઇને સાફ કરવામાટે પ્રાત સ્નાનનુ શરીરશુદ્ધિ નિમિત્તે ધર્મશાસ્ત્રમા વિધાન કર્યુછે શરીરની ચામડી ઉપરથી જોતા સ્વચ્છ હોય તોપણ અદર ઘણો મેલ રહેલોછે તે મેલ જેટલો વિશેષ થાય, તેટલા તેની શુદ્ધિમાટે વિશેષ ઉપાય કરવા પડેછે રોમછિદ્રો આથી પણ પરસેવા રૂપે કેટલુક મલિન જલ બહાર આવેછે, તો પણ તે છિદ્રો પુરાઇને બધ ન પડે તે માટે તેને સ્નાન (નહાવા) થી સાફ અને ખુલ્લા રાખવા પડે છે એ છિદ્રોદ્વારા મલ પોતાની મેળે બહાર પડે એવી શારીરિક યોજના છે પ્રકૃતિ પોતાની મેળે મેલને બહાર કેડે છે, પણ તે મેલ નીકળતા તે દ્વાર ઉપર મેલ ચઢી જાય તે માટે પ્રાતસ્નાન આવશ્યક કર્યુ છે

જેમ ધર્મશાસ્ત્ર સ્નાનની આવશ્યકતા બતાવે છે, તેમજ વૈદકશાસ્ત્ર પણ તેની તેટલીજ જરૂર જણાવેછે —

स्नानं पवित्रमायुष्यं श्रमस्वेदमलापहम् ।
शरीरबलसन्धानं केश्यमोजस्करं परम् ॥

સ્નાનથી પવિત્ર થવાયછે, આયુષ્ય વધે છે, પરિશ્રમ ( થાક ), સ્વેદ ( બફારો ) અને મેલને દૂર કરેછે, શરીરને નિરોગી રાખીને બલ વધારે છે, અને કેશ ( બાલ ) ને તેજસ્વી બનાવે છે દક્ષમુનિ કહે છે કે —

प्रात स्नानं प्रशंसन्ति दृष्टादृष्टफलं हि तत् ।
सर्वमर्हति पूतात्मा प्रात स्नायी जपादिकम् ॥

પ્રાતસ્નાનની બધા પ્રશસા કરેછે, કેમકે તેથી બે ફલ થાય છે આ લોકમાં મલ નિવૃત્તિદ્વારા આરોગ્ય અને પરલોકમા ઉત્તમગતિ મળેછે. પ્રાતસ્નાનથી શુદ્ધ થએલો મનુષ્ય જપ સેવા વગેરે સર્વ ધાર્મિક કર્મોનો અધિકારી બનેછે વળી કહ્યુ છે કે —

अज्ञानाद्यदि वा मोहाद्रात्रौ दुश्चरितं कृतम् ।
प्रात स्नानेन तत्सर्वं शोधयन्ति द्विजातय ॥

અજ્ઞાનથી કે આળસાદિ મોહને વશ થઇને રાત્રમા જે કઇ પાપ થયુ હોય, તે દ્વિજો પ્રાત સ્નાનથી દૂર કરેછે જાબાલ કહે છે કે —

आशिरस्कं भवेत्स्नानं स्नानाशक्तौ तु कर्मिनाम् ।
आर्द्रेण वाससा वापि मार्जनं दैहिकं विदुः ॥

સ્નાન હમેશા માથાબોળ કરવુ જોઇએ રોગાદિકથી અશક્ત હોય તે માથાબોળ સ્નાન ન કરે, અને વિશેષ અશક્ત હોય તો ભીના વસ્ત્રથી શરીર લુછી નાખે અને તેથી પણ અશક્ત હોય તો—

आपो हिष्ठामयो भुवस्ता न ऊर्जे दधातन महेरणाय चक्षसे
यो व शिवतमो रसस्तस्य भाजयतेह न उशतीरिव मातरः ॥ २ ॥
तस्माऽअरङ्गमाम वो यस्य क्षयाय जिन्वथ ॥ आपो जनयथा च न ॥ ३ ॥

વગેરે મન્ત્રોથી માર્જન માત્ર કરવુ યાજ્ઞવલ્કય બીનુ વસ્ત્ર તથા મ'ત્ર વડે માર્જન એ બેઉને સાથે લેછે. જેઓ વેદ ન ભણ્યા હોય તેમણે નીચલા પૌરાણિક મંત્રથી માર્જન કરવુ —

अपवित्र पवित्रो वा सर्वावस्था गतोऽपि वा ।
यः स्मरेत्पुण्डरिकाक्ष स बाह्याभ्यन्तर. शुचि ॥

ઘેર સ્નાન કરતા પહેલા નીચેનો શ્લોક ભણી ગંગાદિ તીર્થનું સ્મરણ કરવું —

गङ्गे च यमुने चैव गोदावरी सरस्वती ।
नर्मदे सिन्धु कावेरी जलेऽस्मिन्सन्निधिं कुरु ॥

તે પછી નહાતી વખતે મૌન રાખવું ભવિષ્યત્તર પુરાણમા કહ્યું છે કે —

स्नातुस्तु वरुणस्तेजो जुह्वतोऽग्निः श्रियं हरेत् ।
भुञ्जानस्य यमस्त्वायुस्तस्मान्न व्याहरेत्त्रिषु ॥

સ્નાન કરતા બીજા સાથે બોલ બોલ કરે તો વરુણ (જલદેવ) તેજને હરેછે, હોમ કરતી વખતે બોલે તો અગ્નિદેવ લક્ષ્મી હરેછે અને ભોજન કરતા બોલે તો યમ આયુષ્ય હરેછે, માટે એ ત્રણ કામ કરતા બોલવું નહિ જોઇએ. વળી સંપૂર્ણ માથાબોળ નહાવામાટે જે અશક્ત હોય, તેમને માટે શરીરની અશક્તિ તથા દેશકાલ ઇત્યાદિનો વિચાર કરીને જુદા જુદા ૭ પ્રકારના સ્નાન યોગિયાજ્ઞવલ્ક્યે કહ્યા છે —

असामर्थ्याच्छरीरस्य कालशक्त्याद्यपेक्षया ।
मन्त्रस्नानादित सप्त केचिदिच्छन्ति सूरयः ॥
मान्त्रं भौमं तथाग्नेयं वायव्यं दिव्यमेव च ॥
वारुणं मानसं चैव सप्त स्नानं प्रकीर्तितम् ।
आपोहिष्ठेति वै मान्त्रं मृदालम्भस्तु पार्थिवम् ॥
आग्नेयं भस्मना स्नानं वायव्यं गोरजं स्मृतम् ।
यत्तु सातपवर्षेण स्नानं तद्दिव्यमुच्यते ।
वारुणं चावगाह्योयो मानसं विष्णुचिन्तनम् ॥

૧ માન્ત્રસ્નાન, ૨ ભૌમ, ૩ આગ્નેય, ૪ વાયવ્ય, ૫ દિવ્ય, ૬ વારુણ, અને ૭ માનસ,

"આપોહિષ્ઠા" દિ મન્ત્રોભણી માર્જન કરવું તે **મંત્રસ્નાન** શરીરે ચરણામૃત વગેરે પવિત્ર મૃત્તિકા લગાડવી તે **ભૌમ** (પાર્થિવ) અગ્નિહોત્રાદિની પવિત્ર ભસ્મ લગાડવી તે **આગ્નેય** ગાય ચાલી જતી હોય તેની પાછળ ચાલવાથી પવનથી જે ગોરજ ઉડે તે તથા ગોપૂછ માથે ફેરવવું તે **વાયવ્ય** વૃષ્ટિના છાંટા પોતાના શરીર પર પડવા દેવા તે **દિવ્ય** અને જળાશયમા ડૂબકી મારવી અથવા પાત્રથી જળથી નહાવું તે **વારુણ** સ્નાન. અને ઉપર લખેલા શ્લોકથી વિષ્ણુનું સ્મરણ કરવું તે **માનસ** સ્નાન કહેવાય છે

આ નિત્ય સ્નાન પ્રાત, મધ્યાન્હ અને સાયં ત્રણે કાલમા કર્યા બાદ સંધ્યાવંદનાદિ કરવાના છે, હાલ મધ્યાન્હ સંધ્યા પ્રાત સંધ્યા સાથેજ કરવામા આવે છે તે

કારણથી બે વખતે તો સ્નાન આસ્તિક તથા જ્ઞાની જનો કરે છે પરન્તુ કાલેજમાં રહીને વિદ્યાભ્યાસ કરનારા કેટલાક વિદ્યાર્થી તો જમવાનો ઘટ વાગે એટલે ઝટપટ હાથ પગ ધોઇ જમવા દોડે છે અને જ્યારે ફુરસદ હોય ત્યારે દિવસમા એકાદ વખત નાહે છે, આવો વ્યવહાર આર્યોને ઉચિત નથી ઇંગ્લંડમા બારેમાસ શીતકાળ જેવી ઠડી પડે છે, તે કારણથી તે લોકો ઘણીવાર આપણી પેઠે નહાતા નથી, તેમ જ્યારે નહાય છે, ત્યારે બારણા એ ફેરથી બધ કરીને નહાય છે. તેનું અનુકરણ આ ઉષ્ણ કટિબધમા આવેલા ભારતવાસીઓએ વગર સમજે ન કરવુ જોઇએ આપણામા પણ જે સન્યાસી કે યોગીઓ હિમાલયની ગુફામા વસે છે, તેઓ નિત્ય ન નહાય તો હરકત નથી. તથાપિ તેઓ તો પોતાના શરીરને એવો અભ્યાસ પાડી દે છે કે, તેઓ ગમે તેવી ટાઢમા ઠડે જળે સ્નાન કરે છે પરતુ ગૃહસ્થો કે જેમનાથી ઠંડુ જળ ન સેવાય, તેમણે ગરમ પણ પવિત્ર જલથી નિત્ય સ્નાન કરવાની જરૂર છે નૈમિત્તિક અને કામ્ય સ્નાન સબધી લેખ બીજી વખતે લખવામા આવશે

---

## આદિત્ય.

આ ભૂલોકમા ભારતવર્ષ ( ભરતખડ, હિંદુસ્થાન, આર્યાવર્ત ) એ પુણ્યભૂમિ કહેવાય છે ભુવ, સ્વ, મહ, જન, તપ અને સત્ય એ છ લોક આ ભૂલોકની ઉપર છે એ ક્રમેક્રમે અધિકથી ચઢિયાતા છે, અને વિશેષ વિશેષ પુણ્યકર્મો કરવાથી તેની પ્રાપ્તિ થાય છે. એમ છે તથાપિ એ ઉપરના છ એ પુણ્યલોકની પ્રાપ્તિનું સાધન અથવા પ્રથમ પગથિયુ આ ભૂલોક છે એ ભૂલોકમા પણ સાત મહામોટા દ્વીપો છે. તે માહેલા જબુદ્વીપમા નવખડ છે, તે નવખડમા પણ આ ભરતખડ સર્વોત્તમ છે. માટે આ ખડમા જન્મ લેનારની દેવતાઓ પણ પ્રશસા કરે છે.—

> गायन्ति देवा किल गीतकानि । धन्यास्तु ते भारतभूमिभागे ।
> स्वर्गापवर्गास्य च मूलभूते । भवन्ति भूय पुरुषाः सुरत्वात् ॥

દેવતાઓ પણ ભારતવર્ષની સ્તુતિ કરે છે અને કહે છે કે જેઓ ભારતવર્ષમાં જન્મે છે, તેઓને ધન્ય છે, કેમકે સ્વર્ગ અને મોક્ષ મેળવવાનુ મૂળ કારણ ભરતખડમા જન્મવુ તે છે માટે દેવતાઓ પણ ફરી ફરીને અને પુરુષરૂપે અવતરે છે, મતલબ કે ભારતવર્ષમા જન્મીને જે જ્યોતિષ્ટોમાદિ યજ્ઞયાગાદિ કરે છે, તેઓ સ્વર્ગને પામે છે અને નિષ્કામ કર્મયોગ, કે આત્મજ્ઞાન કે ભક્તિયોગને સિદ્ધ કરતાં મોક્ષ મેળવે છે માટે જેમણે પૂર્વજન્મમા દેવતાઈ કર્મો કર્યા હોય, તેઓનેજ આ ખડમા જન્મ મળે છે આપણા ઇતિહાસ પુરાણાદિક ગ્રથોમા કયા કર્યા કર્મો કરવાથી કયા કયા લોક મળે છે તથા તે તે લોકના દેહ તથા ભક્ષ્ય ભોજ્ય તથા આયુષ્ય

વગેરેનું સવિસ્તર વર્ણન મળે છે માટે એવો રત્નરૂપ દેવદુર્લભ એવો પામીને, પોતાના કલ્યાણના ઉપાયો છોડીને, જે મનુષ્યો પશુની પેઠે ફક્ત ઉદર ભરણ કે લૌકિક ઇંદ્રિયોનુ વિષયસુખ મેળવવામાજ ગરકાવ થઇ રહે છે, તેઓને માટે વિદ્વાનો કહી ગયા છે કે **मनुष्यरूपेण मृगा चरन्ति ॥** માણસની આકૃતિના તે પશુ ઓજ ચરે છે માટે પશુથી જુદા પડવામાટે આપણે આપણા ઉપાસ્ય દૈવતનો પ્રથમ વિચાર કરવો જોઇયે.

આ પુણ્યભૂમિમા સૌથી શ્રેષ્ઠ ઉપાસ્ય પદાર્થ કયા છે ? ઘણા જણા એના ઉત્તરમા એજ કહેશે કે ધર્મ પરતુ ધર્મ તોએ ઉપાસ્યનો સાક્ષાત્કાર કરવાનુ એક સર્વોત્તમ સાધન છે પરતુ સૌથી પ્રથમ ઉપાસ્ય અગ્નિ અને પછી ઉપાસ્ય સૂર્ય ( આદિત્ય ) છે. વ્યાસજીએ કહ્યુ છે કે —

सन्ध्याहीनो द्विजो नित्यमनर्हः सर्वकर्मसु

જે દ્વિજ ( બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય ) સધ્યા નહિ કરે, તે કોઈ પણ ( વૈદિક ) કર્મના અધિકારી રહેતા નથી એટલા માટે દ્વિજોએ ત્રિકાળ સધ્યા કરવી જોઇએ.

न तिष्ठति तु यः पूर्वां नोपास्ते यश्च पश्चिमाम् ।
स शूद्रवद्बहिष्कार्य्यः सर्वस्माद्द्विजकर्मणः ॥

( મનુ અ ૨ શ્લો ૧૦૩ )

જે પ્રાત: તથા સાયકાલની સધ્યાની ઉપાસના કરતો નથી, તેને શૂદ્રની પેઠે દ્વિજોના સર્વ કર્મથી બહાર કરવો જોઇએ મનુ મહર્ષિના ઉપલાવચનથી એ સિદ્ધ થાય છે કે, સધ્યોપાસન એ આર્યોનુ અત્યાવશ્યક કર્મ છે દિવસ અને રાત્રિની સધિ ( જોડાણ ) માજ સધ્યોપાસન કરવામાં આવે છે કે જે સધિ શ્રીસૂર્યનારાયણ ભગવાનને અધીન છે એના ઉદયથી દિવસ અને અસ્ત થવાથી રાત્રિ થાય છે એ દિનરાત્રનો આરભ તેજ સધ્યા છે એથી એમ સિદ્ધ થાય છે કે સૂર્ય ભગવાનની ગતિથીજ દ્વિજોના મુખ્ય કર્મો સપાદિત થાય છે બૃહન્મનુ એવુ વચન છે કે —

संकल्पं च यथा कुर्यात्स्नानदानव्रतादिके ।
अन्यथा पुण्यकर्माणि निष्फलानि भवन्ति हि ॥

સ્નાન, દાન, વ્રત વગેરે સર્વ ધર્મ કર્મમા સકલ્પ કરવો જોઇએ, એમ ન કરવાથી પુણ્ય કર્મો નિષ્ફળ નીવડે છે એથી પણ સિદ્ધ થાય છે કે આર્યોના સર્વ કર્મો સૂર્ય ભગવાનના ઉદયને અધીન છે સંકલ્પમા પ્રથમ તિથિવારનો ઉચ્ચાર કરવો પડે છે, તે તિથિવાર પણ સૂર્યોદયથી જ જાણી શકાય છે

આપણા વેદ ( સહિતા, બ્રાહ્મણ, ઉપનિષદ્ આરણ્યક ) વગેરે આર્ષ ગ્રંથોમાં

પ્રતિપદમા ભગવાન્ સૂર્યની ગુણાવલિ દર્શાવી છે. વિસ્તાર ભયથી અત્રે માત્ર શુક્લ યજુર્વેદ અ ૩૪ ના મ ૩૧ મા ટાકીએ છીએ —

आकृष्णेन रजसा वर्तमानो निवेशयन्नमृतन्मर्त्यञ्च ।
हिरण्ययेन सविता रथेना देवो याति भुवनानि पश्यन् ॥

દિન અને રાત્રિનો વિભાગ કરતા અને દેવતા તથા મનુષ્યોને પોતપોતાના કર્મોમાં લગાડતા ભગવાન્ સવિતા ( આદિત્ય ) લોકોના સાક્ષી આવેછે ( ઉદય પામેછે ) અથર્વોપનિષદમા કહ્યુ છે કે —

सूर्य आत्मा जगतस्तस्थुषश्च । सूर्याद्वै खल्विमानि
भूतानि जायन्ते । सूर्याद्यज्ञः पर्जन्योऽन्नमात्मा ॥ વગેરે

ભાવાર્થ—સ્થાવર જંગમાત્મક વિશ્વના સૂર્ય આત્મા ( ધારણ કરનાર ) છે. સૂર્યથીજ આ સર્વ પ્રાણી જન્મેછે સૂર્યથીજ યજ્ઞ, મેઘ, અન્ન અને આત્મા ( જીવ ) બને છે હવે વિચારો કે આ વેદવચનોમા તત્ત્વ શુ છે? યજુર્વેદમન્ત્રમા કહ્યુ કે દેવ અને મનુષ્યોને પોતાના કર્મોમા પ્રવૃત્ત કરતા ભગવાન્ સવિતા ઉદય પામેછે દેવતાઓ સૂર્યના ઉદયથી અસ્ત સૂધી પોતાના કર્તવ્યમા સાવધાન રહેછે, પરતુ આ પવિત્ર આર્યાવર્તના વર્તમાન કાલના મનુષ્યના વર્તનપર નજર કરો કેવો ભયંકર દેખાવ નજરે ચઢેછે? વેદ પ્રતિપાદિત દિવસના જેટલા કર્મોછે, તેમા કેટલા મનુષ્યોની પ્રવૃત્તિ છે? મહર્ષિમનુ કહે છે કે —

पूर्वां सन्ध्यां जपस्तिष्ठेत्सावित्रीमार्कदर्शनात् ।
पश्चिमान्तु समासीनः सम्यगृक्षविभावनात् ॥

સૂર્યોદયથી પૂર્વે *બ્રાહ્મમુહૂર્તમા ઉઠીને શૌચ, દતધાવન, સ્નાન વગેરે નિવૃત્તિ થઇને પ્રાત સધ્યામા સૂર્ય દર્શન થતા સુધી ગાયત્રીનો જપ ઉભો રહીને કરે અને સાય સંધ્યા પશ્ચિમ તરફ શાતિથી બેસીને સારી રીતે નક્ષત્ર ( તારાઓ ) દેખાય ત્યા સુધી ગાયત્રી જપ કરે

અરે દ્વિજો ! જરા વિચાર તો કરો ! જો કોઈ સભાવિત માણસ કોઈ શહેરમાં આવવાની ખબર સાભળાય છે કે મનુષ્યોના હૃદય કેવા ખળભળી ઉઠે છે તેના મુખાવલોકનની ઇચ્છાથી સામે જતા લોકોની ભીડથી ટ્રામ્વેમા બેસવાની જગા જડતી નથી ભાડાની ગાડીઓ પણ મો માગ્યુ ભાડુ આપતા પણ પૂરતી મળી શકતી નથી, રેલ્વેસ્ટેશનોપર પણ દોડધામ થઈ રહે છે રસ્તે પોલિસના પ્રહાર તથા પરસ્પરના ધક્કામુક્કી ખાતા પણ કેટલાકને તો તેના દર્શન વગર અથડાઈ કૂટાઇ પાછુ

* બ્રાહ્મમુહૂર્તનો આ પત્રના પ્રથમ વર્ષના પૃષ્ઠ પાચમે જુઓ.

કરવું પડે છે. ત્યારે આ તો ત્રિલોકીના કર્મના સાક્ષી પરમ ઉપાસ્ય, અભીષ્ટ સાધક, ભવબન્ધમોચક, ભગવાન્ ભાસ્કરનું પ્રાતઃકાળનું સ્વાગત ( Well come ) કરવા અને સાયકાલની વિદાયગિરિ કરવા કેટલા મનુષ્યો પ્રાતઃ તથા સાયસધ્યામા તત્પર રહે છે ? હવે કર્મસાક્ષી જગચ્ચક્ષુ સૂર્ય ભગવાન આપણા કર્મોની કેવી સાક્ષી આપશે, તેનો વિચાર વાચનારે પડે કરી લેવો અથર્વ ઉપનિષદ્ના વચનમા કહ્યુ છે કે સૂર્યથીજ સર્વપ્રાણી જન્મે છે તેનો વિચાર કરો પ્રાણીની ઉત્પત્તિમા ઉષ્ણતાની કેટલી જરૂર છે ? આવડા મોટા બ્રહ્માડને માત્ર એક સૂર્યજ જોઈતી ઉષ્ણતા પૂરી પાડી ઉત્પન્ન કરે છે એટલુજ નહિ પણ તેનું અન્ન_જલાદ્દિદ્વારા પોષણ પણ તેજ કરે છે તેથીજ કહ્યુ છે કે —

अग्नौप्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते ।
आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजा ॥

વેદોક્ત વિધિથી અગ્નિમાં હોમ કરવાથી, તે સૂર્યને પહોંચેછે સૂર્યથી વર્ષાદ થાય છે, વર્ષાદથી અન્ન પાકેછે, તે અન્ન ખાવાથી દેહમા શુક્રશોણિત બને છે, તે વડે પ્રજા ઉત્પન્ન થાય છે

જ્યારે વિધિવત્ વેદ ભણેલા ઋત્વિક્ જનો વિશુદ્ધ યજમાનને નિર્દિષ્ટ હવિથી યજ્ઞ કરાવતા હતા, ત્યારે સૂર્ય ભગવાન્ સમયપર જરૂર જોઈતી વૃષ્ટિ કરીને અન્નાદિની સમૃદ્ધિ કરતા હતા તે પવિત્ર અન્ન ખાવાથી મનુષ્યની મનોવૃત્તિ આપોઆપ ધર્મ તરફ વળતી હતી. હાલ તો આ આર્યાવર્તમા વિધિપૂર્વક કર્મો પણ ઘણે ભાગે થતા નથી, અને ભક્ષ્યાભક્ષ્યનો તો વિચાર પણ જાણે નષ્ટ થવા બેઠો હોય એવા ચિન્હો નજરે ચઢેછે अन्नशुद्धौ सत्त्वशुद्धिः ॥ અન્ન ( ખોરાક ) ની ઉપરજ અત કરણની શુદ્ધિનો આધાર રહેલો છે આવા વેદવચનથી વિરુદ્ધ વર્તી અશુદ્ધ ખાનપાન કરનાર મનુષ્યોના અત કરણ કલુષિત થાય એમા શુ આશ્ચર્ય ? એવા અયોગ્ય હૃદયવાળા મનુષ્યો ત્રિલોકપૂજ્ય, મહર્ષિ અને દેવતાઓથી સ્તુતિ કરાતા એવા સૂર્યભગવાનના આધાર કેમ બની શકે ? કલિકાલના અલ્પપુણ્યવાળા મનુષ્યો, પ્રતિક્ષણ પોતાની રક્ષા કરનાર તથા નિરતર આપણને પવિત્ર કરનાર ભગવાન્ સૂર્ય નારાયણને ન જાણે એ તેમનું કેવુ દુર્ભાગ્ય ? આપણા મહર્ષિઓનો તો એવો ઉપદેશ છે કે —

यत्र यत्र च सङ्कीर्णमात्मानं मन्यते द्विजः ।
तत्र तत्र तिलैर्होमो गायत्र्या वाचनं चरेत् ॥

જ્યારે જ્યારે જ્યાં જ્યાં દ્વિજ પોતાને હાથે પાપ થયુ એમ જાણે, ત્યા ત્યાં તેણે તિલથી હોમ અને ગાયત્રીનો જપ કરવો. ગાયત્રીના જપથી ઉત્તમ બીજો જપનથી सावित्र्यास्तुपरं नास्ति ॥ એ મનુ વચનથી તથા બીજા મહર્ષિઓના અનુવાદથી

એ વાત સિદ્ધ થઈ ચૂકી છે એ ગાયત્રીમંત્રમા સૂર્યભગવાનનું જ ધ્યાન કહેલું છે. તેટલા માટેજ દેવતા, ગંધર્વ, કિન્નરાદિ સર્વ દેવજાતિ અને મહર્ષિ, વિપ્રર્ષિ, રાજર્ષિ, નિત્ય તેનીજ ઉપાસના કરે છે કે અમારી બુદ્ધિને પુણ્ય કર્મોમાં પ્રેરો એથી સિદ્ધ થયુ કે વેદોનુ બીજ ગાયત્રીમંત્ર છે, જેમાં ભગવાન્ સવિતા ( સૂર્ય )ની ઉપાસના કરેલી છે. આથી વિશેષ કયું પ્રમાણ સૂર્યનારાયણ શ્રેષ્ઠદેવ છે, એ જણાવવા માટે જોઇએ છે ? બીજા કોઈ પ્રમાણુની હવે જરૂર રહેતી નથી માત્ર વિચાર અને આચારનીજ આવશ્યકતા છે આપણા પૂર્વજ મહર્ષિઓએ જે જે વાતો પોતાના અનુભવ તથા શાસ્ત્રોના પ્રમાણથી લખી છે, તેપર ધ્યાન આપીને તેને આચારમા મૂકવાની હવે આવશ્યકતા છે વળી હાલ આરોગ્યની પણ આ દેશમા ખોટ પડી છે, તેથીજ વૈદ્ય અને દાક્તરોની ઘરાકી વધી પડી છે પરતુ તે વૈદ્યોને પણ જોઇતી વનસ્પતિ સૂર્યની ઉપાસના વગર મળી શકતી નથી, તેથી જોઇએ તેવો યશ મળતો નથી. અને આરોગ્યમાટે શાસ્ત્ર તો કહે છે કે

आरोग्यं भास्करादिच्छेत् ॥

સૂર્યથી આરોગ્યની ઇચ્છા કરો મતલબ કે આરોગ્ય જોઇએ તો સૂર્યની ઉપાસના કરો સૂર્યઉપાસકને સમયનુ જ્ઞાન તત્કાળ થાય છે તેથી તે પોતાના આહારવિહાર નિયમીત સમયે કરે છે જેથી તે નીરોગી રહે છે અને નીરોગી મનુષ્યોજ પોતાના લૌકિક અલૌકિક કર્મો તત્કાલ સિદ્ધ કરી શકે છે

ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રિકાલ વૃત્ત જે જ્યોતિષશાસ્ત્રથી સમજાયછે, તે શાસ્ત્રનો મુખ્ય આધાર સૂર્યજ છે માટે એ નિશ્ચિત જાણવુ કે વર્તમાન સમયે જે શોચનીય સ્થિતિ થઈ પડી છે તેનુ મુખ્ય કારણ પરમ પૂજ્ય દેવની ઉપાસનાની જે શિથિલતા આર્યોમા દેખાય છે તે શિવાય અન્ય નથી. મહર્ષિ યાજ્ઞવલ્કયે ગૃહસ્થોને માટે કહ્યુ છે કે —

आदित्यस्य सदा पूजा तिलक स्वामिनस्तथा ।
महागणपतेश्चैव कुर्वन् सिद्धिमवाप्नुयात् ॥

નિત્ય સૂર્યની પૂજા, કાર્તિકસ્વામીને તિલક અને મહા ગણપતિનુ પૂજન કરવાથી ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થાય છે આદિત્ય હૃદયમા નિત્ય સૂર્યનુ ધ્યાન નીચેપ્રમાણે કરવા કહ્યુ છે —

ध्येयः सदा सवितृमण्डलमध्यवर्ती ।
नारायणः सरसिजासनसन्निविष्टः ॥
केयूरवान्मकरकुण्डलवान् किरीटी ।
हारी हिरण्मयवपुर्धृतशङ्खचक्रः ॥

સૂર્ય મંડળમાં રહેલા નારાયણ, કમલના આસનપર બિરાજમાન, બાજુબંધ, મકરાકૃતિ કુંડલવાળા, કિરીટ મુકુટ તથા મુક્તામાળા ધરનાર હાથમાં શંખ, ચક્રધારી, સુવર્ણમય શરીરવાળા ભગવાન્ સદા ધ્યાન કરવા યોગ્ય છે.

અથર્વ ઉપનિષદ્‌માં સૂર્ય ભગવાનનું સ્વરૂપ નીચે મુજબ વર્ણવ્યું છે —

रक्ताम्बुजसंस्थितं सप्ताश्वरथिन हिरण्यवर्णं
चतुर्भुज पद्मद्वयाभयवरदहस्तं कालचक्र-
प्रणेतारं च श्रीसूर्यं नागयणं य एवं वेद स वै ब्राह्मण ॥

અર્થાત્ લાલકમળના આસનપર બિરાજમાન, સાત ઘોડાના રથમાં બેઠેલા, સુવર્ણ સમાન્ તેજસ્વી વર્ણવાળા, ચાર હાથમાં ક્રમથી બે કમળ, અભય અને વરદ ધારણ કરેલા, નિમેષ, કલા, કાષ્ટા, મુહૂર્ત, દિન, પક્ષ, માસ, ઋતુ, અયન, વર્ષ વગેરે કાલચક્રને પ્રકટ કરનાર' એવા શ્રીસૂર્યનારાયણને જે બરાબર રીતે જાણે છે તે બ્રાહ્મણ એ વગેરે અનેક ફળ વેદમાં લખેલાં છે. એ સૂર્યના ઉપનિષદ્‌ને જે સૂર્યની સન્મુખ જોઈને જપે છે, તે કુષ્ટાદિ મહાવ્યાધિથી મુક્ત થાય છે. તેની નિર્ધનતા રહેતી નથી. મધ્યાન્હ સમયે સૂર્ય તરફ જોઇને જે જપ કરે તેનાં બ્રહ્મહત્યાદિ પાપો છૂટે છે, પરંતુ તેમ કરવાથી તેની આંખનું તેજ ઘટે છે અને કોઈ કોઈ વાર તો અંધત્વપણું પ્રાપ્ત થાય છે, તેથી તેવાં મહાપાપોનું ફળ પણ તેને જન્માંતરમાં ભોગવવું પડતું નથી.

એમનું નામ આદિત્ય કેમ પડયું છે તથા તેની સંખ્યા કેટલી કહેવાય છે. તેનો ઉલ્લેખ બૃહદારણ્યકના નવમ બ્રાહ્મણમાં નીચે પ્રમાણે કર્યો છે —

कतम आदित्या इति द्वादश वै मासाः संवत्सरस्यैत
आदित्या एते हीदᳪ सर्वमाददाना यन्ति ते ते यदिदᳪ
सर्वमाददाना यन्ति तस्मादादित्या इति ॥

**પ્રશ્ન**—આદિત્ય કેટલા છે ?

**ઉત્તર**—બાર માસ એક સંવત્સરમાં થાય છે, માટે બાર આદિત્ય કહેવાય છે. એ સર્વ વસ્તુને ગ્રહણ કરતા જાયછે, માટે તેમને આદિત્ય કહે છે.

કવિરાજ ભર્તૃહરિજીએ પણ કહ્યું છે કે—

आदित्यस्य गतागतैरहरह संक्षीयते जीवितम् ॥

સૂર્યના આવજાવથી લોકોનું આયુષ્ય ક્ષીણ થાયછે. મતલબ કે સૂર્યની એક તિથિ અતીત થતાં, તે દિવસના જેટલાં કર્મ તે બધાં ભૂત ( કાલના ) થયાં. તેઓ કર્મને લઈ ગયા. જે શુભકર્મો કર્યાં તે શુભ અને અશુભ કર્યાં તો તેને તેઓ લઈ ગયા અને તેનું ફલ વ્યાજસાથે તેજ કર્માનુસાર ભવિષ્યમાં મળતું રહેશે. આથી

નિત્ય શુભ કર્મો કરવા જેનાથી શુભ કર્મ ન બને, તેમણે પણ અશુભ કર્મ તો ન જ કરવા, એ કવિનુ તાત્પર્ય છે. છાદોગ્યોપનિષદ્‌ના પ્રથમ પ્રપાઠકના પાચમા ખડમા પૂછ્યુ છે કે-સામવેદનો સાર શોછે ? તેનો ઉત્તર ઉદ્ગીથ અર્થાત્ ૐ ઓંકાર ઓંકાર શુ ? ઉત્તર—આદિત્ય આદિત્ય નામ કેમ પડ્યુ ? તેઓ નિરતર ચાલે છે માટે નિરતર ચાલવાનુ એ આશય છે કે, જ્યા સૂર્ય ભગવાન્ ન જાય, ત્યાં ભયકર રાત્રિ પોતાના અધકારથી લૌકિક ચક્ષુઓને નિર્વીર્ય કરી નાખે છે કે જમણી આખમા સૂર્યનુજ તેજ છે " य एष दक्षिणेऽक्षन्पुरुष " ॥ તથાપિ એ આખમા એક કળા માત્ર છે તે રાત્રિમા પોતાનુ તેજ ચદ્ર અને અગ્નિમાં રાખીને, નિયત સમયે જીવોના ઉપકાર માટે જગત્‌મા પ્રકટ થાય છે

મનુષ્યના પ્રમાદથી પ્રત્યેક કામોમા ભલે વિલમ્બ થાઓ, પણ વિશ્વનાતા સૂર્ય એક ક્ષણ પણ વિલમ્બ કરતા નથી એટલુજ નહિ પણ નિરતર સમયસર કામ કરવાની સર્વને શિક્ષા આપતા રહે છે.

વાચનાર ! વિચારો ભગવાનની આપણાપર કેવી દયા છે ? પોતાના ઉષ્ણ કિરણોથી અખિલ વિશ્વની ટાઢને એકદમ દૂર કરતા ભમ્યા કરે છે જીવોના દુર્ભાગ્યથી કોઈવાર ૫–૭ દિવસ અતિવૃષ્ટિ થાય છે, તો અસખ્ય મનુષ્ય તથા પશુ પખી એ જનમાધાથી મરણ પામે છે લાખો ઉપાય કરવાથી પણ એવો કોઇ પુરુષ દેખાતો નથી કે જે અખિલ વિશ્વતો રહ્યુ પણ એક શેહેરના સર્વ મનુષ્યની ટાઢનુ વારણ કરી શકે પરતુ ધન્ય છે ભગવાન્ ભાસ્કરને કે જે પોતાની અભયદાનની મુદ્રાને પ્રકાશ કરતાજ આખા વિશ્વની ટાઢ તથા અધકાર તત્કાલ દૂર થાય છે પશુપખી વગેરે કે જેમનામા વિશેષ બુદ્ધિબળ નથી, તેઓ પોતાના દેહમા ઉષ્ણતા પહોચાડવામાટે ગરમ કપડા પણ પહેરી શકતા નથી તેમને પણ પોતાના ઉષ્ણ કિરણોથી સુખ દેનાર સમસ્ત લોકોના આધાર, આપને લાખો પ્રણામ છે જેમને આપે સુબુદ્ધિ આપીછે, તથા જેમને તેનો સદુપયોગ કરવાની ઇચ્છા છે, જેમની માતાપિતાના પુણ્યના સચયથી પરમદેવતા બ્રહ્મ વિષ્ણુ શિવાત્મક આપના ઉપર દેવ દેવ પરમ પૂજ્ય દેવબુદ્ધિ બની છે, તેઓ આપનો ઉદય થતાજ, અર્ધ્યાદિ પૂજન સામગ્રીથી આપનો ઉપકાર માનતા આપને પ્રણામ કરી, પોતાનુ કર્તવ્ય પાલન કરે છે જ્યારે આ ભારત વર્ષમા ધર્મનુ રાજ હતું, ત્યારે આપના ઉદયથી પૂર્વજ અમારા દ્વિજાતિ પૂર્વજ અનાદિ-પવિત્ર થઇને હાથમાં રક્તથી ચદન ( કુકુ ), રક્તપુષ્પ તથા અક્ષતાદિ યુક્ત અર્ધ્ય લઇને—

नम: सवित्रे जगदेकचक्षुषे ।
जगत्प्रसूति स्थिति नाश हेतवे ॥

त्रयीमयाय त्रिगुणात्मधारिणे ।
विरञ्चिनारायण शङ्करात्मने ॥ १ ॥
नम सूर्य ! सहांसशो ! तेजोराशे ! जगत्पते !
अनुकम्पयां भक्त्या गृहाणार्घ्यं दिवाकरम् ॥ २ ॥

ઇત્યાદિ મન્ત્રોચ્ચાર કરી, અર્ધ્ય નિવેદન કરી આપનુ પૂજન કરતા હતા

હે સવિતા ! આખા વિશ્વના એકજ નેત્રરૂપ, વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને લયના કારણરૂપ, ત્રણમય લોકોપકાર માટે ત્રિગુણાત્મક માયા વડે બ્રહ્મા વિષ્ણુ અને મહેશનુ રૂપ ધારણ કરનાર આપને પ્રણામ હે હજારો કિરણવાળા, તેજપુંજ ! જગનાથ હે દિવસ કરનાર ભક્તિથી મારાપર કૃપા કરો અને આ અર્ધ્યનો સ્વીકાર કરો હે સૂર્ય આપને પ્રણામ

પંડિત હરિદત્ત શર્મા.

# ચાલુ ચર્ચા.

## જીમખાનામાં જમણ.

'ધી ઇન્ડિયન સોસ્યલ રીફૉર્મ' લખેછે કે પ્રેસિડન્સિએ અને હિંદુઓના મોટા ભાગે ત્રણ દિવસ સુધી ભેગા બેસીને ખાધુ, હિંદુઓમા એવા લોકો છે કે જેઓ હૉટેલોમા યુરોપીઅન ભેગા બેસીને વાળુ કરેછે, પણ તેઓ ભેગા જમેછે તે કોણ જાણે કેમ ધોળે દહાડે જોવામા આવતુ નથી. તે ઘણુ ખરૂ રાતની વખતે બને છે અને દિવસનો પ્રકાશ જોતા ડરે છે મુબઇના હિંદુઓએ આ રમત માટેની તેઓની પહેલી મોટામા મોટી ઝુમબેશમા આ અભડાવાના વ્હેમો કાઢી નાખ્યા છે એ જોઈને અમે ઘણા ખુશી છીએ આ બનાવ બીજા હજુ વધારે જરૂરના કારણ માટે હજુ વધારે પ્રખ્યાતછે હિંદુની ધર્મચુસ્ત પદ્ધતિ પ્રમાણે હિંદુની ટીમમા નીચ ને ઉંચ બધી જાતના હિંદુઓ છે હિંદુઓમા ગુજરાતી ને મરાઠીની બન્ને જાત હતી. એક કે બે ખેલાડી સિવાય બીજા બધાઓને માટે આવી મેચોમા ખુશીની સાથે જમવાને જાણે એક નિયમ થઈ ગયો છે રમનારાઓમા સૌથી ઉંચીને મરજાદી બ્રાહ્મણ (વાણીયા) ની જાત અને (ઉતરતી વર્ણ કે જેના સ્પર્શથી ઉંચ વર્ણના ભ્રષ્ટ થાય તેની વર્ણના) બે ચમાર હતા આવી ખુલ્લી રીતે ભેગુ જમવાનો આ કાંઈ પહેલો પ્રસગ નથી હિંદુ જીમખાનાની ગ્રાઉન્ડ ઉપર હિંદુ અને પુના

જીમખાના વચ્ચેની છેલ્લી મૅચ અને તેની અગાઉ બનેલા પ્રસંગોમા લંચ વખતે યુરોપીઅન ભેગા હિંદુઓ ખુલ્લી રીતે ખાવામા ભળ્યા હતા આ પાઠે કાંઇ માત્ર રમનારા ઉપરજ અસર કરી નહોતી હજારો હિંદુઓએ યુનિયન જીમખાનાના હૉલમા કે જેની બધી બારીઓ ખુલ્લી હતી તેમા બન્ને ટીમોને ભેગા ખાતા જોયા અમે આથી એમ કહેવા નથી માગતા કે માસ અથવા માછલા ટેબલ ઉપર બેસીને ખાધા આવી કાંઈ બાબત બની નથી બધા સંસારી સુધારકોએ એમ પણ જાણવું કે આ મૅચમા હિંદુ રમનારાઓમાંથી કોઈ જેવી રીતે તેઓ ઘણા વર્ષથી કરતા આવ્યા છે તેવી રીતે કોઈ પણ જાતના દારૂને અડકયા નથી પણ મૂર્ખ મરજાદી, વ્હેમો જે દૂર થવા જોઇએ તે આવા ખાસ દીવસ ઉપર ગેપ થઇ ગયા હતા ખેલાડી અને તમાસગીર જુવાનીઆઓ કે જેઓના ઉપર ભવિષ્યનો આધાર છે તેઓએ આ પંક્તિ ભોજનનું સ્વતંત્ર કામ કરીને ખરેખર પોતાને શોભાવ્યા છે આ ભેગા જમવા ઉપરાત તેઓના બે ક્રીકેટરો કે જેમા એક તેઓનો મુખ્ય બૉલર છે તે બેઉ ચમાર છે એ વાતથી જાતની મર્યાદા તોડવામા બીજો મોટો વધારો કરવામા આવ્યો છે થોડા વર્ષ ઉપર બાલુ પુનાની યુરોપીઅન જીમખાનામા બૉલર હતો જે પુનાના હિંદુઓ ઘણે ભાગે ઉંચા વર્ગના હતા તે હિંદુઓને લાગ્યું કે જો કે બાલુ ચમાર છે તો પણ તેના હિંદુ ટીમમા દાખલ થવાથી મામલો ઘણો સુધરશે. પ્રાચિન નેવુના દશકાના પુનાના હિંદુઓ કે જેઓ ચપળતા અને જુસ્સાવાળા હતા તેઓએ તેને મેમ્બર તરીકે દાખલ કર્યો હતો અને હલકી જ્ઞાતિવાળાને અડકવાથી થતી ભ્રષ્ટતાના સંબંધમા ચતુર બ્રાહ્મણ યુવાનોએ ધર્માંધપણાને તમાચો લગાવ્યો અલબત તેઓ બાલુ જોડે ભેગા બેસીને જમ્યા તો નહિ તો પણ તેઓએ પુના જીમખાનાને હરાવવા માટેની તીવ્ર હોશમા અડકવાથી ભ્રષ્ટ થવાય એવી મૂર્ખાઈ ભરેલી મર્યાદાનો હમેશને માટે નાશ કરવામા આવ્યો મુબઇના હિંદુ જીમખાનાએ ધર્માંધ પુનાના આવા દાખલાથી તેને દાખલ કીધો અને જે થોડા મેમ્બરો તેના દાખલ થવાથી કચવાતા હતા તેને શાંત પાડ્યા હિંદુ જીમખાનાએ એથી પણ વિશેષ કરી બતાવ્યું અને મૅચ વખતે મી બાલુ જોડે ખુલ્લી રીતે જમવા મ આ તેનો ભાઇ જીમખાનામા જોડાયો અને પ્રેસીડન્સિ જોડેની છેલ્લી મૅચમા હતો, શિવરામ, બાલુનો ભાઈ કાંઇ પણ વાધા વગર દાખલ થઇ શકયો હિંદુ જીમખા-**નામાં આ બે ચમાર ભાઈઓના પ્રવેશનો ઇતિહાસ સઘળાને ધન્યવાદ આપવા જેવો છે;** અને બીજા વિષયોમા સઘળા, પ્રયત્નો કરતા હજારો જુવાન હિંદુના મન સ્વતંત્ર કરવાને ઘણું કર્યું છે જો કે ભાષણોના શ્રાપન છે અને તેની જરૂરીઆત છે તોપણ એક ટન વજનના ભાષણો એક પૌંડ વજનના કામ કરી બતાવવાની બરાબર છે અંગ્રેજી ખેલાડીઓ જે ૯૮ જુમ્મામા હિંદીઓ જોડે

રમવાને માયાળુ થાય છે અને રમતમા કોઇ દિવસ મૂર્ખાઇ ભરેલા જાતિભેદ ગણતા નથી તેનો દાખલો, કૉલેજમા થતી સ્વતન્ત્રતાની અસર અને એથી પણ વધારે કાંઇ નહિ તો ચમારની મદદથી મૅચ જીતવાની લાલચ અને ધર્માંધતાને 'ગુસ્સે કરવાને જોખમે પણ આ ફેરફાર થવા પામ્યો છે

સઘળી જાતના લોકોનુ પંક્તિ ભોજન જમવામા ખરાબ સ્વચ્છંદી મઝા જાણીને અથવા ચમાર જોડે જમવામા કોઇ મોટી હકીકત હોય તેમ જાણીને અથવા તો અડકવાથી ભ્રષ્ટતાના બધા વિચારો કોરાણે કાઢી નાખ્યા તે એક મોટી બાબત હોય એમ જાણીને અમે આ બનાવ પ્રસિદ્ધ કીધો છે એમ નથી પણ આ બનાવ લોકોને વિભક્ત કરનારા અને પ્રજાની સત્તામાથી દૂર કરનારા જૂના ધારામાથી પ્રજાને સ્વતન્ત્રતા આપનારો પુનાના અને મુબઇના હિંદુઓનો આ એક જાણવા જોગ દાખલો છે એમ અમે ગણીએ છીએ આ ખુશીથી કરેલો ફેરફાર, મર્યાદાવાળી, નીતિવાળી અને નિયમવાળી છૂટ છે રેલ્વેમા પરાણે ફેરફાર થાયછે તેવો નહિ અને તેથી તે નક્કી આવકાર લાયક છે.

(ટાઇમ્સ ઑફ ઇંડિયા તા ૨૪-૩-૦૬.)

* * * *

આજકાલ પંક્તિભેદવિના પ્રીતિ ભોજન કરનારના વખાણના ઉપર પ્રમાણેના અંગ્રેજી લખાણો જાહેર વર્તમાન પત્રોમા છૂટથી છપાયછે તે વાચનાર ઉછરતી આર્ય પ્રજા, કે જેને ઘરમા માતાપિતા તરફથી, મંદિરોમા ધર્મ ગુરૂ તરફથી, નિશાળમા અધ્યાપકો તરફથી સ્વધર્મનુ શિક્ષણ મળતુ દેખાતુ નથી, તે જતે દહાડે ક્યી સ્થિતિએ પહોચશે, તેનો ખ્યાલ ધાર્મિક આચાર વિચારના જ્ઞાતા મહાજનોએ કરવાની કેટલી જરૂર છે. ચમારને ચાર વર્ણથી પણ બહાર અંત્યજમા ગણેલા છે, તેમની જોડે તથા યુરોપીયનો જોડે એક સ્થળે બેસીને જમનાર હિંદુમા હિંદુપણુ શુ રહ્યુ ? તે અમે સમજી શકતા નથી. ક્રિકેટમા હિંદુ જીત્યા તેનું ફળ શુ થયુ ? ધર્મને ભોગે રમતમા જય, એ પરિણામે પરાજયજ જાણવો અમે સાંભળ્યુ છે કે એક બે કાઠીઆવાડી ક્રિકેટરોએ આ જમણમા ભાગ લીધો નથી. કાઠીઆવાડીના આચાર અમારા ઉજળા કોકાવાળા જરા જાડો કહે છે અને પોતેપોતાને ચઢીઆતા લખેછે, પણ આચાર જોતા તો કાઠીઆવાડના રહીશોને ધાર્મિક લાગણી વધારે હોય એમ લાગે છે.

તંત્રી.

## સાબુદાણા અથવા સાબુ ચોખા.

સાબુદાણા શેના થાય છે, તેની ખબર બહુ થોડા મનુષ્યને હોવાનો સભવ છે તે શી રીતે બનાવે છે તે વિષે "એનસાયકલોપીડિયા બ્રિટાનિકા" માથી મળેલી માહિતી પ્રસિદ્ધ કરીએ છીએ એટલે તે પરદેશી હોઇને ખાવા માટે અપવિત્ર છે, એ સૌ સમજી શકશે

The Palms are the natives of the East-Indian Archipelago the sago forests being especially extensive in the Island of Ceran.

( જે ઝાડના થડમાંથી સાબૂદાણા કરવામા આવે છે, તે ઝાડ ઇસ્ટ ઇંડિયન આર્ચિપેલેગોમા થાય છે ઈ )

ઉપલી હકીગત ઉપરથી તે વિદેશી છે, એ તો ઠર્યું, પરંતુ તેમા અપવિત્ર પદાર્થ મેળવેલો હોય છે,, તે નીચલી હકીગતથી સહજ ધ્યાનમા આવશે

The starchy pith is extracted and grated, the powder. That ( Powder ) intended for exportation is mixed into *Paste* with water and rubbed through seives into small Coriander seed, whence it is grains from the size of a known according to size as peral sago, bullet sago &ca

( પ્રથમ "પામ" નામના ઝાડના થડનો લોટ કરેછે જે લોટ પરદેશમાં મોકલવાનો હોયછે, તેમાં લાહી મેળવેછે અને પછી તેના યત્રના દબાણમા નાના મોટા આકારના દાણા પાડેછે )

Encyclopoedea Britannica 9th
Edition Vol XXI

ઉપર મુજબ સાબુ ચોખા બનાવવાની કૃતિ છે તે બનાવતા તેમાં લાહી ( ખળ ) જેવો અપવિત્ર પદાર્થ મેળેછે, તેમ છતા તે પદાર્થને આપણા કેટલાક લોકો તો ફરાળમાં પણ ખાય છે !

श्री. द. चितळे,

ता. २२-५-०६ (ज्ञानप्रकाश.)

# શ્રી આર્યધર્મસુધા.

પુસ્તક ૨ જું. સંવત ૧૯૬૨, મિથુન માસ. અંક ૬ ઠો.

મંગળાચરણ.

## રામનામ મહિમા.

( પદ, રાગ—ધન્યાશ્રી. )

રામ નામ ભય જાય, રટ મન રામ નામ ભય જાય,
રામ નામથી પાપી પ્રાણી, મનના મેલ ઉતારે;
રામ નામથી વાનર વીરો, પયમા પથ્થર તારે. રટ ૧

રામ કૃપાથી નૃપ શિવાજી, છત્રપતિ પદ પામ્યા,
રામ સંગથી નાણુપટિયો, ધંધે ધાપે વામ્યા રટ ૨

રામ રટનથી હૃદય તણુા મન, આપોઆપ ઘસાય,
નિર્મલ હૃદયાદર્શે દર્શન, પુરૂષોત્તમના થાય રટ ૩.

દર્શન થાતાં પ્રસન્ન મન થૈ, વારવાર ચિત્ત ચ્હાય,
રામ ચરણમા ચિત્ત લાગતા, વિષ વિષયો વિસરાય રટ ૪

રામ નામથી કાશી પ્રાણી, મુક્તિ મનોરથ પામે,
મુનિ વાલ્મીકિ કવીશ્વર બનિયા, શ્રી દશરથસુત નામે રટ. ૫

---

શ્રીહરિ

## પકકો કકકો.

( ચોપાઈ )

ક કકે શ્રી કૃષ્ણ ચરણને ભજો,
ખ ખખે ખજાના ખોટુ તજો,
ગ ગગે ગી ગાયત્રી રખો,
ઘ ઘે ઘટઘટ વ્યાપક લખો

ચ ચ્ચે ચતુર્વેદને ભણો;
છ છઠે છએ અંગને છણો,
જ જ્જે શ્રી જગજીવન જપો,
ઝ ઝઝે ઝટપટમાં નહિ તપો. ૨

ટ ટટ્ટે ટક ટક રગઝગ તજો,
ઠ ઠ્ઠે ઠાઠ માઠ નર સજો;
ડ ડ્ડે ડહાપણ દિલે ધરો,
ઢ ઢ્ઢે ઢાકપિછો નહિ કરો, ૩

ત ત્તે તનમન રાખો શુદ્ધ
થ થ્થે થાઓ થીર વિશુદ્ધ
દ દ્દે દયા ધરી દો દાન
ધ ધ્ધે ધરો ધીર થઇ ધ્યાન. ૪

ન ન્ને નિત નટવરને ભજો,
પ પ્પે પરોપકારી થજો,
ફ ફ્ફે ફોગટ કુથલી તજો,
બ બ્બે બદનામી બાળજો. ૫

ભ ભ્ભે ભરો ધર્મ ભંડાર,
મ મ્મે મોત ગણો નિર્ધાર,
ય ય્યે યદુપતિ કરણ કામ,
ર ર્રે રટો રામનું નામ, ૬

લ લ્લે લાભ લો તજી લોભ,
વ વ્વે વદો વચન તજી ક્ષોભ,
શ શ્શે શોભા કરો સત્કાર,
ષ ષ્ષે ષડ્ દર્શન લ્યો સાર, ૭

સ સ્સે સત્સંગતને સજો,
હ હ્હે હરિ નામ નહિ તજો;
ક્ષ ક્ષ્ક્ષે ક્ષમા સદા રાખજો,
જ્ઞ જ્ઞે જ્ઞાનાનુભવી થજો, ૮

આ અષ્ટક શીખે નરનાર,
તે ભવસાગર પામે પાર;
વદો વિચારો વારંવાર,
સકલ શાસ્ત્રનો સાચો સાર. ૯

---

# આદિત્ય.

( સાંધણ પૃષ્ઠ ૭૭ થી )

જેમ મનુષ્યાદિ પ્રાણીની આંખો જોવાનુ કાર્ય કરે છે, તેમ સૂર્યના કિરણ સર્વ પ્રાણીઓના જોવા સબંધી વ્યવહારસિધ્ધ કરવાને માટે સૂર્યદેવને આકાશમા પ્રાપ્ત થાય છે સૂર્યદેવ પોતાના કિરણોદ્વારા સર્વને દેખે છે જે શક્તિ દિવસમા સૂર્ય-કિરણરૂપથી સર્વને દેખાય છે, તેજ રાત્રિમા ચન્દ્રમા, નક્ષત્ર અથવા દીપકાદિરૂપથી કામ આવે છે. અને એજ સૂર્યની શક્તિ પ્રાણીમાત્રની આંખમા જોવાનુ કાર્ય પણ બજાવે છે અર્થાત્ જોનારી વા જોવડાવનારી જે શક્તિ પ્રાણીમાત્રમા છે તે સૂર્યદેવની શક્તિ છે વળી રૂપ શોભાએ આ સસારમા ધન વા ઐશ્ચર્ય છે અને સર્વ પ્રકારના રૂપરગ જે સૃષ્ટિમા છે તે સૂર્યદેવના કિરણોથી પ્રકટ થાય છે આદિત્ય મંડળમાં જે ચૈતન્ય પુરૂષ છે, તેનોજ અશ સર્વ પ્રાણીઓના હૃદયમાં સ્થિત થઈ સર્વ પ્રકારના જ્ઞાનનો હેતુ થાય છે તે સર્વ જ્ઞાન સૂર્યદેવથી પ્રકટ થાય છે તેથીજ કહ્યુ છે કે " सर्वं ज्ञानं सूर्यदेवादेव प्रादुर्भूतमिति. " આ પ્રત્યક્ષ દેખાતા સૂર્યદેવ પરોક્ષ દેવતાઓમા એક મોટા દેવ છે. સૂર્યના ઉપસ્થાનથી સર્વ દેવોનુ ઉપસ્થાન થાય છે એથી ઉપસ્થાન કૃત્યને અસત ઇષ્ટ સાધનતા પ્રાપ્ત થાય છે અગ્નિદેવથી ઋગ્વેદ પ્રકટ થાય છે તેથી ઋગ્વેદમા અગ્નિદેવની પ્રધાનતા છે, વાયુથી યજુર્વેદ પ્રકટ થયા તેથી યજુર્વેદમા મધ્યસ્થાન દેવતા વાયુ વા વરૂણની પ્રધાનતા છે અને સામવેદમા મિત્રદેવની પ્રધાનતા છે હવે અગ્નિ શબ્દનો પહેલો અક્ષર અકાર છે વાયુ વા વરૂણ શબ્દનો પહેલો અક્ષર વકાર છે. પણ વ્યાકરણના નિયમાનુસાર વકારનો ઉકાર થાય છે, તેમ કોઇક સ્થળે ઉકારનો વકાર પણ બને છે. એ કારણથી વાયુ વા વરૂણ શબ્દના પહેલા અક્ષરનો ઉકાર થાય છે અને મિત્ર શબ્દનો પહેલો અક્ષર મકાર છે આમ અગ્નિનો અ, વાયુ વરૂણનો ઉ અને મિત્રનો મ એમ આ ત્રણ શબ્દોના પહેલા અક્ષરોનો જે એક શબ્દ થાય છે તે પ્રણવ બને છે અને પ્રણવરૂપ સમસ્ત જગત્ ત્રણ દેવતારૂપમા છે અને આ સર્વ જગત્‌ના આશ્ચર્યરૂપ ચક્ષુ સૂર્યદેવ છે તેથી પ્રાણીમાત્રના સ્થિતિ તથા નાશના કારણરૂપ પણ સૂર્યદેવજ કહેવાય છે કેમકે જે રક્ષક છે તેજ ભક્ષક હોય છે એમ આ સસાર રચનાપરથી સિધ્ધ થાય છે કારણ કે વિધાતારૂપ રક્ષા કરવાને કારણ પ્રજાપતિ અને પ્રલય કરવાને કારણ અત્તા અનાદિ રૂદ્ર કહેવાય છે. જેમ જીવનને સ્થિર રાખનાર અન્ન છે અને અન્ન ન મળે તો કોઇ પણ પ્રાણી જીવી શકે નહિ ને અનુકુળ પથ્યરૂપથી સેવન કરવાથી ચિરકાળ જીવિત રહે અને પ્રતિકૂળ સેવન કરવાથી અન્ન તાત્કાળિક

જીવનનો અંત થાતી શકે છે તેથીજ કહ્યું છે, કે " अजीर्णे भोजनं विषम् " તેમ સર્વ પ્રાણીઓના પ્રાણદાતા સૂર્યનારાયણ સંધ્યોપાસનાદિથી અનુકૂળ કર્યું મનુષ્યને દીર્ઘકાલ સુધી જીવનના હેતુ બને છે અને અનેક ધર્મવિરૂદ્ધ આચરણો આચરવાથી પ્રતિકૂળ બની સૂર્યદેવ શીઘ્ર મનુષ્યનો વિનાશ કરવાના હેતુ બને છે. સાંબ પુરાણમાં કહ્યું છે કે વિષ્ણુ ભગવાનનુંજ નામ સૂર્ય છે આદિત્યને માટે વેદમાં કહ્યું છે કે " योऽसावादित्यपुरुषः सोऽसावहम् " વેદમાં આદિત્યને ભર્ગ તરિકે પણ વર્ણવ્યા છે ભર્ગ શબ્દ ભ-ર-ગ એમ ત્રણ અક્ષરોનો બનેલો છે હવે આપણે એ દરેક અક્ષરોનો જુદો જુદો અર્થ તપાસીશું તો તેથી પણ સિદ્ધ થયા વગર રહેશે નહિ કે ભર્ગ શબ્દ વેદમાં સૂર્યદેવને માટેજ વાપરવામાં આવ્યો છે. માટે આપણે એ ત્રણે શબ્દોના અર્થનો વિચાર કરીએ ભ શબ્દનો અર્થ ભાસવું અર્થાત્ પ્રકાશવું એમ થાય છે ર શબ્દનો અર્થ પ્રીતિયુક્ત રંજિત કરવું એમ થાય છે અને ગ શબ્દનો અર્થ નિત્ય ગમનાગમન કરવું એમ થાય છે અને એ ત્રણે શબ્દોનો સાથે અર્થ કરતાં એમ માલમ પડે છે કે, સર્વ જગતને પ્રકાશિત કરવું, પ્રીતિ યુક્ત રંજન કરવું અને નિત્ય સર્વ લોકમાં ગમનાગમન કરવું. હવે આવી શક્તિ આદિત્ય શિવાય અન્યમાં દેખાતી નથી, તેથી પણ સિદ્ધ થાય છે કે, ભર્ગ શબ્દ આદિત્યને માટે વાપરેલો છે. ભર્ગ શબ્દ ભ્રસ્જ ધાતુથી બનેલો છે, અને તેનો અર્થ પકાવવું એમ પણ થાય છે. અને તે સૂર્ય દેવમાં પ્રત્યક્ષ દેખાય છે તેથી યાસ્કાચાર્ય ભર્ગ શબ્દનો અર્થ કરતાં કહે છે કે, જે પ્રત્ય અગ્નિરૂપ ધારણ કરી સાત રંગના કિરણોવાળા આદિત્ય દેવ સાત તરેહના કિરણોથી સર્વને પ્રકાશના સ્વયંપ્રકાશિત થઈ સર્વને પ્રકાશિત કરે છે, અને અંતમાં સર્વના પ્રલય કર્તા પણ થાય છે તથા જે જ્ઞાનથી પોતાના સ્વ સ્વરૂપથી સર્વને દેખે છે તથા દેખાય છે તેથી એ ભર્ગ કહેવાય છે વળી સર્વનું ભરણ પોષણ કરતા હોવાથી એ ભર્ગ કહેવાય છે કદાચ કોઈ એવી પણ શંકા કરે કે સવિતા દેવ અને ભર્ગમા ભિન્નતા છે, પરંતુ વાસ્તવિક રીતે ભેદ નથી. કેમકે જેમ પુરુષનું સ્વરૂપ ચૈતન્ય રૂપ પણ પુરુષ જ છે પણ મૂળમાં તો પુરુષ અને ચૈતન્ય બે જુદું નથી, પરંતુ એકજ છે અને એતો વ્યવહારમાં બોલવાની શૈલી છે તેમ સવિતા દેવ અને ભર્ગમાં સમજવું. અર્થાત્ જે આદિત્ય છે તેજ ભર્ગ છે અને જે ભર્ગ છે તેજ આદિત્ય છે એમ જાણવું, કેમકે ભર્ગ અથવા આદિત્ય સર્વથા સતત સ્થિર છે એમ શ્રુતિથી સમજાય છે. તેથીજ છાંદોગ્ય શ્રુતિમા કહ્યું છે કે, " आदित्यो ब्रह्मेत्यादेशः " અર્થાત્ આદિત્ય સાક્ષાત બ્રહ્મ છે, વળી સંહિતામાં પણ કહ્યું છે કે એજ અગ્નિ, એજ આદિત્ય અને એજ બ્રહ્મ છે ભવિષ્ય પુરાણમાં કહ્યું છે કે " જે આદિત્યથી આ જગત ઉત્પન્ન થયું અને જેનામાં લીન થશે તે આદિત્ય દેવ ભર્ગ કહેવાય છે " આવા સમર્થ સૂર્ય દેવની સંધ્યોપાસના કરવી જોઇએ

કારણ કે તૈત્તરીયારણ્યકમાં સ્પષ્ટ કહ્યું છે કે " કુમેશ નાશાર્યે સાય પ્રાત: અર્ધ્યદાન સૂર્યાભિમુખ કરી દેવુ " જે લોક અર્ધ્યદાનનું ખંડન કરે છે એવા નવા સમાજીઓની સંસ્કાર વિધિમાં ચંદ્રમાની સામે અર્ધ્યદાન આપવાનુ લખેલુ છે. માટે જે લોકોને વેદનો અધિકાર નથી તેઓએ નીચે લખેલા સ્માર્ત મંત્રથી સૂર્યનારાયણને અર્ધ્યદાન અવસ્ય કરવું જોઇયે એ સ્માર્તમંત્ર નીચે મુજબ છે.—

एहि सूर्य सहस्त्रांशों तेजोराशे जगत्पते ।
अनुकम्पय मां भक्त्या गृहाणार्घ्यं नमोऽस्तुते ॥

पंडित हरिदत्तशर्मा.

---

## ગાત્રગંત્રી.

आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु ।
बुद्धिन्तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥
इन्द्रियाणि हयानाहु विषयास्तेषु गोचरान् ।
आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिण ॥

અર્થાત્—બુદ્ધિરૂપી સારથીએ મનરૂપી લગામથી બાંધેલા કર્ણ, ચક્ષુ, રસના, ઘ્રાણ અને ત્વચા ( ઇંદ્રિયોરૂપી ) એ પાંચ ઘોડા દેહરૂપી વિચિત્ર રથમાં જોડેલા છે જીવાત્મા એ દેહરૂપી વિચિત્ર રથનો સ્વામી છે. અને તે એ રથમાં વિરાજમાન થયેલો છે, આ ક્ષણભંગુર શરીરરૂપી વિચિત્ર રથને મત્સરાદિરૂપી પથ્થરોથી બનેલી સંસારરૂપી સડકપર ગતિ આપવાને બે પૈડા તથા પહોંચવાના બે સ્ટેશનો છે અને ત્યાં જવાના માર્ગ પણ બે જુદા જુદા છે

### સ્ટેશનો.

૧ પરમાત્મપદ ૨ વિષયગોચર, માર્ગ નિવૃત્તિરૂપી અને પ્રવૃત્તિરૂપી. નિવૃત્તિરૂપી માર્ગદ્વારા જીવાત્મા પરમાત્મારૂપી શાંતપદને પ્રાપ્ત થાય છે અને પ્રવૃત્તિરૂપી માર્ગદ્વારા જીવાત્મા અહંકાર, વિષય, રાગદ્વેષાદિ રૂપી સ્થળોમાં ચક્કર ખાઇ તેમાંજ તદ્રૂપ બની વારંવાર વિષય ગોચર થઇ, સંસારરૂપી સડકપર આવજાવ કરી મહાન્ દુઃખ ભોગવતો રહે છે જેમ આ સ્થૂળ લોકમાં પણ ઘોડા આદિ પશુપણ પોતાના ચારા ઘાસાદિ દાણા તરફ નજર પડતા બલપૂર્વક ભોગવવાને દોડે છે તેમ શરીરરૂપી રથમાં જોડેલા કર્ણાદિ ઘોડા બળાત્કારે વિષયો તરફ દોડે છે વિષયોના વિષરૂપી ખાડામાં જીવાત્મારૂપી રથના સ્વામીને રથ તથા સારથીસહિત ડુબાડવા સારૂ પ્રબલ વેગથી કર્ણાદિ ઘોડાઓ મનરૂપી લગામ ખેંચી દોડે છે. એ દશામાં,

જીવાત્મા બુદ્ધિરૂપી સારથીને કહે છે કે —અરે સારથી ! રાખ રાખ રથને શીઘ્ર રાખ આ ચંચળ ઘોડા તને અને મને રથસહિત કહા ખેંચી જાય છે તે જો

**સારથી** —કહા ખેંચી લઇ જાય છે મહારાજ ! બીચારા ઘોડા તો પોતાના માર્ગપર સીધા પાધરા ચાલ્યા જાય છે

**જીવાત્મા**—અરે ભાઈ ! પોતાના માર્ગપર એનુ ચાલવુ તારા અને મારા બાબમાં અતિ દુ ખદાઇ છે એ પશુ છે અને આ પશુઓના માર્ગપર ચાલવાથી પ્રાય રથ સારથી અને બેસનારને નષ્ટ ભ્રષ્ટ કરે છે અને રથી આપત્તિનો યાત્રી વખત આવતા બની જાય છે તેથી એને એના માર્ગથી જેમ બને તેમ ત્વરાએ રોક

**સારથી**—મહારાજ ! યદિ એને એના માર્ગથી જો હુ રોકી દઉં તો પછી એને એના ચારો નહિ મળે અને તે સમયે એ ભૂખે મરી જાય તો એની હત્યા કોને માથે લાગશે અને એ મરી જાય તો આપ, હુ અને રથ અહીં પડી સડી જઇશુ તો પછી આપત્તિના યાત્રી બની શુ કે અનાપત્તિના ?

**જીવાત્મા**—અહો ! હવે તો તુ બહુ ધીટ બની ગયો છે અને મારી આજ્ઞાનું પાળન કરતો નથી ને ઘોડાને રોકવાને બદલે ચાપલુસી ભરેલી વાર્તા કરેછે યાદ રાખ. તને એકદમ સારથી પદથી ચ્યુત કરી બીજા વ્યવસાયાત્મિક સારથીને નિયત કરીશ કારણ કે તુ મને મારા ધામ ( ઠેકાણા )પર પહોચાડી શકતો નથી.

**સારથી**—નહીં નહીં સ્વામિન્ ! હુ ધીટ બન્યો નથી એ આપે સત્ય જાણવુ. જો ઘોડાને રોકવામા આવશે તો એ બિચારા વિનાચારે અહીં ભૂખે મરશે તો પછી ન અહીંના કે ન તહીંનાની માફક આપ મારા સહિત અહીં અટકી પડશો ભલા આપ જહા પહોચવા ઇચ્છા રાખોછો તે ધામનુ નામ ઠામ શુ છે તે જરા કૃપા કરી બતાવો ભગવન્ ! વ્યવસાયાત્મિક અને અવ્યવસાયાત્મિક એ બેઉ નામ મારાં છે રથના અધ્યક્ષનો અધિકાર છે ચાહે એમને વ્યવસાયાત્મિક બનાવે, ચાહે અવ્યવસાયાત્મિક બનાવે

**જીવાત્મા**—ભાઈ ! મારા ધામનુ નામ **પરમાત્મ** પદ છે જે અખડ અદ્વૈત, અચિંત્ય અને સર્વત્ર એક રસ વ્યાપક છે એ પદને પહોચવાથી જન્મ મરણાદિ મહાન્ દુ ખો ભોગવવા આ સસારરૂપી સડકપર કદાપિ પાછુ આવવુ પડતુ નથી માટે હુ એ નિત્ય અવિનાશી પદને પહોચવા ચહાવુ છું

હુ પોતાને વ્યવસાયાત્મિક અને અવ્યવસાયાત્મિક એમ બને નામ ધારી તરીકે ઓળખાવેછે એમ કહી તુ મને ઠગેછે યદિ તારૂ નામ વ્યવસાયાત્મિક હોય તો તું આ ચચલ ઘોડાને એના કુમાર્ગથી રોકી, મારા ધામ તરફ રથને કેમ ચલાવતો નથી કે જેથી મારૂ અભિષ્ટ સિદ્ધ થાય.

**સારથી**—કૃપાનિધિ ! જો આપનું ધામ, સર્વત્ર એક રસ વ્યાપક છે તો પછી એ ધામ, આ ઘોડા અને એના કુમાર્ગ તથા રથ અને મારાથી શું તે જુદું છે? હમારા સર્વમાં એના વ્યાપકત્વનો અભાવ છે ? સીધા ચાલવાથી પણ આપ ગુસ્સે થઈ મને મારા પદથી ચ્યુત કરવા ચાહો છો એ તદન ગેરવાજબી છે મહારાજ ! વ્યવસાયાત્મિક અને અવ્યવસાયાત્મિક બંને નામ ધારી થવાનો દાવો કરી આપને ઠગતો નથી કિંતુ મને દર્પણ સમાન સમજેવો કારણ કે રથના સ્વામિ જેવી ભાવના યુક્ત આકૃતિથી મને દેખે છે તેવું અભિષ્ટ મારીદ્વારા તે મેળવે છે અર્થાત્ જ્યારે જ્યારે જેવી જેવી ભાવના કરી જહાં જહાં પહોચવાની ઇચ્છા કરે છે ત્યારે ત્યારે તે તે ધામપર હું તેને પહોચાડું છઉં હજુ સુધી આપ આ ઘોડા તથા એના માર્ગાદિયુક્ત ભાવનાની આકૃતિથી મને જોઇ રહ્યા છો, તેથી એવા સ્થાનોમા ફર્તા ફરતો છો. જે સમયે મને આપ આપની ધામરૂપી ભાવની આકૃતિથી દેખશો તે સમયે આપના ખરા ધામપર પહોચી જશો અને આપનું અભિષ્ટ સિદ્ધ થઇ જશે

**જીવાત્મા**—અરે સારથી ! આ ઘોડા, એનો કુમાર્ગ, રથ તથા તારા તેમજ મારાથી એ મારૂ પરમ પવિત્ર સર્વત્ર અખંડ એક રસ વ્યાપક ધામ જુદું નથી અર્થાત્ તારા મારા અને આ સર્વમા એનું વ્યાપકત્વ સમાન છે પરંતુ આ ઘોડાની ચપળ ચાલના કારણથી એ દ્રષ્ટિ બહાર લાગે છે અને હું પહોચી ત્યા સ્થિત થાઉં એ શક જેવું છે તેથી અહીં તહીં ધકા ખાવા પડશે માટે તને કહું છું કે એને એની ચચલ ચાલથી રોકી દે હવે મારી એ ભાવના છે કે હું મારા ઠીક ધામે પહોચી જાઉં, તેથી કરીને તું તારા કથનાનુસાર વ્યવસાયાત્મિક બની મારૂ અભિષ્ટ સિદ્ધ કરી દે

**સારથી**—કૃપાનાથ ! જ્યા સુધી આપ એના ચારારૂપી વિષયોમા રાગદ્વેષયુક્ત ભાવનાથી સર્વથા મુક્ત થઇ તમારા ધામની ભાવનાપર ઠીક સ્થિત નહીં થાવો ત્યા સુધી આ પ્રમાદી ચચલ ચાલના ઘોડા પોતાની સ્વાર્થમયી ચપળ ચાલથી કદાપિ પણ રોકી નહીં શકાય. માટેજ આપે ભાવના સ્થિર કરવી ફક્ત કથન માત્રથી ભાવના સ્થિર થતી નથી એ પણ આપે ધ્યાનમા રાખવું

**જીવાત્મા**—ઠીક ! ભાવના કથન માત્રથી સ્થિર નથી થતી, તો એ કેવી રીતે સ્થિર થાય તે મને સમજાવ કે જેથી હું ભાવનાને સ્થિર કરી મારા પરમ પવિત્ર ધામને પ્રાપ્ત થાઉં

**સારથી**—આ ઘોડા લગામ સહિત તથા એના ચારો તેમજ હું એ સર્વ આપનું છે આપ સર્વના માલિક છો આપની પ્રાણશક્તિ એ આ ઘોડાની ગતિ છે જેના પ્રત્યેક શ્વાસમા અનેક તરેહની કામનાઓ ભરી છે આપની જ્ઞાનશક્તિ એ બેરંગી ઘોડાઓનો ચારો છે જે સમસ્ત વિષયોનો ભંડાર

છે. આપના વિવેક વિચારની શકિત એ મારૂં શરીર છે જેમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ જૂને માર્ગે ઝગમગી રહ્યા છે જ્યારે આપ અષ્ટાંગ યોગ સાધનાથી પ્રાણ, જ્ઞાન અને વિવેક વિચારને સ્થિર કરશો ત્યારે આપની ભાવના સ્થિર થઈ આપને આપો આપ એ અનુપમ ધામપર પહોચાડશે કે જ્યાથી ફરી અહીં વારવાર કદાપિ પણ આવી શકશો નહીં

**જીવાત્મા**—ભલા યોગના એ ક્યા આઠ અંગો છે અને તેના નામો શું છે. અને તે કયી રીતે સાધન કરવા ઉચિત છે

**સારથી**—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, અને સમાધિ એ યોગના આઠ અંગો કહેવાય છે જેમા અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાચ યમ અને શૌચ, સતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વર પ્રણિધાન એ પાચ નિયમ કહેવાય છે એ સર્વના સાધન સેવનનો પ્રકાર કોઈ બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુ શરણદ્વારા કરવો ઉચિત છે.

**જીવાત્મા**—ઠીક છે તો હવે એમજ કરૂ છુ કે જેથી હુ આપ પરમ પવિત્ર ધામને પ્રાપ્ત થઇ શકું

આ પ્રકારે જ્યારે જીવાત્માએ અહનિશ સદ્ગુરુનુ શરણ લઈ અષ્ટાંગયોગના સાધન સેવનના પ્રકારને પ્રાપ્ત કરીને સાધના કરી ત્યારે એની પ્રવૃત્તિમાર્ગની ભાવનાઓનો સર્વથા અભાવ થઇ, નિવૃત્તિ માર્ગની ભાવનાનો પ્રભાવ સ્થિર થયો તે સમયે એજ રથ ચચળ ઘોડા સ્વય પોતાની ચપળ ચાલથી રોકાઈ નિવૃત્તિ માર્ગ તરફ વળ્યા, તેથી તત્કાળ પરમ પવિત્ર સર્વત્ર અખડ એક રસ વ્યાપક અનેક અવિનાશી સ્વય પ્રકાશી અક્ષર બ્રહ્મ નામક ધામમા પહોચ્યા કે જે ધામનો મહિમા પરમાત્મા પ ઉ ગીતામા કહે છે

" यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम "

અર્થાત્—કે જે ધામમા ગયેલા જીવો આ સસારમાં ફરી પાછા ફરતાં નથી તે મારૂ પરમ ધામ છે યથાજે મુકેલા વેદના વચનનો સ્પષ્ટિકરણ પુરાણોમા પણ વિસ્તારથી કરેલો છે શ્રીમદ્ ભાગવતના ૪ સ્કધના ૨૫ થી ૨૮ મા અધ્યાયમાં પુરજનના નામથી આજ વાત સ્પષ્ટ સમજાવી છે.

આથી મનુષ્ય માત્રે સસારરૂપી યાત્રામા આવાજવાનો ફેરો ટાળવા તથા બ્રહ્માનન્દને પ્રાપ્ત કરવા સારૂ નિવૃત્તિ માર્ગ તરફ પોતાની વૃતિ હરહમેશ રાખવી જોઇએ.

---

## કલિપ્રભાવ.

હાલના ચાલતા સમયને આર્યધર્મ શાસ્ત્રમા કલિયુગના નામથી ઓળખાવ્યો છે અને એ સમયમા આર્યાવર્ત્તના આર્ય લોકોની ચાલચલગત તથા ધર્મ પ્રત્યે કેવી નિષ્ઠા

રહેશે, તે સબંધમાં પ્રાચીન ઋષિ મુનિયોએ કલિયુગ વર્ણનના કેટલાક શ્લોકો બનાવેલાં છે જે વર્ણન ચાલતા સમયમા આર્યલોકોની ચાલ ચલગત તથા ધર્મનિષ્ઠા જેવી દેખાય છે, તેને આબેહુબ મળતુ આવતુ હોવાથી પ્રસગાનુસાર તેનું કંઈક દિગ્દર્શન અમારા વાચકવૃંદને કરાવવુ યોગ્ય થઇ પડશે. કલિયુગ વર્ણન કરતાં એક કવિ લખે છે કેઃ—

> न देवे देवत्वं कपटपटवस्तापसजना ।
> जनो मिथ्यावादी विरलतरवृष्टिर्जलधरः ।
> प्रसगो नीचानामवनीपतयो दुष्टमतयो ।
> जना भ्रष्टा नष्टा अहह कलिकाल प्रभवति ॥

અર્થાત્—દેવમાં દેવપણુ દેખાતુ નથી, તપસ્વીજનો કપટમા નિપુણ છે, મનુષ્યો મિથ્યાવાદી છે, મેઘ ઘણુજ થોડુ પાણી આપેછે, નીચ માણસોની સાથે પ્રસગ આવેછે, રાજાઓ દુષ્ટ મતિ થઈ ગયા છે, જનો ( મનુષ્યો ) ભ્રષ્ટ થઇને નષ્ટ થયાછે. અરેરે ! કલિકાલનો કેવો પ્રભાવ આવ્યોછે વાચકવૃંદો ! આજકાલ આર્યભાઈઓની ઉપર ટાંકેલા શ્લોકમા વર્ણવ્યા મુજબની હાલત થઈ પડેલી આપણે અનુભવી એ છઈએ. હાલમા દેવમા દેવપણુ પ્રત્યક્ષ દેખાતુ નથી અર્થાત્ દેવતાઈ શક્તિનો અનુભવ તાત્કાલિક થતો નથી તેથી આધુનિક ગેરિકવસ્ત્રધારી, આર્યનામધારી, યથેચ્છ વિહારીઓને, ધર્મશાસ્ત્રના શિક્ષણના અભાવે કરી ભોળા લોકોને ભમાવી મૂકવાને દેવમૂર્તિઓનુ અપમાન, નિંદા આદિ કરવાને મોટી મધવડ મળી આવે છે અને તેથી નાસ્તિકતાનો વધારો થવાથી લોકોની ધર્મપ્રત્યે શિથિલતા થતી જાય છે, જેનો પ્રત્યક્ષ અનુભવ વારવાર આપણી દષ્ટિગોચર થાય છે. આનુ મૂળ કારણ અશ્રધ્ધાજ તથા અજ્ઞાનતા છે પરતુ દરેક કાર્યમા શ્રધ્ધાની આવશ્યકતા હોવી જોઈએ. કારણ કે શ્રધ્ધાવગર આ જગતનો કોઈ પણ તરેહનો વ્યહવાર ચાલી શકે તેમ નથી. તેથીજ ધર્મશાસ્ત્રમા શ્રધ્ધાને જ્ઞાનની પ્રાપ્તિનું અચળ સાધન કહ્યુ છે જેમ વૃક્ષની ઉત્પત્તિ માટે બીજની જરૂર છે, તેમ જ્ઞાનની ઉત્પત્તિ માટે શ્રધ્ધાની જરૂર છે કારણ કે આપણે દુઃખાદિ જે અનુભવ પ્રત્યક્ષ ભોગવીએ છઈયે તેનુ મુખ્ય કારણ પરમાત્મા પ્રત્યે આપણી અશ્રધ્ધા યાને અવિશ્વાસ હોવાનુ છે માટે પ્રાણીમાત્રે પ્રહ્‌લાદ આદિ ઈશ્વરભક્તોની માફક ઈશ્વર પ્રત્યે અચળ શ્રધ્ધા રાખવી જોઈએ અને શ્રધ્ધાથી જેમ તેઓને ફળ મળ્યા છે તેમ દૃઢ શ્રધ્ધા રાખી તદનુસાર વર્તવાથી સર્વ ઇચ્છિત ફળો મેળવી શકાય છે

તપસ્વીજનો કપટમા નિપુણ હોય છે અર્થાત્ ઢોંગી ધર્મગુરુઓ પણ ઘણું કપટ પ્રસગે સમયે કરે છે, તેઓ ધર્મને બદલે અધર્મનો પણ બોધ કરતા ચૂકતા નથી, એમજ તેઓ પોતાના વર્ણાશ્રમ ધર્મ કર્મ પણ બરાબર પાળતા દેખાતા નથી, અને

ધનના લોભે કરીને પોતાના કપટની ઝપટમાં અજ્ઞાન લોકોને લેવા ઉત્તમ આશ્રમનો વેશધારણ કરે છે

મનુષ્યો મિથ્યા વાદી છે યાને પ્રાણીમાત્ર વાત વાતમા જરા પણ ખોટુ બોલતા અચકાતા નથી, મેઘ ઘણુજ થોડુ પાણી આપે છે અર્થાત્ મેઘ (વરસાદ) કોઇ દેશમા વરસે છે, કોઇ દેશમા વરસતો નથી, તો કોઈ દેશમા અતિ વૃષ્ટિ કરે છે ને કોઈ દેશમા અતિ થોડો વરસે છે તેને પરિણામે જ્યા ત્યા દુષ્કાળના સંકટના વાદળ ઘેરાયલા નજરે ચઢે છે

નીચ માણસોની સાથે પ્રસગ આવે છે અર્થાત્ વ્યાપારાદિ અનેક કાર્યો પરત્વે નીચ વર્ણો, કે જેનો સંસર્ગ કરવાથી પણ દોષિત થવાય તેઓ સાથે વ્યવહારાદિ નિમિત્તે સભાષણ તેમજ સર્વ પ્રકારના સ્પર્શાદિ કાર્યો પણ કરવાની જરૂર પડે છે

રાજાઓ દુષ્ટ મતિના થઈ ગયા છે અર્થાત્ રાજાઓ પોતાની પ્રજા વિષે દુષ્ટ અભિપ્રાય ધરાવી પ્રજાના ધનધામાદિ સર્વ વસ્તુઓને તાબે કરવા પ્રયત્ન કરે છે

જનો ભ્રષ્ટ થઈને નષ્ટ થયા છે, અર્થાત્ અધર્મ નિંદ્ય ખાનપાન વિગેરેથી ઘણા ખરા મનુષ્યો ભ્રષ્ટ થઈ, દ્રવ્ય, વિદ્યા, તેજ, કીર્તિ, આદિ રહિત થઈ જીવતા છતાં પણ મૃતપ્રાય (શબ) જેવા નષ્ટ થયા હોય એમ પ્રત્યક્ષ દેખાય છે, અરેરે! કલિકાલનો કેવો પ્રભાવ આવ્યો છે! અર્થાત્ અહો!, આ કલિકાલનો કેવો કરાળ મહિમા, મહીમા મોટો માનવાન થઇ પડયો છે કે, જેથી આર્યોની દેવ પ્રત્યેની શ્રધ્ધા ઉઠી જઈ નાસ્તિકતાને પ્રાપ્ત થઈ જવા લાગ્યા છે અને તપસ્વી જનો પણ કપટ કરી ધર્મને બદલે અધર્મમાં પ્રવૃત્ત થવાને ચૂકતા નથી, તેથી મેઘ વૃષ્ટિ પણ બરાબર ન થતા આ આર્યાવર્ત-દુષ્કાળના સકટમા વારંવાર સપડાય છે અને મનુષ્યો વર્ણાશ્રમ ધર્મને છોડી ખાનપાનાદિકમા યથેચ્છ વિહારી, થવાથી ભ્રષ્ટ થઇ તેજહીન, બલહીન થઇ છેવટે નષ્ટ થઇ જાય એમા શી નવાઇ? આ સર્વનુ મૂળ કારણ ધર્મ પ્રત્યેની અશ્રધ્ધા જ છે માટે દરેક આર્ય ભાઇએ ધર્મ, ગુરુ, ઈશ્વર પ્રત્યે અચળ શ્રધ્ધા રાખી ધર્મશાસ્ત્ર સબધે કુતર્ક કે વિતર્ક કદી પણ કરવો નહિ. કારણ કે કુતર્કના પરિણામે ધર્મશાસ્ત્ર પ્રત્યે અશ્રધ્ધા થયા વગર રહેતી નથી અને તેથી છેવટે શ્રધ્ધાનો લોપ થઈ જાય છે પરતુ શ્રધ્ધા વગર જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. તેથી જ ગીતામા કહ્યુ છે કે, "श्रद्धावान् लभते ज्ञानम्" ઇતિ.

## પ્રાચીન વૈદક શાસ્ત્ર.

લેખક, भिषग्वर केशवलाल झीणाराम ए. ए. एम्. एस्.

જ્યારથી ભારત સૌભાગ્યનો નિષ્કલંક સૂર્ય અસ્તાચળમા અંતર્હિત થયો છે, ત્યારથી પવિત્ર આર્ય ભૂમિમાં કપટ, દુરાચાર, વ્યસન, અને અન્યોઅન્યમા વૈરનાં

બીજ રોપાયા છે, ત્યારથી આર્ય ઋષિપ્રોક્ત, સમસ્ત હિંદુશાસ્ત્ર પ્રાય લુપ્ત થઈ ગયા છે અને તેની સાથેજ ભારતનુ મોઘુ રત્ન અને જીવનનો આધાર અમારૂ પ્રાચીન વૈદ્યક શાસ્ત્ર પણ ઘણીજ શોચનીય સ્થિતિમા આવી પડયુ છે.

હિંદુ રાજાઓનાં વખતમા સમસ્તશાસ્ત્રોની ચર્ચા થતી હતી, વિદ્યાની ઉજ્વળ કાન્તી ભારતવર્ષને પ્રકાશિત કરતી હતી. એ વખતમા અમારૂ આયુર્વેદ શાસ્ત્ર, સમસ્ત ચિકિત્સા શાસ્ત્રો કરતા અત્યંત ચઢીયાતુ અને માનીતુ હોવાથી ભારત સતાનના સ્વાસ્થ્ય રક્ષણ માટે એક માત્ર અવલબન ગણાતુ હતુ તેમજ આયુર્વેદીય ચિકિત્સા, એ ભારત સંતાનોની માતાની પેઠેજ હિતકારક હોવાથી માત્ર ચિકિત્સા તરીકેજ ઓળખાતી હતી

પ્રાચીન કાળમા અમારા પૂર્વજો આયુર્વેદીય ચિકિત્સાના પ્રભાવથી શારીરિક અને માનસિક સ્વાસ્થ્ય લાભની સાથે ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર પુરૂષાર્થ મેળવવાને શક્તિવાન્ થતા હતા, તથા લાબા વખત સુધી યત્કિંચિત પણ કલેશવગર નિયમિત રીતે સંસારનો કારભાર ચલાવી શકતા હતા, તેઓનો આહાર વિહાર પ્રાચીન વૈદ્યક મતાનુસાર હતો, જેથી શરીરે હૃષ્ટ પુષ્ટ હોઈ પ્રાયે નિરોગી રહેતા હતા, કદાચીત દૈવયોગે કોઈ રોગગ્રસ્ત જણાતો તો તેને આયુર્વેદ મતાનુસાર પવિત્ર આર્ય ભૂમિમા ઉત્પન્ન થયેલી વનૌષધીની સહાયતાથી તરતજ સારો કરવામા આવતો હતો

આયુર્વેદ શાસ્ત્રની કેવળ ભારતવર્ષમાજ પ્રતિષ્ઠા હતી એમ ન હતુ પરતુ સમસ્ત પૃથ્વી મડલના કોઇ પણ દેશમા તેની સપૂર્ણ પ્રતિષ્ઠા જામેલી હતી.

આજથી અનુમાને લગભગ તેવીસો વર્ષ પહેલા ભુવન વિજયી ગ્રીક દેશાધિપતિ મહાવીર એલેકઝેન્ડર, અસાધ્ય રોગોને સારાં કરવાની ખ્યાતિથી ભારતવર્ષના વૈદ્યોને મોહોટા માન સન્માનથી, બોલાવી યત્નપૂર્વક સેવતો હતો, તેમજ બારસો વર્ષ પહેલા બગદાદ નરેષ ખલીફા હારૂન રસીદે, આયુર્વેદની ચિકિત્સાને પૃથ્વી ભરની સમસ્ત ચિકિત્સામા શ્રેષ્ટ માનીને ભારતીય વૈદ્યોને શરીરના રક્ષણ માટે મોટા સત્કારથી ખાસ પોતાના રાજ્ય મંદિરમા રાખ્યા હતા

"અમુન ઉન" નામના પ્રસિદ્ધ અરબી ભાષાના ગ્રથમા લખેલુ છે કે—આઠમા સૈકામા ભારતના પંડિત લોકો બગદાદની રાજ સભામા, આયુર્વેદ—અને જ્યોતિષ શાસ્ત્રનું શિક્ષણ આપતા હતા, તે વખતે તેઓ મારફત હિંદુસ્થાનમાથી **સર**, **સર્લસ** અને **વદાન** નામના ત્રણ ગ્રથો મગાવવામા આવ્યા હતા, એજ ત્રણ ગ્રથો આપણા પરમ આદરણીય, ચરક, સુશ્રુત, અને નિદાનના અપભ્રશ રુપાતર છે.

હકીમ જાલીનુસ, પોતાના એક લેખમા જણાવે છે કે, આયુર્વેદવિદ્યા, પ્રથમ હિંદુસ્થાનમાથી મિસરમા આવી ત્યાથી યનાન અને અરબસ્તાનમાં ગઇ વિગેરેમા .

જણાવે છે કે—સાગ ગુરૂ અફલાતુને ભારત વર્ષમા જઇ કાલ જ્ઞાનનાં છત્રીશ લક્ષણો અને બીજા કેટલાએક ઉપયોગી ગ્રંથોનો અભ્યાસ કરી તેમનો સાર સાર ભાગ લાકડાની તકતીપર કોતરી પોતાના પહેરવાના જામાની નીચે દેખાય નહી તેમ ગુપ્ત રીતે દોરી વતી ગળાપર બાંધી રાખતા હતા અને કોઇ પણ ન દેખે તેને માટે સંપૂર્ણ સાવચેતી રાખતા હતા, પરંતુ જ્યારે તેણે પોતાનો અંતકાલ સમીપ આવ્યો છે એમ જાણ્યુ ત્યારે પોતાની વહાલી પત્નીને એકાંતમા બોલાવીને કહેવા લાગ્યા કે, પ્યારી, આ શરીરનો હવે મને ભરોસો નથી; તથાપિ એક ગુપ્તમા ગુપ્ત રાખેલી હકીકત જણાવતા અચકાઉછું. પતિપરાયણ પવિત્ર પત્નીએ મરણ પથારીપર આલોટતા પતિના મુખમાથી નિકળેલા શબ્દો સાભલી કંપતે સ્વરે અને ખટકતે હૃદયે ઉત્તર આપ્યો કે પ્રાણપતિ, કંઈ પણ સંકોચ રાખ્યાવગર જે કંઈ આજ્ઞા હોય તે કરો હું પ્રતિજ્ઞા કરૂછું કે મારા વહાલાની ગમે તેવી અઘરી આજ્ઞા હશે તો પણ તેને પ્રાણ જતા લગી પાળીશ.

પરસ્પર એપ્રમાણે વાતચિત થયા. પછી દીન સ્વરથી ગુરૂજી બોલ્યા, પ્યારી મારા કંઠમા ગુપ્ત રીતે રાખેલી જે તકતી તું જુએ છે, તે જીવની માફક જાળવી રાખેલી હિંદની લોકોત્તર વૈદ્યકવિદ્યા છે કે જે વિદ્યાના અદભૂત પ્રભાવ વડે સર્વત્ર સ્થળે દેવતાઈ માન મરતબો મેળવી શક્યો છું.

સદરહુ હિંદની મોઘી વિદ્યા કે જે એક મારા અપર પ્રાણ છે. તેને બીજું કોઈ પણ ન દેખે તેમ મારે માટે કરેલી કબરમા મારા શરીર સાથે જોડીને તેની જાળવાઈ રહે તેમ ગોઠવી દાટજો, કે જેથી જ્યા હુ હઉ ત્યા તે મારાથી અળગી રહે નહી. સ્ત્રીએ તેમના સમજાવ્યા મુજબ તે તકતી કોઇ ન જાણે તેમ તેમના શબની સાથે કબરમા જેમની તેમ દટાવી દીધી.

શબ દફનાવવાની ક્રિયા વખતે હુ ત્યા હાજર હતો છતા પણ તે વખતે ગુરૂના મરણના હૃદય વેધક દુઃખથી દબાયલો હોવાથી ઉપરની બાબતથી કેવળ અજ્ઞાત રહયો હતો

પરંતુ પાછળથી મને વિચાર થયોકે ગુરૂજી કોઈ ન જાણે તેવી રીતે પોતાના ગળામા જે તક્તી પહેરી રાખતા તેનુ તેમના મરણ પછી શું થયુ હશે ? હિંદની વૈદ્યકવિદ્યાને તેઓ પોતાની જીવનદોરી સમજતા હતા તેથી તેના અત્યંત ઉપયોગીને જાણવા યોગ્ય સાર તો કદાચ તે તક્તીમા નહી ગોઠવ્યો હોય ? આવા વિચારમાંને વિચારમા મધ્ય રાત્રીનો અમલ થવા આવ્યો છતા મને નિદ્રા આવી નહીં, એટલે તરતજ ઉઠી ગુરૂજીના હિંદની વૈદ્યકવિદ્યાના ગુપ્ત ગ્રંથો જ્યાં સાચવી રાખવામાં આવતા હતા ત્યા ગયો પણ અફસોસ કે જ્યાય પણ તે તક્તી ફરી મારા જોવામા આવી નહી.

દરેક સ્થળમા શોધ કરવા છતા જ્યારે તક્તીના બીલકુલ પત્તો લાગ્યોજ નહી ત્યારે મને શક પડ્યો કે ગુરૂજીને હિંદની વિદ્યાપર બહુ પ્યાર હતો તેથી પોતાના શબની સાથે કબરમા તો દટાવાની તજવીજ કરી નહી હોય? એનો પક્કો તપાસ કરવા માટે ગુપચુપ જઇને કોઇ ન જાણે તેમ કબરને મહા મહેનતે ખોલી ગુરૂજીના હાડપિંજરની સાથે પડેલી હિંદની લક્ષ્મી સરખી ગુરૂજીની વહાલી તક્તીને તરત દીઠી, અને તે જોતા મને અફસોસ થયો કારણ કે તેમાના અક્ષરો ન વાચી શકાય તેવી હાલમા હતા, ગુરૂજીનુ આ કૃત્ય મને અત્યંત અયોગ્ય લાગ્યુ કેમકે પોતાના મરણની સાથે હિંદની અમૂલ્ય વિદ્યાનો નાશનોજ આ પ્રયત્ન હતો. ત્યાર પછી કબરમથી મળેલી તક્તીને સાફ કરીને તેમાના અસ્પષ્ટ જેવા ભાગ્યા તુટા અક્ષરોને મહાપ્રયાસે ઓળખી, હિંદના ખજાના તુલ્ય, આયુર્વેદના અદ્ભુત સાગરનો સંપૂર્ણ સ્મરણ રહે તેમ અભ્યાસ કરી તેમાના અપૂર્વ સિદ્ધાંતો મનમા સંપૂર્ણ દૃઢ કર્યા અને તેને બળે દુનિયામા સર્વત્ર સ્થળે મે મારી લોકોપકાર કરવા સબંધી ઉભરાતી અંતઃકરણની લાગણી તૃપ્ત કરી, ત્યાર પછી મારી દેખાદેખીએ અરસ્તુ આદિ હકીમો તથા તેમના શિષ્યોએ પણ હિંદુસ્થાનમા જઇ આયુર્વેદ શાસ્ત્રનુ અધ્યયન કર્યુ

આ પ્રમાણે પ્રાચીન ઇતિહાસો ઉપરથી પણ તેના મહત્વની સાબીતિ સુપ્રસિદ્ધ છે. તથાપિ અર્વાચીન, સુપ્રસિદ્ધ, વિદ્વાન ડૉકટરોના અભિપ્રાયો ઉપયોગી હોવાથી જણાવવાની રજા લઉ છુ –

શાસ્ત્રદક્ષ ડૉ. આયાજ પણ આયુર્વેદચિકિત્સાની બાબતમા વિશેષ વિવેચન કરતા જણાવે છે કે બીજી દરેક ચિકિત્સાનો પાયો આયુર્વેદ ચિકિત્સાજ છે અને તેથી સંપૂર્ણ સંસાર તેનો ઋણી છે

પ્રોફેસર જે એફ રાયલ, ડી આર એલ એમ જી સી. જોકે પ્રથમ બંગાલી સેનાના ડૉકટર હતા, અને એસીઆટીક અને મેડીકલ ફીજીકલ સોસાઇટી એડીન બર્ગ અથવા મેડીકો સર્જીકલ સોસાયટી લંડનના મેમ્બર હતા તેઓ પોતાના વ્યાખ્યાનમા જણાવે છે કે—હિંદુઓનુ આયુર્વેદશાસ્ત્ર ઘણુ પ્રાચીન છે, અરબ અને યુનાનના વૈદક કરતા પણ પ્રાચીન છે, કેટલાએક વર્ષો પહેલા અરબસ્તાનમાં આયુર્વેદ ચિકિત્સાનો બહુ પ્રચાર હતો' મતલબ કે-અરબસ્તાનીઓએ ખાસકરી આયુર્વેદમાથીજ વૈદક સબધી શિક્ષણ મેળવ્યુ હતુ. આજ દિવસ સુધી પણ રૂમ દેશમા શ્વાસ રોગમા ધતુરીના બી અને કૃમિ રોગમા કૌચાનો ઉપયોગ કરવામા આવે છે. તે આયુર્વેદનોજ ઉપચાર છે

પ્રોફેસર હોરેજ વિલસન, એમ, એ, એફ, આર, એસ, પ્રેસિડેન્ટ મેડીકલ સોસાયટી કલકત્તા, અને પ્રોફેસર ઑફ સંસ્કૃત યુનિવર્સીટી કોલેજ ઑફ ફોર્ટ કે જેઓ એક સંસ્કૃત ભાષામા પારંગત મનાય છે તેઓ લખે છે કે હિંદુસ્થાન

ઘણા જૂના વખતથી ચિકિત્સા, જ્યોતિષ્ય, અને પદાર્થ વિજ્ઞાનના પારદર્શી વિદ્વાનોથી પ્રકાયલુ છે

કેટલાએક અર્વાચીન વૈદ્યકના પડિતો પોતાના પુસ્તકોમા નિષ્પક્ષપાત રીતે લખે છે કે અર્વાચીન ચિકિત્સા પણ પ્રાચીન આયુર્વેદ ચિકિત્સાનેજ આભારી છે

એક વખત એવો હતો કે જ્યારે યુરોપ દેશ શારીર વિદ્યા '(અનાટોમી) આદિ' અગત્ય ના વિષયથી બીલકુલ અજ્ઞાત હતો ત્યારે પણ ભારતવાસીઓ, પ્રાચીન વૈદ્યકની શસ્ત્ર ચિકિત્સા અને ઔષધ ચિકિત્સાથી લોકોત્તર ચમત્કાર બતાવી શકતા હતા

પ્રાચીન વખતમા ભયકર રણસગ્રામમા જ્યારે જ્યારે બાણ, ભાલા, બરછી ખડ્ગ આદિ અનેક ભયકર શસ્ત્રોથી લડવૈયાઓ ઘાયલ થતા ત્યારે ત્યારે **शल्याधरण, व्रणशोधन, व्रण रोपण,** આદિ ચિકિત્સાથી તત્કાલ પીડા શાત કરવામા આવતી હતી

કદાચ ગદા આદિના પ્રહારથી અસ્થિ, હર્યા, સ્નાયુ આદિ વિભાગો છૂટાઇ જતા તો તેને ભગ્નસધાન કારી ઉપયોગથી એકદમ પૂર્વવત્ જેવાને તેવા કરી આપવામા આવતા હતા

હિંદુઓના માનનીય ગ્રથ રામાયણમા લખેલુ છે કે-જ્યારે રાવણે લક્ષ્મણના હૃદયમા શક્તિ શલ્યનોપ્રહાર કર્યો ત્યારે વક્ષસ્થળના અસ્થિ ભગને લીધે ભયકર ક્ષત પડી રૂવિરનો અસત શ્રાવ થવા લાગ્યો આવી મરણ સુચક જોખમ ભરેલી સ્થિતિમા મુર્છિત પડેલા લક્ષ્મણને જોઇ મહાસમર્થ ભિષગ્વર સુષેણ પડિતે તેજ વખતે તત્કાળ ચમત્કાર કરે તેવી વિશલ્ય કરણી,અસ્થિ સહારી (હાડ સાકળી) આદિ અદ્ભુત રોગનાશક ગુણ ધરાવનારી વનૌષધીથી પ્રાણહારી રક્તશ્રાવને બધ કર્યો હતો, અને અત્યત નિપુણતાથી ભાગેલા હાડને એકમેક જોડી નિમેષ માત્રમા અસ્થિમેળન અને વ્રણ રોપણ કરી આપ્યુ હતુ હાલમા પણ ભાગેલા હાડને તરતમા જોડી આપવાની અજબ શક્તિ ધરાવનારી વનૌષધી જોઇએ તો તે માત્ર એક અસ્થિ સહારીજ છે સાધારણ હાડ સાકળીના નામથી ગુજરાત કાઠીયાવાડમા ઓળખાય છે

ઉપરના અનેક પ્રમાણોથી માનવાને ચોક્સ કારણ છે-કે-પરાપૂર્વથી અમારૂ પ્રાચીન વૈદ્યક શાસ્ત્ર ઇતર સર્વ ચિકિત્સા શાસ્ત્રો કરતા વધારે શ્રેષ્ઠ હોવાથી આ સ્થાવર જગમાત્મક જગતમા રત્નાકરની પેઠે અનેક અમૂલ્ય જીવન વર્ધક ઉપચાર રૂપી રત્નોનો ભડાર ગણાયુ છે

પરતુ દેશ દુર્ભાગ્યથી આર્યરાજ્યનો નાશ થયા પછી કેટલાએક વખત સુધી, અત્યત અદ્ભુત પ્રાચીન વૈદક શાસ્ત્રપર વિસ્મૃતિનો ઘોર અધાર પછેડો ઢકાઇ ગયો

---

૧ શરીરમાં ગોલી બાણ અથવા એવાતીણા નાના હથીઆરો પેસી ગયા હોય તેને બાહેર કાઢવાની ક્રિયા, ૨ પડેલા ક્ષતને સારૂ કરવાની ક્રિયા, ૩ વ્રણને રૂજવાની ક્રિયા

હતો તેથી જેવી ઉન્નતિ થયેલી હતી તેનીજ અવનતિના ઉંડા ખાડામા અપડાઇ નષ્ટ થવાનો પૂરો અવસર આવી લાગ્યો હતો, પરંતુ ભારતવાસીઓના સુભાગ્યે માયાળુ અંગ્રેજ સરકારના સમદર્શી રાજ્યનો અમલ થતા ફરીને સુધારાયુક્ત શાસ્ત્ર શિક્ષણની સીડીદ્વારા દુર્દશાના દુઃખમય ગર્તમાંથી મહા મહેનતે નિકળવા પામ્યુ છે અને ફરી એકવાર વિસ્મૃતિના ઘોર અંધકારમાંથી છૂટી પોતાના નિષ્કલંક કીર્તિ ચંદ્ર વડે આર્ય સંતાનોને અત્યંત શાંતિ આપવા લાગ્યુ છે ભારતના પ્રત્યેક ખંડમા થોડી ઘણી પણ આયુર્વેદ શાસ્ત્ર સંબંધી ઉપયોગી ચર્ચા ઉત્પન્ન થવા લાગી છે

આજકાલ કેટલાએક વર્ષો થયા બંગાલના સમર્થ વિદ્વાનોએ અર્વાચીન ચિકિત્સાના ડાકડમાકપરનો મોહ છોડી, ભારતના વૈદ્યક શાસ્ત્રને સમસ્ત આર્યોનુ મુખ્ય ચિકિત્સા શાસ્ત્ર બનાવવાનો પ્રયત્ન આરંભ્યો છે અને એઓના સદુદ્યોગથી ભારતના અનેક સ્થાનોમા, આયુર્વેદ વિદ્યાલય, આયુર્વેદ શાળા, આર્યચિકિત્સાલય, શિક્ષાલય આદિ અનેક વિદ્યાલયો સ્થાપિત થયેલા છે બંગદેશનુ વિદ્વન્મંડળ આયુર્વેદનો ઉદ્ધાર કરવાને જેમ કટીબદ્ધ છે તેમ દક્ષિણ મહારાષ્ટ્ર ગુજરાત, મધ્યપ્રદેશ અને પશ્ચિમોત્તર પ્રદેશના લોકો પણ આયુર્વેદ પ્રચાર માટે કમ્મર કસી રહેલા છે તેના ઉત્તમ પરિણામ તરીકે મુંબઈમા મરહુમ ન્યાયમૂર્તિ રાનડે, મરહુમ દિનશાજી માણેકજી પીટીટ જેવા પ્રખ્યાત ગ્રહસ્થોના અનુમોદનથી સ્વર્ગવાસી વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામે સ્થાપેલુ, આયુર્વેદવિદ્યાલય છે જેને તેમના પ્રગલ્ભ પુત્ર ડૉ પોપટ પ્રભુરામે લોક હિતખાતર સર્વ માન્ય સર ભાલચંદ્ર સરખા વિદ્વાન ડાકટરો, અને સદ્વૈદ્યોના મતાનુસાર સુધરેલા વૈદ્યકની ગુંથણીથી ગૂંથી પ્રસંશાયોગ્ય બનાવી દીધુ છે.

પ્રાચીન સમયમા આર્યવૈદ્યકની અનેક શીક્ષણ શાળાઓ હસ્તી ધરાવતી હતી, અને તેને શ્રીમંત રાજારજવાડા તરફથી અનેક પ્રકારે આશ્રય અપાતો હતો, પરંતુ હાલમાં તો જૂનુ અને નવુ એમ બન્ને વૈદ્યક સાથે શીખવવાની કોઇ પણ યોગ્ય સંસ્થા હોય તો તે માત્ર એક મુંબઇ અને દેશાવરમા લોકમાન્ય થયેલુ આયુર્વેદ વિદ્યાલયજ છે

આજકાલ લોક લાગણી સ્વદેશાભિમાન તરફ વળેલી છે તેવા ઉજ્વળ અવસરમા આયુર્વેદ વિદ્યાલયે લોક સેવા બજાવી ઠીક ઠીક પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવામા જે ફતેહ મેળવી છે તે જોઇને કોઈ પણ ભારત હિતચિંતક આર્ય સંતાનને આનંદ થયા વિના રહેશે નહી

નવા વિચારોના ગાડરીઆ પ્રવાહની માફકપુષ્ટિ આપનારા અને સુધારાનો ફાંકો ધરાવનારા અમારા કેટલાએક આર્ય બંધુઓ નવુ એટલુ સારુ અને જૂનુ એટલું કાચુ એમ માની પોતાના પૂર્વજોની માનીતી પ્રાચીન વિદ્યાતરફ અણગમો બતાવે

છે તે તેમની મોટી ભૂલ છે કોઈ પણ બાબતને નમાવી અથવા નિરૂપયોગી ગણી લેવાની પહેલા, તેનું શીક્ષણ અથવા અનુભવ દ્વારા સત્યાસત્ય જણાયા પછીજ ચોકસ નિર્ણયપર આવવુ એ સુજ્ઞ પુરૂષોનો ધર્મ છે.

અશ્વસ્ત મારે કબુલ કરવુ પડશેકે હાલમા કેટલાએક અભણ વૈદ્યોએ પોતાના અજ્ઞાનને લીધે સામાન્ય વર્ગ ઉપર આર્ય વૈદ્યક સબંધી ઘણી માઠી અસર ઉપજાવેલી છે તે ખરેખર શોચનીય છે. અને તેથી માઠી અસરને લોકોના અંતઃકરણમાંથી ખસેડવાને વૈદ્ય પ્રયત્નપૂર્વક વૈદ્યકનુ ઉત્તમ જ્ઞાન મેળવ્યા પછીજ પોતાના ધંધાની શરૂઆત કરવી, એમ અમારો અભિપ્રાય છે.

જનસમાજે પણ શીક્ષણ મેળવેલા સાક્ષર ભિષગ્વરોને ઉત્તેજન આપવુ એ પ્રાચીન વૈદ્ય વિદ્યાનો વધારવાને ખાસ રસ્તો છે.

છેવટ લેખ પૂર્ણ કરવાની પહેલા ફરી એકવાર પ્રિય વાચકોને જણાવવાની રજા લઉં છું કે ઉપર જણાવેલા પ્રાચીન વૈદ્યક શાસ્ત્રનો ઉધ્ધાર કરવો એ આપણી ખાસ ફરજ છે જો આપણે આપણા વડીલોની માનીતી વૈદ્ય વિદ્યાનો ઉધ્ધાર કરીશુ અને પોષણ કરીશુ તો, તે સર્વ વિદ્યાઓ આપણુ પોષણ રક્ષણ અને ઉધ્ધાર અવસ્ય કરશે એટલુજ નહી પણ હિંદની ચાલી જતી લક્ષ્મી ફરી એકવાર આર્યોના ભૂવનમાં ચિરસ્થાયિની થશે. ( અસ્તુ.)

---

## પરદ્વીપ ગમન વિષે કોચીનના મહારાજનો મત.

મુંબાઈની વિક્ટોરિયા ટેકનિકલ ઇન્સ્ટીટ્યુટમાંના મેસર્સ **ટી. ગોપાલન અને કે. પી. કૃષ્ણ** એ નામના બે **નાયર** જાતિના વિદ્યાર્થીઓ, મિકેનિકલ ઈજની-અરિંગની છેલ્લી પરીક્ષાનો અભ્યાસ કરવામાટે, વિલાયત જવાની રજા લેવામાટે કોચીનના મહારાજા પાસે ગયા હતા. મહારાજાએ તેઓને એવો ઉત્તર આપ્યો કે, **શૂદ્રોને પરદ્વીપ ગમન કરવાને હરકત નથી.** તમોને વિલાયત જવામાટે મારી રજા છે, પણ એટલુ ધ્યાનમાં રાખજો કે, આગબોટમા તથા વિલાયતમા તમારા ખાનાપાનની યોગ્ય ગોઠવણ રાખજો. શૂદ્રોને માસ ખાવાની રજા છે, પણ ગાય અથવા બળદનુ માસ ખાવાની મના છે, માટે તમે તે ખાતા નહિ. તેમજ પરજાતિના લોકોએ રાંધેલી રસોઈ જમના નહિ એથી વિરૂદ્ધ જો તમે વર્તનો, તો તમોને જાતિ બહાર કરવામા આવશે અને ફરીને જાતિમા લેવામા આવશે નહિ.

કોચીનના મહારાજ પોતાની પ્રજાની ધાર્મિક બાબતોમાં પણ અગ્રણી છે, અને તેમની આજ્ઞા તેમની પ્રજા શાસ્ત્રાજ્ઞાપ્રમાણે પાળે છે

( ઈંદુપ્રકાશ તા ૧૮-૧૨-૦૫ )

શ્રી આર્યધર્મસુધા.

પુસ્તક ૨ જું　　સંવત ૧૯૬૨, કર્ક માસ.　　અંક ૭ મો.

## ઘનશ્યામ વર્ણન.

[ પદ.—રાગ—સોરઠ. ]

ભજ ભજ શ્રીહરિ મેઘ શ્યામ. ટેક
છાયા કરે કૃપારસ વરસે, પોષણ પૂરણ કામ. ભજ ૧
તૃષ્ણા ક્ષુધા હરે સૌજનની, જન જીવન વિશ્રામ,
ભવ દાવાનલ જ્વાળા હારે, દૂર કરે દુઃખ ધામ. ભજ ૨
દુર્બલ દેવ દર્દુરો ડરડે, બોલે ધરિ મન હામ;
ત્યારે અસુર તાપ હણવાને, ગાજે—ચઢે—તમામ. ભજ ૩
ઈંદ્રધનુષ વનમાળ વીજલી, પીતાંબર—અભિરામ,
ગોવર્ધન કવિ મોર ગાય ગુણ, કરી કળા સુખધામ. ભજ ૪

## સુખની શોધ.

વિશ્વ વ્યવહારનું અવલોકન કરતા સર્વને સહજમા અનુભવ થશે કે મનુષ્ય માત્ર સુખ પ્રાપ્તિ અર્થે અનેક પ્રયત્ન કરતા જણાય છે! સુખ મળવા માટે લક્ષાવધિ ઉપાયો સેવતા અનુભવાય છે. પ્રત્યેક પ્રવૃત્તિમા, પ્રત્યેક કાર્યમા, પ્રત્યેક પ્રસંગમા, પ્રત્યેક સંબંધમા, પ્રત્યેક સ્થળમા અને પ્રત્યેક પળમા સુખસંપાદન કરવાનો તેમનો ઉદ્દેશ પ્રાધાન્ય હોય છે દરેક પુરુષ, સ્ત્રી કે બાલક, રાય કે રંક, સાધુ કે સંત, જ્ઞાની કે અજ્ઞાની, ઉત્તમ કે કનીષ્ટ સૌ કોઇ સુખની શોધમા મચેલા આપણી નજરે પડે છે સુખની ઉપલબ્ધિ માટે મનુષ્યોજ પ્રયત્ન શીલ છે એમ નથી, પરંતુ પ્રાણી માત્ર તે ઉદ્યોગમાં યથા શક્તિ પ્રવૃત્ત છે તે ઉદ્યોગ સર્વ કોઇને પ્રિય છે, સર્વ કોઇને તે પ્રયત્ન આકર્ષક છે અને સુખ મળવાનો આશા તંતુજ ગમે તેવી દુષ્કર અને દુર્ઘટ ઘટનામા મનુષ્યને દોરે છે

---

૧ દેડકાના અવાજનું અનુકરણ, દેવપક્ષમા ભય ભય.
૨ ચાતુર્ય. બીજા પક્ષમા મોરની કળા.

શાસ્ત્રોના બોધનો સારાશ શુ છે ! ભિન્ન ભિન્ન ધર્મના આતરિક આશય શુ છે? આર્ય ધર્મનાં તત્વોનુ અવલોકન કરશુ, કે બૌધ ધર્મના શિક્ષણનો સાર શોધીશુ, મુસલમાની ધર્મશાસ્ત્રના આદેશનુ મનન કરશુ, કે ખ્રીસ્તી ધર્મનો તાત્પર્યાર્થ લક્ષમા લેશુ, ટુંકામા ગમે તે પ્રાચીન પ્રસિદ્ધ ધર્મોના ગુઢ સિદ્ધાન્ત શાન્તચિત્તે જોશુ, તો તેમા એ રહસ્ય સર્વ સામાન્ય જણાશે, કે દુ ખ નિવૃત્ત કરી સુખની પ્રાપ્તિ કરવી એ મનુષ્ય જીવનનુ મુખ્ય કર્તવ્ય છે, એજ મનુષ્ય દેહની સાર્થકતા છે, એજ મનુષ્યત્વના શ્રેષ્ઠ સાધનથી પ્રાપ્ત વ્યવસ્તુ છે.

આ પ્રમાણે સુખની-શોધમા સર્વ કોઈ નિમગ્ન જણાય છે પરતુ સુખનો પ્રકાર, તે પ્રાપ્ત કરવાના સાધન તથા પદ્ધતિ સર્વ પરત્વે સમાન હોતા નથી કોઈ લક્ષ્મીના લોભથી લલચાઈ, લોકોના ગળારેસી, પૈસાના ગજાવર ઢગલા ઉપર ઢોલ વગાડતા બેસવામા સુખ સમજી, તે પ્રવૃત્તિમા માથા સુધી ડુબેલા જણાય છે, તો કોઇ પરનારીપરાયણ બની તુચ્છ વિષયમા પુચ્છ વિનાના પશુની પેઠે આચરણ કરવામા આનદ માની દુ ખરૂપ સસાર સાગરના ઉર્મિના ઉછાળામા સુખની લેહેર શોધતા જણાય છે, કોઇ વૈભવના વિલાસમા અને અધિકારના અહ-કારમા સ્થાયી સુખ સમજી, તે ઉદ્યોગમા અધિકાધિક આસક્ત થતા દેખાય છે, તો કોઇ “ ચમડી જાય પણ દમડી ન જાય ” એ વાક્યના પોતે દૃષ્ટાન્તરૂપ થતા, દ્રવ્યના દૃષ્ટીથીજ ધરાઈ જતા, સુખાવપ્તિએ પોતાને પહોચેલા માને છે, કોઈ પુત્ર પત્નિ કુટુંમ્બ કબીલાના વ્યવહારના ગુચવાડામા ગુચવાતા, તે સુખથીપર અન્ય કોઈ સુખ છે, એવા ખ્યાલને પણ તેમની કલ્પનામા ફરકવા ન દેવામા પ્રયત્ન શીલ જણાય છે, તો કોઇ ધધા રોજગારના ધોરી માર્ગ ઉપર ધમધોકાર પોતાનુ ગાડુ ગડગડાવતા અને તેમા જણાતા સુખની ભ્રાન્તિની ભુલવણીમા ભુલ-વાતા, એકજ દોરે દોરવાતા દેખાય છે, થોડા કોઇ સસારના ઉદ્ઘોષથી દૂર કોઇ જગલમા મંગલ કરતા, ત્યાજ અખાડો જમાવી પ્રભુસ્મરણમા આરૂઢ થતા જોવામા આવે છે, તો તેવા થોડા કોઈ પ્રવૃતિ માર્ગમા પ્રવૃત્ત છતા જેમ સમુદ્રના મોજા મજબૂત સ્ટીમરને ભટકાઇ તેને અસર કર્યાવિના ચાલ્યા જાય છે તેમ આ સસાર સમુદ્રના ચિત્રવિચિત્ર રગોવાળા તરગોના છલગોમાં ન દબાતાં, આત્માને પરમાત્માના અંશરૂપે અનુભવવાના પ્રયાસમા સુખમાનતા જણાય છે.

આ પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારે સુખશોધતી મનુષ્ય સૃષ્ટી જોવામા આવે છે અને આપણા આ લઘુલેખમા આપણે જે ભગીરથ પ્રયત્ન આદર્યો છે તે એ છે કે આ સર્વમા કઈ શોધ આપણને યથાર્થ સુખની પ્રાપ્તિ કરાવવામા, અમુલ્ય સહાય કરશે તે નકકી કરવુ

પ્રથમ તો સુખનુ સ્વરૂપ શુ તે આપણે સમજીએ આપણા આત્માને તૃપ્તિ આપવી તે સુખનું સામાન્ય સ્વરૂપ છે અને આપણા આત્માને એવી તૃપ્તિ આપવી કે જે તૃપ્તિમા તેની કોઇ દિવસ અરુચિ કે અભાવ થાય નહિ તથા જે તૃપ્તિનો અત કોઈ દિવસ દુખ કે ક્લેશમા આવે નહિ. તેવી સાશ્વત તૃપ્તિ તે યથાર્થ સુખનુ સ્વરૂપ છે ક્ષુધાર્ત મનુષ્યને અન્નની ઇચ્છા પ્રબળ થાય છે, એજ અન્નની પ્રાપ્તિ તેને સુખરૂપ થાય છે, તૃષાતુર મનુષ્ય જળ પ્રાપ્તિ માટે ઝખે છે, એજ જળની પ્રાપ્તિમા તેને સુખ અનુભવાય છે આ સૃષ્ટીમા જે પદાર્થોદ્વારા શરીરને અલ્પ પ્રયાસે સુખ મળે છે તથા ઇંદ્રિયોની તૃપ્તિ તત્કાળ સહજમા થાય છે તે પદાર્થોનુ સેવન કરી લેવાથી સુખ શોધના હર કોઈ મનુષ્ય પ્રથમ સ્થિતિમા પ્રેરાય છે અને શરીર તથા ઇંદ્રિઓને સુખ સપાદન કરવાના સાધનરુ તરીકે વાપરવા પ્રથમ સ્થિતિમા મનુષ્ય સ્વાભાવિક રીતે લલચાય છે

સદ્વર્તન અને દુરવર્તન એ બન્ને શરીર અને ઇંદ્રિયોદ્વારા સુખ મેળવવાના ઉપસાધનો છે પરતુ તે બન્ને ઉપસાધનોદ્વારા પ્રાપ્ત થતા સુખના અતરમા મોટો ભેદ છે સદ્વર્તનથી પ્રાપ્ત કરેલુ આ વ્યવહારિક સુખ પરિણામે જે સાશ્વત સુખ મેળવવાનુ મનુષ્યનુ કર્તવ્ય છે, તે સાશ્વત સુખ પ્રાપ્ત કરાવવામા સાધનરૂપ થાય છે પરતુ દુવર્તનથી પ્રાપ્ત કરેલી તૃપ્તિ વાસ્તવિક રીતે સુખજ નથી જેવી રીતે એક રાજ્યાધિકારી પાછળ સિપાઇઓ ચાલતા હોય છે તેવી રીતે કેદી પાછળ પણ સિપાઇઓ ચાલતા હોય છે પરંતુ જેમ રાજ્યાધિકારી પાછળના સિપાઈ તેને સુખરૂપ છે, અને કેદી પાછળ પણ તેના તેજ સિપાઈ છે તોપણ તે તેને દુખરૂપ છે, તેવી રીતે સદ્વર્તન અને દુર્વર્તનથી તૃપ્તિ મળતી લાગે છે સદ્વર્તનથી મળતુ તત્કાળ તો સુખ છે પરતુ દુરવર્તનથી મળતુ સુખ તે વાસ્તવિક રીતે સુખજ નથી તે તો વેશધારી દુખજ છે તે તો સિંહનું ચામડું ઓઢેળ શિયાળજ છે તે તો શર્કરાથી મીષ્ટ કરેલુ હળાહળ વિષ છે જેવી રીતે અતિ દારુણ ઘાથી પીડાતા મનુષ્યને ક્લોરોફોર્મ આપવાથી, જ્યા સુધી તે ક્લોરોફોર્મની અસર રહે છે, ત્યા સુધી તે ઘાની પીડાનુ તેને ભાન થતુ નથી, પરતુ ક્લોરોફોર્મની અસર દૂર થયે તે પીડા અસહ્ય જણાય છે, જેવી રીતે મદ્યપાનથી બેભાન થયેલા મનુષ્યને માર મારવામા આવ્યો હોય, તેનુ દુખ દારૂની ઘેનછા રહે છે, ત્યા સુધી તેને અનુભવાતું નથી, પરતુ દારૂની અસરથી તે મુક્ત થાય છે કે તુર્તજ તેનુ આખુ શરીર પડેલા મારથી પીડિત જણાય છે તેવી રીતે જ્યા સુધી તુચ્છ વિષયોના ઉપભોગમાં ઇંદ્રિયો લાગી હોય છે, ત્યા સુધી વિષયના કેફથી અધ બની મનુષ્ય તેના પરિણામરૂપ દુખના ભાનથી મુક્ત રહે છે અને આ તૃપ્તિમાં તે સુખ માને છે. પરતુ પરિણામે તેજ સુખ તેને દુખરૂપે અનુભવાય છે. ઇંદ્રિયોને તેના ઇચ્છિત વિષયમાં મગ્ન

રાખવી, તે ઇંદ્રિયો તૃપ્ત કરવાનો ઉપાયજ નથી, તે ઇંદ્રિયોદ્વારા સુખપ્રાપ્તિનો માર્ગજ નથી તે તો અગ્નિમા ઘૃત નાખી અગ્નિને ઠારવાના ઉપાય જેવુ છે. જેમ જેમ ઇંદ્રિયોને તેના ઇચ્છિત પદાર્થો સેવવા સ્વતત્રતા આપવામા આવે, તેમ તેમ તે પદાર્થોમા તેની આસક્તિ વૃદ્ધિ પામતી જાય છે અને તેમ તેમ તે પદાર્થો સેવવાથી તૃપ્તિને બદલે અધિકાધિક તેમનુ સેવન કરવાની ઇંદ્રિયોને પ્રબળ ઇચ્છા થતી જાય છે અને ઇચ્છિત પદાર્થોની અપ્રાપ્તી થયે, અથવા ઇચ્છિત પદાર્થોના સેવન માટે અશક્તિ થયે, મનુષ્યને મહાન કષ્ટ થાય છે પ્રિય વાચનાર! એતો કહેવાની અગત્ય નથી કે દુરવર્તનથી મળતા માની લીધેલા દુઃખરૂપ સુખને "સુખની શોધ" આ વિષયમાં ઉભા રહેવા પણ અવકાશ નથી

સદ્વર્તનથી શરીર તથા ઇંદ્રિયોદ્વારા જે ભૌતિકસુખ મનુષ્યને પ્રાપ્ત થાય છે, તે પણ છે તો ક્ષણિકજ અને જે સુખને માટે સત્શાસ્ત્રો તથા સદ્ગુરુઓ બોધ કરે છે તે સુખ તે નથી પરતુ મનુષ્યની પ્રાથમિક અવસ્થામા આ સુખમા તેની મર્યાદ પુર સર અભિરૂચીની ઉત્તરોત્તર વૃદ્ધિ થવી તે પણ તેના પ્રકટીકરણ માટે આવશ્યક સાધન છે કારણ કે ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ અર્થે મનુષ્ય અધિકાધિક ઉદ્યોગ કરે છે, અને તે ઉદ્યોગદ્વારા તેની નૈસર્ગિક શક્તિ ખીલતી જાય છે પ્રિયબધુ! આપણે સૃષ્ટી વ્યુહને ટુકી નજરથી જોઇએ છીએ અને તેથીજ આપણે મનુષ્ય જીંદગીના સબધમા દુ ખ, આપત્તિ, મુશીબતો વિગેરેનો પોકાર કરીયે છીયે પરતુ પરમા ત્માની રચના ઉદ્દેશ રહિત છેજ નહિ મનુષ્યની નૈસર્ગિક શક્તિ પૂર્ણ ઉપાયે પ્રકાશે તે માટે દુ ખ, આપત્તિ વિગેરેદ્વારા તે સભવવાની જરૂર છે શસ્ત્રને તીક્ષ્ણ કરવા માટે જેમ તેને સરાણ રૂપી કષ્ટાધીન કરવુ પડે છે, તેમ મનુષ્યની નૈસર્ગિક શક્તિને તીવ્ર કરવા માટે આપત્તિ તથા દુસ્સાધ્ય પ્રસગોનો અનુભવ બહુ આવશ્યક છે આધુનિક સમયની પ્રવૃત્તિનો ખ્યાલ કરશુ તો જણાશે કે આજે જે અસખ્ય અદ્ભૂત શોધો થઇ છે, જે જે સુધારાઓ દાખલ થયા છે, જે જે અનેક અદ્ભૂત યત્રો તથા અજાયબ કારીગીરીનો અલભ્યલાભ આપણે લઇયે છીયે, તે સર્વ સુખની શોધની નીસરણીના પગથીયામાંનું એક પગથીયુ છે પરતુ એ અમુલ્ય વચન સ્મરણમા રાખવાનું છે કે આ ભૌતિક સુખ માત્ર ભવિષ્યમા સાશ્વત સુખ મેળવવાના સાધન તરીકેજ ઇષ્ટ છે. તે ઉદ્દેશથી વિરૂદ્ધ તે પ્રકારના સુખની પ્રાપ્તિમાજ સુખની અવધી માનીયે તો તેમા આપણે ગભીર ભુલ કરીયે છીએ અધ્યાત્મ દૃષ્ટિએ જોતા આ ભૌતિક પદાર્થોદ્વારા શરીર તથા ઇંદ્રિયોની તૃપ્તિ કરવી તે પણ વાસ્તવિક સુખ નથી. તેનો અત દુ ખમાજ છે. ભૌતિક પદાર્થોનો અમર્યાદ રીતે ઉપભોગ લેવાથી, પ્રથમ જે પદાર્થેથી આપણને સુખનુ ભાન થાય છે તેજ પદાર્થો દુઃખરૂપ અનુભવાય છે. નિયમિત માપમાં પોષક અનાજને આહાર સુખરૂપ

થાય છે, તેનાથી શરીરને પુષ્ટિ મળે છે. પરતુ જો તે હદ ઉપરાંત ખાવામાં આવે, તો તેનો તે ખોરાક શરીરને વ્યાધિગ્રસ્ત કરે છે અને તેના ઉપર પ્રથમ આપણુને રુચી હતી તે બદલાઈ તેના ઉપર અભાવ આવે છે. ટુકામાં કહેવાનુ તાત્પર્ય એ છે કે શરીર તથા ઇંદ્રિયોદ્વારા પ્રાપ્ત થતા દરેક પ્રકારના ભૌતિક સુખમા હદ ઉપરાત આસક્તિ થવાથી પરિણામે દુઃખ અને વ્યાધિનોજ અનુભવ થાય છે આપણી શોધ આવા અસાશ્વત સુખનૈ માટે નથી પરતુ શરીર અને ઇંદ્રિયોદ્વારા આ પ્રકારથી ઉચ્ચ પ્રકારનું સુખ મળી શકે, શરીર અને ઇંદ્રીયોની તૃપ્તિમા સાશ્વત સુખ માટે શોધ કરવાનું નથી એમ નકકી થયુ

આગળ ચાલીને આપણે જોઇએ કે મત અને બુદ્ધિના સદ્વિલાસ ( rich pleasures of mind and intellect ) થી ઇચ્છિત શાશ્વત સુખ મળી શકે છે કે કેમ ? ઉત્તર તો નકારમાજ દેવાનો છે, પરતુ સ્થિતિ આશાવાળી છે આ સાધન દ્વારા સુખની શોધ કરવાથી સાશ્વત સુખ' તરફ લઈ જતા રાજ્યમાર્ગની સારી રીતે સમીપ આપણે આવીએ છીએ મત અને બુદ્ધિના, સદ્વિલાસરૂપી પ્રદેશની રમણિયતામા' રમણ કરતા આપણે સાશ્વત સુખના સુદર શિખરનાં દૂરથી દર્શન કરીએ છીએ તે આહ્‌લાદ જનક પ્રદેશમાં સ્થિત થવાથી નીકટના પ્રદેશમાથી સાશ્વત સુખરૂપી સુદર મનોહર સુવાસિત ગુલાબના પુષ્પની ખુશ્બોમાં ખુશબો અવાર નવાર આપણને આવ્યા કરે છે શરીર અને ઇંદ્રિયોદ્વારા મળતા સુખમા લુબ્ધ ન થતાં મન અને બુદ્ધિના સદ્વિલાસમા સુખની શોધ માટે પ્રવૃત્તિ થવી, તે પ્રકટી કરણ ( evolution ) ના માર્ગમા સારી રીતે આગળ વધ્યાની નિસાની છે માનસિક સદ્વિલાસદ્વારા મન કેળવાય છે અને વિચાર શક્તિની ખીલવણીથી બુદ્ધિ તીવ્રતર થતી જાય છે શરીર અને ઇંદ્રિય જન્ય લૌતિક સુખના વૈભવરૂપી ઉપાધિમાં અમર્યાદ રીતે તલ્લીન થઈ રહેવુ, અને માનસિક નૈસર્ગિક શક્તિને ખીલવવી, તે ઉભયસિદ્ધિ સાથે પ્રાપ્ત થવી કઠીણ છે વૈભવના વિલાસની પાસમા ફસાવવુ અને વિચાર શક્તિ નિર્મળ રાખવી તે બે કાર્ય સાથે બનવા જેવાં નથી ઉત્તમ વિચાર શક્તિની ખીલવણી કરવાનુ સાદી રહેણી કરણીમા સરળ થાય છે મન અને બુદ્ધિના સદ્વિલાસદ્વારા જે સુખ પ્રાપ્તિ થાય છે તે સુખ શરીર અને ઇંદ્રિયોદ્વારા પ્રાપ્ત થતા સુખથી હજાર દરજ્જે ઉત્તમ છે તો પણ તે સુખસ્થાયી નથી તેનો અંત આવે છે વૃદ્ધાવસ્થામાં તથા ઉગ્રવ્યાધિમા 'મન તથા બુદ્ધિના વ્યાપારમા વિઘ્ન આવે છે તે સ્થિતિમાં મન તથા બુદ્ધિ પણ સ્થિરતાથી વિચાર કરવા શક્તિવાન હોતા નથી અને તેથી તેના સદ્વિલાસદ્વારા મળતુ સુખ સાશ્વત સુખરૂપે અનુભવાતુ નથી જેથી સાશ્વત સુખની શોધ કરવા માટે હજુ આપણે આગળ જોવાનુ રહે છે

આ પ્રમાણે, શરીર અને બાહ્ય ઇંદ્રિયોદ્વારા મળતા સુખની ક્ષણિકતાના અનુભવથી, તથા મન અને બુદ્ધિના સદ્‌વિલાસદ્વારા મળતુ સુખ ઉત્તમ છતાં, તે પણ શાંત હોવાથી, આખરે મનુષ્યને જણાશે કે બાહ્ય પદાર્થોમા સુખની શોધ કરવી તે આકાશકુસુમવત્ નિષ્ફળ છે આ સાધનોદ્વારા મળતુ સુખ સાશ્વત નથી રહેતુ, તેનુ કારણ ચોખ્ખુ છે કે 'તે સાધનોદ્વારા આપણે બાહ્ય પદાર્થોમાથી સુખ મેળવવા આશા રાખી યત્ન કરીએ છીએ.' પરતુ તે બાહ્ય વસ્તુનો સ્થિતિ લય થયા કરે છે, તેમા ફેરફાર થયા કરે છે અને તેથી તે વસ્તુની જે સ્થિતિ આપણને સુખ આપતી, જે તેની સ્થિતિ આપણને અનુકૂળ હતી તે સ્થિતિ તેવી ન રહેતા, તે વસ્તુ ઉપર આપણને અભાવ આવે છે અને તે વસ્તુ આપણને સ્થિત્યતરને લીધે, સુખરૂપ અનુભવાતી નથી જેથી આટલી ચર્ચાથી આપણે નિષ્કર્ષ તરીકે સિદ્ધાન્ત રત્ન એ હાથ આવ્યુ કે, જે પદાર્થો સ્થિતિ, અને લયને, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થાને, તથા દેશકાળની મર્યાદાને આધીન છે, તે પદાર્થોમાથી સાશ્વત સુખ મળી શકે નહિ એક ચીમનીમા છ કલાક દીવો બળી શકે તેટલુ દીવેલ પુરી, તે દીવાસાથી નિરતર પ્રકાશ મળવાની આશા રાખીએ, તો તે આશા જેવી વ્યર્થ છે, તેવીજ આ મા ચલિત સ્વભાવ, ગુણ અને સ્થિતિ વાળી બાહ્ય ઉપાધિઓદ્વારા સાશ્વત સુખની પ્રાપ્તિની આશા વ્યર્થ છે સાશ્વત સુખ જેમાથી મળી શકે તેની પોતાનીજ સ્થિતિ સાશ્વત, અમર્યાદ, દેશકાળથી અપરિમિત હોવી જોઇએ આવા અચળ સ્વભાવ, ગુણ તથા સ્થિતિ જેના છે, તે માત્ર પરમાત્મા છે તેની શોધ બાહ્ય પદાર્થમા કરવાની નથી તે આપણા પ્રત્યેકમા વિરાજે છે જેમકે —

> મૃગ નાભીમે કસ્તુરી, મૃગ ઢુંઢત બનમાહી,
> ઘટ ઘટ હર વ્યાપિ રહ્યો, મુરખ સોધત ક્યાહી

પરમાત્મા સુખરૂપ છે, સાશ્વત, અનત સુખનુ પરમ ધામ છે પરમાત્મા સર્વનુ આદિકારણ છે સૂર્યના કિરણો સમાન સર્વ ભિન્ન વ્યક્તિઓ, પરમાત્મામાથીજ ઉદ્‌ભવી છે, ભિન્નતા માત્ર દેખાવમાજ છે આ પરમાત્મા સાથે આપણા અતર આત્માની ઐક્યતા અનુભવવી, તેજ સાશ્વત સુખની પ્રાપ્તિ છે તેજ અખડ અભગ, અનતસુખની પરાકાષ્ટા છે આ સૃષ્ટિની ભિન્ન ભિન્ન વ્યક્તિયો પરમાત્માના ભિન્ન ભિન્ન કીરણો છે અને તેથી એક વ્યક્તિનુ સુખ તે સર્વ વ્યક્તિનુ સુખ અને એક વ્યક્તિનુ દુઃખ તે સર્વ વ્યક્તિનુ દુઃખ એવો **'आत्मवत् सर्वत्र भूतेषु'** ભાવ આપણા મનમા સ્થિર થવાની બહુજ અગત્ય છે કથન સહેલુ છે સિદ્ધિ અતિ દુષ્કર છે. પરતુ સાચી વાત તો એજ છે કે, પરમાત્મા સાથે આપણા આત્માની ઐક્યતા (Unity) અનુભવવા માટે આવો ભાવ આવશ્યક છે આવો ભાવ થશે, ત્યારેજ સાશ્વત સુખ મેળવવાની શોધમા આપણે ફતેહમદ થશુ પ્રિય વાચનાર!

સિદ્ધાન્ત તરીકે સ્મરણમા રાખવાની વાત આપણને એ હાથ લાગી કે સુખની ખરી શોધ સર્વ વ્યક્તિઓની સાથે એટલે, પરમાત્માની સાથે આપણા અંતરાત્માની ઐકયતા અનુભવવામા છે, પરતુ તેમની વચ્ચે ભિન્નતા છે એ ભાવ મનમા દૃસાવવામા નથી, સુખની ખરી શોધ બાહ્ય પદાર્થોમાં કરવાની નથી, પણ આપણા અંતરમાજ કરવાની છે, સુખની ખરી શોધ, પરમાત્મા સર્વ વસ્તુના અંતરાત્મારૂપ છે અને તેમ સર્વ એકજ છે એ સિદ્ધાતના સાક્ષાત્કારમા છે, પરતુ આત્મા ને પરમાત્માનો ભેદ માની, સર્વ વ્યક્તિઓમા ભિન્નતા આરોપી વ્યવહાર કરવામા નથી જેવી રીતે નદીઓ, મહાસાગરમા મળવા વેગથી જાય છે, તેવી રીતે આપણો અંતરાત્મા જે પરમાત્મારૂપ મહાસાગરનુ બીદુ છે તે, તે મહાસાગર સાથે ઐકયતા માટે ઉત્સુક હોયજ છે, અને તેથી તે ઐકયતામાજ-તેને શાશ્વત સુખનો અનુભવ થાય છે, તેની સાથે અભેદનાં અનુભવમાજ આત્મા કે શાશ્વત તૃપ્તિ થાય છે આપણે આપણા આત્માને અનંત ભૌતિક સુખનો ઉપભોગ આપીએ છીએ પરતુ તેથી તેને શાશ્વત મળતી નથી અને તે સુખમા અમર્યાદ રીતે તેને મુગ્ધ રાખવાથી તે સુખથી તે કંટાળે છે અને તે સુખ તેને દુખરૂપ અનુભવાય છે જેવી રીતે આપણે મહાન અને સુન્દર શહેરોમાં પ્રવાસ કરીયે છીયે પરતુ પરિણામે જ્યારે આપણા સ્વદેશમા આપણે મકાને આવીએ છીયે, ત્યારેજ આપણને આરામ થાય છે અને જો કોઈ શહેરમા લાંબો સમય રહેવુ પડે છે, તો તે શહેર ગમે તેવુ સુદર હોય છે, તો પણ તેમા રહેવાથી આપણને કંટાળો આવે છે અને સ્વદેશમા જવાની ઉત્કંઠા વૃદ્ધિ પામતી જાય છે અને ત્યા જઇયે છીએ, ત્યારેજ આપણને તૃપ્તિ થાય છે, તેની રીતે આપણા આત્માને પણ તેના મૂળ કારણ પરમાત્મા સાથે ઐક્યતા થાય છે ત્યારેજ તેને તૃપ્તિ થાય છે તે શિવાય અન્ય કોઈ પ્રકારે તેને શાશ્વત તૃપ્તિ થતી નથી અને તેમ સુખની ખરી શોધ આત્માની તેના આદિકારણ પરમાત્મા સાથે ઐકયતા અનુભવમાજ રહેલી છે

જુનાગઢ, માણેકલાલ કેશવલાલ
બી એ એલ. એલ બી

---

## જ્ઞાની અજ્ઞાનીનો ભેદ.

અસારની અસત્યતા, અહદેહ, અહવર્ણ, અહઆશ્રમ વગેરે દેહાભિમાનને જ્યા સુધી પુરૂષ નષ્ટ નથી કરતો તથા જગતને બ્રહ્માકાર દેખતો નથી તેમજ અહતા-મમતાને, હૃદયથી દૂર નથી કરતો તથા ભેદ ભ્રાંતિની નિવૃત્તિ થતી નથી, સત્શાસ્ત્ર

અને મહત જનોની સંગતિ પામતો નથી, તેમજ સતગુરુને મળતો નથી ત્યાં સુધી પુરૂષને મોક્ષશાંતિ મળવી અતિ દુર્લભ છે.

## જ્ઞાની અને અજ્ઞાનીમાં શો ફરક ?

જ્ઞાની અને અજ્ઞાનીની ક્રિયા વાસ્તવમાં એકજ દ્રષ્ટિગોચર થાય છે, પરંતુ તેમાં અંતર એ છે કે જ્ઞાની જનોની ક્રિયા અભિમાન રહિત અને અજ્ઞાનીની અભિમાન સહિત હોય છે અજ્ઞાની દેહાભિમાની જીવ આ જગતને ભિન્ન વસ્તુ જાણી દુખી સુખી થાય છે, પરંતુ જ્ઞાની શ્રુતિમાં કહ્યા મુજબ **इदं सर्वं वासुदेवः** સમગ્ર જગતને બ્રહ્મ રૂપ યાને સર્વ વાસુદેવ રૂપ દેખે છે

## જ્ઞાની કોણ કહેવાય ?

જેનું હૃદય શીતળ અને સંતુષ્ટ, ચિત્ત સ્થિર, ખેદ વા હર્ષને ન માનનાર, રાગ, દ્વેષ ન કરનાર, કિંચિત પણ ક્રોધ ન રાખનાર, સદા આનંદ સ્વરૂપમાં નિમગ્ન રહેનાર, કોઈનું અનિષ્ટ ચિંતન ન કરનાર, દુખમાં દુખી જેવો, સુખમાં સુખી જેવો, હસતો, રડતો, લેતો, દેતો, ખાતો, ખવડાવતો, પીતો, પાતો, સર્વ જગતને બ્રહ્માકાર દેખનાર, સદા પોતાના આત્મ સ્વરૂપમાં વિહાર કરનાર, પોતાના નિશ્ચયમાં સદા નિર્લેપ થઈ કુલાચારના ધર્મને સમજનાર, અનાયાસે આવી પડેલું કાર્ય કરવામાં સદા તત્પર રહેનાર, સદાચારમાં રહેનાર, પ્રાકૃત આચારને પાળનાર, સદા પ્રસન્ન રહેનાર, સર્વમાં સમભાવ રાખનાર, અક્રિય, અસંગ, અદ્વૈત, અરૂપ નામક નિશ્ચયથી આત્મસ્વરૂપને જાણનાર દ્રઢનિશ્ચય રાખનાર જ્ઞાની કહેવાય છે.

## જ્ઞાની અજ્ઞાનીની માફક લેપાતો નથી.

અજ્ઞાનીની માફક જ્ઞાની વ્યવહારમાં કદિ રાગવાન્ યા ખેદવાન્ થતો નથી, પરંતુ હૃદયમાં સદા સંતુષ્ટ અને શાંત રહે છે. બહારથી ક્રોધી દેખાય પરંતુ અંતઃકરણ શીતળ અને શાંત રાખે છે જેમ આકાશ વાદળોથી ઘેરાયલું હોય છે, પરંતુ સ્પર્શ કરતું નથી, તેમ જ્ઞાની સાંસારિક સર્વ ચેષ્ટાઓપૂર્વક એવં શારીરિક ધર્મ ક્રિયાઓ કરે છે જેમ નટ પુરુષ સ્ત્રીના સોંગમાં સ્ત્રીના ધર્માનુસાર સર્વ ચેષ્ટાઓ કરે છે પરંતુ તે સ્ત્રી નથી એમ સમજી લેપાતો નથી તેમ જ્ઞાની સોંગ સ્વરૂપને અનુકૂલ સર્વ ચેષ્ટા કરે છે પરંતુ પોતાના દ્રઢનિશ્ચયથી ચલાયમાન થતો નથી તેથી તે અજ્ઞાનીની માફક લેપાતો નથી.

## જ્ઞાની સર્વને સમાન ગણવાથી સર્વમાન્ય હોય છે.

જ્ઞાની કોઈથી રાગ દ્વેષ કરતો નથી. ઉદાસીનવત્ રહી સ્વાભાવિક ચેષ્ટા નિરભિમાનતાથી કરે છે સર્વને મિત્રસમાન ગણે છે સર્વમાં સમભાવના રાખે છે. જ્ઞાનીની

સુખકાંતિ નિર્મલ હોય છે રાગ દ્વેષમા ક્ષીણ થતી નથી જ્ઞાની આનદથી જગતમાં વિચરે છે. તથા અશુભાચાર કદાપિ કરતો નથી, તેથી સર્વ લોક જ્ઞાનીની સ્તુતિ મા પ્રસસા કરે છે, તથા તેના દર્શનની વાછા પણ રાખે છે અમે તેવો અતિ દુષ્ટ શત્રુ પણ શીઘ્ર તેનો મિત્ર થઇ જાય છે જ્ઞાની કદિ પણ સમભાવથી ચલાયમાન થતો નથી, તેથી જ્ઞાની સર્વ લોકના સત્કારને પાત્ર થઇ પૂજ્ય જેવો થઇ પડે છે

## પ્રારબ્ધ જ્ઞાની અજ્ઞાનીને સમાન હોય છે.

પ્રારબ્ધ ભોગ અજ્ઞાની તેમજ જ્ઞાનીને તુલ્ય હોય છે, અને તેઓ પ્રારબ્ધ ભોગને ભોગવે છે પરતુ જ્ઞાની પ્રારબ્ધને દૃઢ સમજી તેમા અજ્ઞાનીની માફક લુબ્ધ અને તપાયમાન થતો નથી જ્ઞાની સર્વ અવસ્થાઓમા પોતે આત્મસ્વરૂપનો અનુભવ કરે છે અને પોતાના વિચારમા દૃઢ રહી જે ક્રિયાસ્વાભાવિક કરવી પડે તેજ કરે છે

## જ્ઞાની કોઈપણ આશ્રમમાં રહેવાથી ચલાયમાન થતો નથી.

જો બ્રહ્મચર્યાશ્રમમાં જ્ઞાનનીપ્રાપ્તિ થાય તો એકનિષ્ઠાથી તે આશ્રમનુ પાલન કરે છે, ગૃહસ્થાશ્રમમા જ્ઞાનની પ્રાપ્તિ થાય તો ગૃહસ્થના ધર્મ કર્મ, વાનપ્રસ્થાશ્રમમાં જ્ઞાન પ્રાપ્ત થાય તો તે આશ્રમના ધર્મકર્મ અને સન્યાસ આશ્રમમા થાય તો સન્યાસના ધર્મકર્મમા આચરેછે તેમજ જ્યારે તે બ્રાહ્મણ કુળમા જન્મ્યો હોય ત્યારે બ્રાહ્મણના ધર્મ, ક્ષત્રીય કુળમા જન્મે તો રાજધર્મ, વૈસ્યના કુળમા જન્મે તો વૈસ્યના ધર્મો પાળેછે અને શૂદ્ર યોનિમા જન્મે તો તે જાતિના ધર્મ પાળે છે. પરતુ જ્ઞાની કદી પણ પોતપોતાના વર્ણાશ્રમધર્મથી ભ્રષ્ટ થતો નથી એવી રીતિ જેને જે વર્ણમા જન્મ અને જે આશ્રમમા જ્ઞાન પ્રાપ્ત થાય તે તે વર્ણાશ્રમ ધર્મમા રહે છે એવા ઘણા જ્ઞાની ગૃહસ્થો, રાજ કરતા, વનમા એકાતમાં કાળ નિર્ગમન કરતા, સંન્યાસી રૂપે, નગ્ન સ્વરૂપે પર્વતની કદરા યા ગુફામા, તીર્થયાત્રા કરતા, અગ્નિહોત્ર કરતા, જપ કરતા, મૂર્તિપૂજા કરતા, અવધૂત ( જેવા મસ્ત ) રૂપે ફરતા, મૌન ધારણ કરી ફરતા, ભિક્ષાભોજન કરતા, વિદ્યાધ્યયન કરતા, અજ્ઞાનીની માફક ક્રિયા કરતા વિચરેછે પરતુ સ્વસ્વરૂપથી કદાપિ પણ ચલાયમાન થતા નથી.

---

## ષટ્. ઉપદેશ

ભવ વાધન તે કર્જ, મુક્તરજ કરજ ન જેને,<br>
સંગ્રહ ચોરો સર્પ, ડસી અવિદ્યા દેહને,<br>
યથા લાભ સંતોષ, વિત ચિત્ત વૃત્તિ જાણે,<br>
નિર્ભય રહેશે આપ, આપમા આનદ માણે.

ઈર્ષાને અભિમાન, વૃત્તિમા વ્યાપે જેને,
બધન બીજું નોય, સ્વાર્થ સાધી કહો તેને,
**નગીન** નુર નિરખો સદા, વ્યાપક વિશ્વાધાર,
હુ પ્રકટ કહુ શું બધે, શ્રીવલ્લભ આધાર.

---

## શ્રી વલ્લભ વચનામૃત.

### (૧) પ્રમાણ શુ ?

આધુનિક વિદ્યા વિલાસીઓને દરેક વાતમા શકા ઉત્પન્ન થયા વગર રહેતી નથી, તેથી તેઓ પુરાવો યાને પ્રમાણ માગવા તત્પર થઈ રહે છે પછી તે ભલે લૌકિક સબધી હો, વા અલૌકિક સબધી હોય. લૌકિક કાર્યોમા આ કલિકત્વને લીધે પુરાવાની ઘણી જરૂર હોય છે પરતુ અલૌકિક કાર્ય એટલે ધર્મસંબધી કાર્યમાં પ્રમાણની કઈ પણ જરૂર હોય નહિ, તોપણ ગીતામા જણાવ્યા મુજબ "तस्माच्छास्त्रं प्रमाणं" અર્થાત્ શાસ્ત્રને પ્રમાણ ગણવુ જોઈયે પરતુ અસાધારણ રીતે પ્રમાણમા ત્રણ પ્રમાણો ગણાય છે ૧ પ્રત્યક્ષ ૨ અનુમાન અને ૩ શાબ્દ આ ત્રણ પ્રમાણ જગજાહેર છે પ્રત્યક્ષ પ્રમાણનો વિષય દરેક જીવ પોતાની અધિકારી બાહ્ય ઇન્દ્રિયોથી સમજી શકે છે અનુમાન પ્રમાણમા બધા અનુમાન કઈ સાચા હોતા નથી, તથાપિ તે પણ દરેક જીવ પોતાના અધિકારી અતઃકરણથી કરે, તેટલાજ સાચા હોય છે અને ત્રીજુ જે શબ્દ પ્રમાણ છે, તે તો જે વિષય ઇંદ્રિયગોચર નથી, તે વિષય માટેજ ઉપયોગી હોય છે મનુષ્યમાત્રને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થો કર્તવ્ય છે તેમાના આદ્યંત (પહેલો અને છેલ્લો) એ બે શાસ્ત્રથીજ સમજાય તેવા છે. જો કે પ્રત્યક્ષ અને અનુમાનથી તેમા કઈક સહાયતા મળે છે, તો પણ તે ગૌણ હોય છે કારણ કે મુખ્ય કરીને અર્થ પુરૂષાર્થજ પ્રત્યક્ષ પ્રમાણનો વિષય છે અને કામ પુરૂષાર્થ એ અનુમાન પ્રમાણનો ખાસ વિષય છે એ અર્થ અને કામની સિદ્ધિની હદ આ લોકપરતીજ હોય છે અને ધર્મ તથા મોક્ષની સિદ્ધિ તો આ લોકમા ગૌણ પરંતુ પરલોકમાં મુખ્ય ઉપયુક્ત હોય છે પરતુ એ ચારે પુરૂષાર્થો એકમેકના વિરોધ વગર, આ કલિકાલમા શી રીતે સિદ્ધ થાય, તેનો દૈવીજીવોને ઉપદેશ આપવા માટે **શ્રીમદ્વલ્લભાચાર્યજીનુ** આ આર્યાવર્તમા અવતરણ થયુ હોય એમ લાગે છે, કારણ કે તેઓના પ્રાકટ્યસમયે પણ આ આર્યાવર્તમા અનેક શાસ્ત્રો પ્રવૃત્ત હતાં, તથાપિ તેમાના વચનોની પરસ્પર વિરૂધ્ધતા દેખાવાથી લોકો સશયમાં પડ્યા હતા લોકોના સશયના નિવારણાર્થે શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પ્રમાણ ગ્રંથોની કરી પુષ્ટિ (ભક્તિ) માર્ગ પ્રવર્તાવ્યો

અને તેના વિશેષ વિસ્તાર એ આ શ્રીના બે પુત્રો **શ્રી ગોપીનાથજી** તથા **શ્રી વિઠ્ઠલનાથજી** જેઓ ગુસાંઈજીના ઉપનામથી ઓળખાય છે, એમણે કર્યો છે તે કારણથી પંડિત શ્રી ગટ્ટૂલાલજી પોતાના "વેદાન્ત ચિંતામણી" નામક ગ્રંથના મંગલાચરણમાં નીચે મુજબ તેઓનું સ્તવન ઉચ્ચારે છે:—

मायावादतमोहन्ता भक्तिमार्गप्रकाशयो ।
सूर्याचन्द्रमसौ स्तौमि श्रीमद्वल्लभविट्ठलौ ॥

અર્થાત્—માયાવાદરૂપી અંધકારને હણનાર અને ભક્તિમાર્ગરૂપી પ્રકાશનો પ્રચાર કરનાર એવા શ્રી સૂર્યરૂપ શ્રીમદ્વલ્લભાચાર્યજી અને ચંદ્રરૂપ શ્રી વિઠ્ઠલનાથજી એ એઉની હું સ્તુતિ કરૂં છું. હવે પ્રમાણસંબંધી શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પોતાના નિબંધમાં પરિમાણ કરતા કહ્યું છે કે સર્વ પ્રમાણોમાં અલૌકિક શબ્દ પ્રમાણ એજ મુખ્ય છે અને તેની ગણના કરતા કહ્યું છે કે—

वेदा श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि ।
समाधिभाषाव्यासस्य प्रमाण तच्चतुष्टयम् ॥

અર્થ—વેદો (સાંગ ચારે વેદ પ્રમાણ છે. કાતીય સૂત્રાદિ આર્ષ ગ્રંથોમાં મનુ-ત્રયની વેદસંજ્ઞા કહી છે તેથી એમાં આધુનિક દુર્બલ છલનાર્થ કરેલી કુકલ્પના કરી નહિ, જેમકે સંહિતાજ પ્રમાણ છે અને બ્રાહ્મણ નહિ. આવી કલ્પના કેવળ અજ્ઞાન વિલસિત છે. કેમકે બ્રાહ્મણપણ વેદજ છે. વધુ ખાત્રી માટે આ પત્રના પ્રથમ વર્ષ પા ૬૫ માં જુવો) શ્રીકૃષ્ણના વાક્યો શ્રીમદ્ભગવદ્ગીતા અને વ્યાસ સૂત્રોને ચતુર્લક્ષણી ઉત્તરમીમાંસા અને ચકારથી પૂર્વમીમાંસા તથા ભક્તિમીમાંસા પણ પ્રમાણમાં ગણી છે. વ્યાસજીની સમાધિભાષા તે શ્રીમદ્ ભાગવત એ ચાર પ્રમાણ ગ્રંથો છે. આપરથી એવી પણ શંકા કોઇ કરી શકે કે, શું આ ચાર ગ્રંથો શિવાય અન્ય ગ્રંથો શ્રી મદ્વલ્લભાચાર્યજીને પ્રમાણ નહિ કે? તો તેના ખુલાસામાં શ્રીમદાચાર્યજી એજ નિબંધમાં આગળ વર્ણવે છે કે,

उत्तर पूर्वसन्देहवारकं परिकीर्तितम् ।
अविरुद्ध तु तत्त्वस्य प्रमाणं तच्च नान्यथा ॥
एतद्विरुद्ध यत्सर्वं न तन्मान्यं कथञ्चन ॥

દુષ્ટ આહાર વિહારથી મનુષ્યની બુદ્ધિ દોષિત થાય છે. અને બુદ્ધિદોષથી વેદનો ખરો અર્થ ન સમજાતા તેનો સંદેહ ઉત્પન્ન થાય છે. તે સંદેહનું વારણ કરવા માટે ઋષિ મુનિયો તથા ઇશ્વરાવતાર દ્વારા નવા શાસ્ત્રો નિર્માણ કરવામાં આવે છે. જ્યારે વેદાર્થમાં સંદેહ ઉત્પન્ન થાય ત્યારે તેનું વારણ શ્રીકૃષ્ણ વાક્ય એટલે શ્રીભગવદ્ગીતાના વચનથી કરવું જો ગીતાના વચનમાં પરસ્પર વિરૂધ્ધતા દેખાઇ

સંદેહ ઉત્પન્ન થાય સો વ્યાસસૂત્રથી વારણ કરવું અને વ્યાસસૂત્રમા સંદેહ લાગે તો શ્રીમદ્ભાગવતથી વારણ કરવું. અર્થાત્ વેદાદિચારેની એકવાક્યતાથી જે સિદ્ધાંત સમજાય તેજ ખરો વેદાર્થ જાણવો અને તેનેજ શ્રીમદ્ વલ્લભાચાર્યજી પ્રમાણ કહે છે. માટે ઉપરના શ્લોકમા ઉત્તર ગ્રથને પૂર્વ ગ્રથના સંદેહ વારક કહ્યા છે. તેથીજ એમા વિશેષ કહ્યુ છે કે એથી ( આ ચાર પ્રમાણની એક વાક્યતાથી ) જે કાંઈ અવિરૂદ્ધ હોય તે સર્વ પ્રમાણ ગણવુ. પરતુ એ વેદાદિથી વિરૂદ્ધ હોય તેજ અપ્રમાણ ગણાય નહિ

---

## એક દેવ.

દેવ શબ્દ દિવ્ય દેહધારી, અગ્નિ નિવાસી પ્રભુત્વ શક્તિધારી ત્રિલોકીના નિયામક અનેક દેવતાને લાગુ પાડવામા આવ્યો છે, તેનુ કારણ એ છે કે અપાર દિવ્ય સામર્થ્યવાળા પરાત્પર પરમાત્માનો દિવ્ય અશ તે દરેક દેવતાઓમા હોય છે પરતુ શાસ્ત્રથી અનભિજ્ઞ કેટલાક અમારા નૂતન બ્રહ્મસમાજી ભાઈઓ અગ્રેજી મિશનરી ઓની પેઠે પડે બોલે છે કે એક દેવ કે તેત્રીસ કોટિ દેવ ? હિંદુઓનુ કંઈ ઠેકાણુ નથી. તેઓ તો અનેક દેવ વા ઇશ્વર માને છે આવો આક્ષેપ જેઓ તરફથી કરવામાં આવેછે તેઓની બુદ્ધિને ધન્યવાદ આપવાની એટલા પરથી જરૂર લાગે છે કે તેઓ પ્રથમ દેવ તથા કોટિ શબ્દનો અર્થ સમજ્યા નથી અને વગર સમજે ઉત્તમ શબ્દોનો દુરૂપયોગ કરી અર્થનો અનર્થ કરે છે કોટિ શબ્દનો અર્થ આ ઠેકાણે જાતિ એવો થાય છે પરતુ તેઓ જાણી જોઇને અજ્ઞાન વર્ગને અવળે રસ્તે દોરવવા પ્રયત્ન કરતા કોટિશબ્દનો અર્થ કરોડ એમ કરે છે. પરતુ આગળ પાછળના સબંધનો વિચાર કરતાં ઝટ માલૂમ પડશે કે દેવ શબ્દની સાથે વપરાતા કોટિ શબ્દનો કરોડ નહિ પણ જાતિ એમ થાય છે જેવી રીતે આપણા મનુષ્યોમા જાતિ ( Class વર્ગ ) હોય છે, તેમ દેવતાઓમા પણ ૩૩ જાતો છે તેથી દેવતાઓની જાતિને માટે તેત્રીસ કોટિ દેવ એમ વપરાય છે અર્થાત્ દેવતાઓના ૩૩ વર્ગો છે કરોડ સખ્યા થતો નથી. પરંતુ ગુરૂમુખે ગ્રંથ નભણનારા, તે તેત્રીસકોટિ દેવનો અર્થ ૩૩,૦૦,૦૦,૦૦૦ એટલી સંખ્યા કરે છે, આ ભૂલ છે કોટિશબ્દના બીજા શબ્દોની પેઠે અનેક અર્થો થાય છે, માટે પ્રકરણાનુસાર આગળ પાછળનો સંબંધ વિચારીને, તથા તેને શાસ્ત્રની પરિભાષા ( technical terms ) સમજીને અર્થ કરવો જોઇએ એટલામાટે જેઓ આર્યવિદ્યા કે આર્ય ધર્મશાસ્ત્રનુ ખરૂ જ્ઞાન મેળવવા ઇચ્છતા હોય, તેમણે સસ્કૃત ભાષા ગુરૂમુખે ભણવી જોઇએ જેનામાં તે જાતે ભણવાની શક્તિ ન હોય, તેમણે પણ સસ્કૃત ભણેલાને ઉત્તેજન આપી,

તેમની મારફત સ્વધર્મના ગ્રંથોનો અર્થ જાણવો જોઇએ તથા પોતાના પુત્રપુત્રીને તો જરૂર બાળપણથી સંસ્કૃત ભણાવવાની કાળજી રાખવી જોઇએ કદાચિત્ કન્યાને ન ભણાવશે, તો તે સાસરે જઇને પતિપાસે ખપ જેટલું શીખશે, પરંતુ પુત્ર ક્યાંથી શીખશે? પુત્રને પરણાવવાની જેટલી કાળજી હાલના સમયે મા બાપો રાખે છે, તેનાથી હજાર ગણી ભણાવવાની રાખવી જોઇએ. નહિ તો પંડિત નવલરામ લક્ષ્મીરામે "બાળ લગ્ન બત્રીસી" માં કહ્યું છે, "ભાઈ ભણ્યા? તો કહે પરણ્યા છીયે" આવોજ ઉત્તર છોકરાઓ તરફથી જરૂર મળતો રહેશે

આપણે ઉપર જોઇ ગયા છીએ કે દેવ શબ્દ દિવ્યદેહધારી, પ્રભુત્વ શક્તિવાળા દેવતાનેજ લાગુ પાડવામાં આવેલો છે. તેથી એ બધા દેવતાઓ કાંઇ પરમાત્મા નથી, પરંતુ તે પરમાત્માની સત્તાનો અંશ પામેલા જુદા જુદા સ્થાન તથા કર્મના અધિકારીઓ છે જેમ આ લોકનું રાજતંત્ર ચલાવવા માટે એક રાજા પોતાના હાથમાંની અમુક અમુક સત્તા અમુક અમુક અમલદારોને સોંપે તેથી તે અમલદારો તે રાજાના અંગભૂતો કહેવાય, પરંતુ રાજા ન કહેવાય, તેવીજ રીતે આ સૃષ્ટિનું રાજ્ય ચલાવનાર પરમાત્માએ પાપ પુણ્યરૂપી કર્મોનું યથાશાસ્ત્ર ફળ દાતા તરીકે અનેક દિવ્ય દેહધારી દેવતાઓને અધિકાર સોંપેલો છે તેથી તેઓ પરમાત્માના અંગભૂતો કહેવાય, નહિ કે પરમાત્મા કહેવાય, કારણકે પરમાત્મા તો એકજ છે. અને તેની સર્વતા બતાવતા વેદ પણ જ શ્વેતાશ્વેતરોપનિષદમાં કહે છે કે,

एको देव सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा।
कर्माध्यक्ष सर्वभूताधिवास साक्षीचेता केवलो निर्गुणश्च॥

**અર્થ.—** અદ્વિતીય દેવ સર્વભૂત પ્રાણિઓની અંદર ગૂઢરૂપે રહેલો છે અને તે સર્વત્ર વ્યાપક છે સર્વ ભૂતોનો અંતરાત્મા છે, પ્રાણિઓના કર્મનો માલીક છે. (અર્થાત્ કર્મ પ્રમાણે ફલનો આપનારો છે.) સર્વ ભૂતોનો આધાર છે સાક્ષી અને ચૈતન્યરૂપ છે કેવલ એટલે સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદથી રહિત છે,

આથી એમ સિદ્ધ થાય છે કે ચરાચર પ્રાણીમાત્રની અંદર વ્યાપી રહેલો અંતરાત્મા તથા સર્વ ભૂતોનો આધાર તેમજ કર્મ પ્રમાણે ફલને આપનારો, સાક્ષી અને ચૈતન્યરૂપ કેવલ અદ્વિતીય (એકજ) દેવ છે.

નિરૂક્તકારના મત મુજબ 'ત્રણ લોકમાં ત્રણ' દેવતા પ્રધાન વા અંગીરૂપ છે, બાકી સર્વ દેવતા એના અંગરૂપ છે વળી શતપથ બ્રાહ્મણમાં કહ્યું છે કે, "**कतम एको देव इति**" એ એક દેવતાનું નામ પ્રાણ વા બ્રહ્મ છે, અને એ અતિ સૂક્ષ્મ તથા વ્યાપ્ત હોવાથી પરોક્ષ છે, **અર્થાત્** ઇંદ્રિયોથી એનું ગ્રહણ થઇ

શકતું નથી. અહિં જે પ્રાણ શબ્દ વાપરવામાં આવ્યો છે, તે જે પ્રાણોના પણ પ્રાણ છે, સર્વેના જીવનના હેતુ છે અને જેનું નામ મહદ્બ્રહ્મ, અક્ષરબ્રહ્મ વગેરે છે એવાં સૂત્રાત્મારૂપ પ્રાણ કે જે સર્વત્ર વ્યાપી રહ્યા છે અને તે એકજ છે, કે જેના વિના દેવતા, પિતૃ, મનુષ્ય, પશુ, પક્ષી આદિની સ્થિતિ નથી એવા પરમાત્માનું નામ પ્રાણ વા બ્રહ્મ તરિકે જણાવ્યું છે. કારણ કે જેના હોવાથી જે હોય વા જેના ન હોવાથી ન હોય એવો ગુણ જેનામાં હોય તેજ બ્રહ્મ કહેવાય છે. અર્થાત્ આધિદૈવિક અને અધ્યાત્મ ભેદથી એના અનેક નામ વા રૂપ થાય છે. પરંતુ વાસ્તવમાં તો તે સર્વ એકજ કહેવાય છે. પ્રયોજન એ છે કે પ્રાણ અને સૂત્રાત્મા એ એકજ છે, જેમ રસથી ભિન્ન જલ કાંઇ ગણાતું નથી તેમ પરમાત્માથી ભિન્ન સૂત્રાત્મા નથી, તેથીજ વેદમાં અસાર વસ્તુ માની નથી. પણ અગ્નિ, વાયુ, ઇંદ્ર, વરુણાદિ નામ રૂપથી પરમાત્માને સાક્ષાત્ વેદે પોતેજ બતાવ્યા છે. તેથીજ કહ્યું છે કે

तदेवाग्निस्तदादित्यस्तद्वायुस्तदुचन्द्रमा

વળી એજ વાતનો વિશેષ ખુલાસો કરતા વેદ પોતેજ કહે છે કે —

इन्द्रं मित्रं वरुणमग्निमाहु रथो दिव्य स सुपर्णो गरुत्मान् ।
एक सद्विप्रा वहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहु ॥

અર્થ —ઇંદ્ર મિત્ર વરુણ એવા નાના પ્રકારના નામોથી લોકો બોલાવે છે, તે પ્રકાશક સુવર્ણ અને ગરુત્માન્ સર્વ એકરૂપે છે. તો પણ વિપ્રો તેને ઘણારૂપે બોલે છે અગ્નિ યમ માતરિશ્વા ( વાયુ ) એ પ્રકારે ઘણા નામોથી બોલાવે છે.

આથી એમ સિદ્ધ થાય છે કે પરમાત્મા અર્થાત્ દેવતો એકજ છે પરંતુ જેમ એક ઝાડની ડાળીઓ અનેક હોય છે, પણ મૂળ તો એકજ હોવાથી ઝાડ તો એકજ કહી શકાય છે, તેમ પરમાત્માના અંગભૂતો તરિકે દેવતી અનેક સંખ્યા ભલે હોય પરંતુ પરમાત્મા તો એકજ કહેવાય. કારણ કે વેદમાં, જેને દેવ વા ઇશ્વર તરિકે વર્ણવ્યા છે, તેજ વેદોક્ત પરાત્પર પરમાત્મા શ્રી મહાવિષ્ણુ એકજ છે, અને જેને વૈષ્ણવો શ્રી પૂર્ણ પુરુષોત્તમ રૂપે કહે છે, તેજ શ્રી પૂર્ણ પુરુષોત્તમ દ્વાપર અને કલિયુગની સંધિસમયે શ્રીકૃષ્ણરૂપે પ્રકટ્યા હતા, તેથી તેનેજ પરમાત્મારૂપે સેવે છે એજ પરાત્પર પરમાત્મરૂપ શ્રીકૃષ્ણે પોતે વેદની પેઠે સ્વમુખે ઉચ્ચારેલી શ્રીગીતા છે અને પ્રમાણ ગ્રંથોની એકવાક્યતા કરનાર વૈષ્ણવ સંપ્રદાયના છેલ્લા આચાર્ય શ્રીમદ્વલ્લભાચાર્યજીએ શ્રીજગન્નાથપુરીમાં કરેલા શાસ્ત્રાર્થ સમયે શ્રીજગદીશે (શ્રીકૃષ્ણ પરમાત્મા ) એક દેવ દેવકી પુત્ર છે એમ માન્ય કરેલું છે. તેજ પ્રમાણ શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પોતાના નિબંધમાં જણાવ્યું છે કે —

एक शास्त्रं देवकीपुत्र गीतम् । एकोदेवो देवकी पुत्रएव ॥
मंत्रोप्येकस्तस्य नामानि यानि । कर्माप्येकं तस्य देवस्य सेवा ॥

**અર્થ**—સર્વ શાસ્ત્રના સારરૂપે શ્રી દેવકીજીના પુત્ર ( શ્રીકૃષ્ણે ) ગાએલી ગીતા એ એક શાસ્ત્ર, અને સર્વ દેવસ્વરૂપી શ્રીદેવકીજીના પુત્ર ( શ્રીકૃષ્ણ ) એ એકજ **દેવ,** તેના નામો એજ મંત્ર, અને તેની સેવા એજ એક સર્વોત્કૃષ્ટ કર્મ છે.

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે પરમાત્મા એકજ છે પરંતુ તેના અંશ ભૂતો તરીકે અનેક દિવ્ય દેહધારી પ્રભુત્વ શક્તિધારી દેવો છે તેથી ભગવાન પોતે કહે છે કે.

नान्तोऽति मम दिव्याना विभूतीनां परंतप ॥

* હે પરંતપ! મારી દેવતાઈ વિભૂતિયોનો પાર નથી

હવે આ ઉપરથી અમારા વાચકવૃંદોની ખાત્રી થયા વગર રહેશે નહિ કે જે આરોપ નૂતન સમાજીઓ તરફથી હિંદુભાઈઓપર મૂકવામાં આવે છે, તે તદ્દન વેદ તથા યુક્તિ વિરૂદ્ધ હોવાથી લેશમાત્ર પણ ટકી શકતો નથી આ સર્વનું મૂળ કારણ હાલમાં આર્યબાંધવોની સ્વધર્મના રહસ્યની જે અજ્ઞાનદશા દૃષ્ટ થયેલી છે, તે સિવાય અન્ય નથી. માટે આર્યબાંધવોએ સ્વધર્મના શિક્ષણ પ્રત્યે લક્ષ આપી, પોતે તથા પોતાની પ્રજાને ધર્મશિક્ષણ આપવું જોઈએ કે જેથી એવા વિતંડવાદીઓને આક્ષેપ કરતા અટકાવી શકાય.

---

## વિશ્વંભર

सत्वं रजस्तम इति प्रकृतेर्गुणास्तैर्युक्तः परः पुरुष एक इहास्य धत्ते ।
स्थित्यादये हरिविरिञ्चिहरेति संज्ञा श्रेयांसि तत्र खलु सत्वतनोर्नृणां स्यु ॥

( શ્રી ભાગવત ૧, ૨, ૨૩. )

પરાત્પર શ્રીપુરૂષોત્તમ એ નિર્ગુણ છે, માયાતીત છે, તથાપિ જ્યારે તેઓ વિશ્વ રચના કરવા ઈચ્છે છે, ત્યારે પોતેજ એકમાંથી બે બને છે ૧ પુરૂષરૂપ અને ૨ પ્રકૃતિરૂપ તેમાં પુરૂષ નિર્ગુણ અને પ્રકૃતિ સત્વ, રજ અને તમ ત્રિગુણાત્મક હોય છે એ પુરૂષ પ્રકૃતિના ગુણથી યુક્ત થઈને આ વિશ્વની સ્થિતિ, ઉત્પત્તિ અને લય કરે છે અને તે કાર્યો કરતીવખતે જ્યારે વિશ્વની સ્થિતિ કરવી હોય, ત્યારે પોતે સત્વગુણનો આશ્રય ધરે છે અને હરિ એવું નામ ધારણ કરે છે, ઉત્પત્તિ કરવી હોય ત્યારે રજોગુણે યુક્ત થઈ વિરિંચિ ( બ્રહ્મા ) એ સંજ્ઞા ધરે છે અને લય કરવો હોય ત્યારે તમોગુણનો આધાર લઈ હર ( શંકર ) એ અભિધાન ધારણ કરે છે. એ ત્રિમૂર્તિ એકજ પુરૂષની છે પ્રકૃતિના ગુણને લીધે એકજ કારણ પરત્વે ત્રણરૂપ ધરે છે એ ત્રણરૂપમાં પણ જેઓ શ્રેયને ઈચ્છનાર છે, તે મનુષ્યો સત્વતનુ ( શ્રી વિષ્ણુ ) ની ઉપાસના કરે છે અને પ્રેયને ઈચ્છનાર બ્રહ્મા તથા મહાદેવને સેવે છે આથી માલમ પડે છે, કે બ્રહ્મા

શંકર એ સંહારક પરમાત્મા છે

પ્રજારક્ષક જે પરમાત્મરૂપ શ્રીવિષ્ણુ તેના જે સેવકો, ઉપાસકો તે વૈષ્ણવો છે, અને તેજ કારણથી તેમણે પોતાના ઇષ્ટની પ્રસન્નતા માટે આહાર, વિહાર, વિચાર અને આચાર સાત્વિક રાખવા જોઇએ કોઈ કહે આ કલિકાલ હોવાથી સાત્વિક વૃત્તિ રાખનારને તો ભુખે મરવાનો વખત આવે તેમ છે આ તેમનુ ધારવુ ભૂલ ભરેલુ છે તેઓએ પોતાના ઇષ્ટનુ સ્વરૂપ જાણ્યુજ નથી સાત્વિક મનુષ્ય રાજસ વૈભવોની, કે તામસ, અસ્ત્રશસ્ત્રોની પરવા કરતો નથી, તે તો અન્નવસ્ત્ર માત્રમાં સતોષ માને છે સતોષ એ સત્વગુણનુ ફળ છે, તેથી જ્ઞાન ઉપજે છે રજથી લોભ અને તમથી મોહ ઉપજે છે જે વિષ્ણુએ આખા વિશ્વનુ ભરણ પોષણ કરવાનુ માથે રાખ્યુ છે, તેજ કારણથી તેને પોતે અજન્મા છતા, યુગે યુગે વારવાર અવતાર ધરવા પડે છે. તે પરમાત્મા પોતાના ભક્તોજ ભૂલી જાય એ જરા પણ સભવિત નથી માત્ર જેઓ પોતાને વૈષ્ણવ કહે છે, તેમને પોતાના ઇષ્ટ શ્રીવિષ્ણુઉપર વિશ્વાસ ( શ્રધ્ધા ) નથી અથવા તો તેના સ્વરૂપનુ જ્ઞાન નથી, આથીજ તે ચિતાતુર રહે છે કહ્યુ કે —

भोजनाच्छादने चिन्ता वृथा कुर्वन्ति वैष्णवा ।
योऽसौ विश्वभरो देव स भक्तान् किमुपेक्षते ॥

એજ શ્લોકનો ભાવાર્થ કવિ દયારામ ભાઇ નીચે પ્રમાણે વર્ણવે છે —

ભોજન વસનની ચિંતા કરી, વૈષ્ણવે ના થાવુ ઉદાસ,
વિશ્વભર પૂરે વિશ્વને, તે કેમ ભૂલે નિજદાસ,
દાસ આસ પૂરે સહુ વણમાગે, વણ કહે સહાય કરે અનુરાગે,
હર ભજ કાઈ નવ રહેખામી, નથી અજાણ્યા અતરજામી. ૬૯
( ભક્તિપોષણ )

માટે જેઓ ખરા વૈષ્ણવો હોય છે, તેઓ અન્નવસ્ત્રની ચિંતા રાખતાજ નથી તેઓ તો કહે છે કે —

का चिन्ता मम जीवने यदि हरिर्विश्वभरो गीयते ।
नोचेदर्भकजीवनाय जननी स्तन्य कथं नि.सरेत् ॥

જો હરિ ( વિષ્ણુ ) ને લોકો વિશ્વભર એ નામથી ગાય છે, ત્યારે મારા જીવન માટે શાની ફીકર ? કોઇ કહે કે તે વિશ્વભર નથી, તો હુ પૂછુ છુ કે શિશુના જીવન માટે માતાના થાનમાથી દૂધ કેમ નીકળે છે ? મતલબ કે એ પરમાત્મા શ્રીવિષ્ણુ પોતાનુ વિશ્વભર એ વિશેષણની સાર્થકતા માટે બધાને જનમથીજ અન્નવસ્ત્ર જેવુ જોઇએ તેવુ પૂરૂ પાડે છે માત્ર જે તેની આજ્ઞા ( શાસ્ત્ર ) ને માનતો નથી, તેને કષ્ટથી આપે છે, માને છે તેને સુખથી આપે છે

# શ્રી આર્યધર્મસુધા

પુસ્તક ૨ જુ. સંવત ૧૯૬૨, સિંહ માસ. અંક ૮ મો.


મંગળાચરણ.

## સદુપદેશ

(દ્રુતવિલંબિત)

નવ કરી વકરી મતિ હાથમા,
અમર હેમ રહે નહિ સાથમા,
નરે સદા રસદાયક દેવને,
નિરખ મૂરખ મૂરતિ સેવને.

(પંડિત શ્રીગટ્ટુલાલજી કૃત.)

અર્થઃ—હે નર! વિકાર પામેલી બુદ્ધિને તેં પોતાના હાથમા, નવ કરી, અર્થાત્ બુદ્ધિને વશ નહિ કીધી, સુવર્ણ વગેરે વૈભવો અમરથઇ સદાસાથે રહેનાર નથી, તેથી (સદા રસદાયક) અખંડ ભક્તિરસ આનંદ આપનાર દેવને સદા નીરખ (જો) અને તે દેવની મૂર્તિને સેવ, કેમકે સુવર્ણ વગેરે પ્રત્યક્ષ અમર જેવા લાગતા પરંતુ પરિણામે મહા ક્લેશને આપનારા આ સંસારની માયારૂપ પદાર્થ હોવાથી તે મરણ બાદ સંગાથે આવનાર ન હોવાથી તેને તુચ્છ સમાન ગણી ભક્તિરૂપી સુવર્ણ કે જે પ્રત્યક્ષમા કષ્ટ વગર પ્રાપ્ત થતુ નથી ને પરિણામે મહદ્ આનંદ આપનારૂં ને મરણ બાદ સંગાથે આવનાર હોવાથી તેને સેવ, કે જેથી આ સંસારરૂપી સાગર તરી શકાય.

* આ કવિતાના ચારે ચરણમા પહેલો અક્ષર મુકીને ત્રણ અક્ષરો તેના તેજ બીજી વખતે આવે છે જેમ કે પહેલાં ચરણમા વકરી વકરી એમ બે વખત આવે છે તેમ ચારે ચરણમા છે સંસ્કૃત ભાષામા રઘુવંશનામના મહાકાવ્યના નવમાં સર્ગમા મહાકવિ કાલિદાસે આ જાતનું યમક કરેલું છે, પણ તે તો ફક્ત ચોથા ચરણમાજ છે અને આમા ચારે ચરણમા યમક છે

## અચ્યુત.

અચ્યુત એટલે नच्यवते स्वरुपता न गच्छतियः नित्य इत्यर्थः અર્થાત न + च्यु + क्त એટલે જે પોતાના સ્વરુપથી કદી પણ રહિત નથી થતો તેજ અચ્યુત કહેવાય છે, વળી નિત્યજ્ઞાન, દયા, દમ, શાંતિ ઈત્યાદિ અનેક દિવ્ય ગુણોથી જે કદી પણ વિચલિત ન થાય તે અચ્યુત કહેવાય, તેમજ જેની ચ્યુતિ (ક્ષય) કદી પણ થાય નહિ, તે અર્થાત જેનો કદીપણુ નાશ થતો નથી તેજ અચ્યુત કહેવાય. એ પરમાત્માનુ નામ છે કેમકે પરમાત્મા કદીપણુ સ્વરૂપથી રહિત તેમજ દિવ્યગુણોથી વિચલિત થયા નથી, થતા નથી તેમ થનાર નથી વળી એનો ક્ષય પણ કદી થયો નથી, થતો નથી તેમ થવાનો પણુ નથી. તે કેવડા છે, તે તેના શિવાય બીજુ કોઈ જાણતુ નથી તે કેટલા છે? તેનો જવાબ સૌ કોઈ જાણે છે કે તે એક છે ગુજરાતી ત્રીજી ચોપડી ભણનાર પણ બોલે છે કે

" આ ઈશ્વર તુ એક છે, સરજ્યો તે સસાર " અને વેદવેદાંતના આચાર્યો પણ કહે છે કે—

एकमेव अद्वितीयम् એકજ, બીજો નહિ. એવા પરમાત્મા છે. જેમ હાલ ઇહલૌકિક અગ્રેજી રાજ્યનો રાજા એકજ શાહેનશાહ એડવર્ડ ધી સેવન્થ છે, તેમ અખિલ વિશ્વના નિયતા અને કર્તા એકજ પરમાત્મા છે, લૌકિક રાજા કાળેકરીને બદલાય છે, અથવા તો રાજ્ય તેના હાથમાથી જતુ રહે છે, ત્યારે તે ચ્યુત કે પદચ્યુત થયો ગણાય છે પરમાત્માનુ રાજ્ય કદી જતુ નથી તેથી તેઓ અચ્યુત કહેવાય છે જેમ રાજને ચલાવવામાટે શાહેનશાહને અનેક અમલદારોને પોતાની સત્તા અમુક હદમા સોપવી પડે છે, તે બધા અમલદારો સરકાર કહેવાય છે. તેમજ પરમાત્માને આવા અનેક બ્રહ્માંડોની વ્યવસ્થા બરાબર ચલાવવામાટે અનેક દેવતાઓને પોતાની સત્તા સોપવી પડી છે અને તે બધા દેવતા પરમાત્માની આજ્ઞા મુજબ આ સૃષ્ટિચક્ર ચલાવ્યા જાય છે તે જુદા જુદા દેવને, તેમને વિષે રહેલી દિવ્યશક્તિને લીધે દેવ કહે છે તે ઉપરથી હિંદુઓ તો અનેક ઈશ્વર માને છે, એવો આરોપ અજ્ઞાની જનો તરફથી કરવામા આવે છે તે લોકો દેવ, ઈશ્વર વગેરે શબ્દોનો અર્થ સમજતા નથી અથવા તો જાણીજોઈને અજ્ઞાનવર્ગને અવળે રસ્તે દોરવવામાટે પણ કેટલાક એવા ઉટપટાગ લેખ લખે છે તથા ભાષણો કરે છે પરતુ તે ઉપર લક્ષ ન આપતા અચ્યુત પરમાત્મા એકજ છે, એમ સમજીને તેઓને નિરંતર ગમે તે એક કે અનેક નામે ભજવા, તેમાંજ પ્રાણીનુ શ્રેય છે પરમાત્માનુ માહાત્મ્ય કોઈ એક શબ્દ કે અક્ષરથી કદી પણ કરી શકાતુ નથી, તેમ અનેક શબ્દોથી પણ થઈ શકતુ નથી, કેમ કે તે વાણીનો વિષયજ નથી વેદમાં કહ્યુ છે કે यतो वाचो

**निवर्तन्ते अप्राप्य मनसा सह** જ્યાથી વાણી, તેને પામ્યા વિના મન સહિત પાછી ફરે છે, એવુ પરમાત્મસ્વરૂપ છે માટે અલૌકિક વાણીથી તેની દિશા માત્ર સૂચવી શકાય છે. અચ્યુત શબ્દ માંહેલા અકારનો **अकारो वासुदेव** તેમજ અલૌકિક એવો પણ અર્થ થાય છે, એટલે પરમાત્મા પોતાની ઇચ્છાથી પોતામા રહેલા ગુણોનો પોતાની ઇચ્છાથી આવિર્ભાવ તિરોભાવ કરે છે તે પ્રાકૃત ચ્યુતિ નથી પણ અપ્રાકૃત ભગવલ્લીલા છે એમ જાણી નિરંતર અચ્યુત પરમાત્માને ભજો

---

## ભક્તિ

ઇશ્વિર સર્વત્ર વ્યાપ્ત છે ને તેના તત્વનો જેમા યોગ્ય રીતે વિચાર કરેલો છે તેને સનાતન ધર્મ કહે છે ભક્તિ માર્ગ એ વૈદિક સિદ્ધાંતનો માર્ગ હોવાથી તે વેદાનુકૂલ કહેવાય છે બીજા ધર્મવાળા તેમજ આધુનિક સુધારવાળાઓ ભલે ગમે તેવી રીતે એને વખોડે પરંતુ ઇશ્વિરની વ્યાપકતાનુ ખરૂ રહસ્ય સનાતન ધર્માવલંબિઓજ સમજે છે સનાતનધર્મમા ભક્તિને પરમતત્વ તરિકે માનેલી છે. ભક્તિ શબ્દ **भजन भक्ति.** અર્થાત્ ભજસેવાયામ્ ધાતુને ક્તિન્ સ્ત્રી પ્રત્યયાન્ત લાગવાથી ભક્તિ શબ્દ સિદ્ધ થાય છે. જેનો સેવા કરવી એવો સ્પષ્ટ અર્થ થાય છે ભક્તિ શ્રદ્ધા અને ભાવનાવિના પૂર્ણ થઈ શક્તિ નથી ભક્તિના બે પ્રકાર હોય છે ૧ અનન્ય અને ૨ સાર્વત્રિક શ્રદ્ધા અને ભાવનાવાળી ભક્તિને સજીવ ભક્તિ પણ કહે છે. સજીવ ભક્તિ ભકતને સજીવ સ્વરૂપ થઈ ઇષ્ટપાસે અવશ્ય અલૌકિક ફળ પ્રદાન કરાવે છે શ્રદ્ધા અને ભાવના રહિત ભક્તિને મૃતક ભક્તિપણ કહે છે મૃતક ભક્તિ મૃતક સમાન હોવાથી કોઇપણ પ્રકારે ઇષ્ટ સાધક થતી નથી અનન્ય ભક્તિનું ફળ અલૌકિક હોય છે અનન્ય ભક્તિથી ઇશ્વિર પ્રસન્ન થઇ સંકટ સમયે પોતાના ભકતની રક્ષા કર્યાવગર રહેતા નથી તેના દાખલા મહાભારતાદિ અનેક સ્થળે મોજુદ છે અનન્ય ભક્તિ ભકતને પરમેશ્વરની અલૌકિક અને સત્વાદિક ગુણના વિકારવાળી અતિ દુસ્તર માયાથી પણ બચાવી મોક્ષનો ભાગી બનાવેછે તેથીજ ગીતામા કહ્યુ છે કે "**मद्भक्ता यान्ति मामपि**" અર્થ મારા ભકતો આદિ અંત રહિત મને પ્રાપ્ત કરે છે સાર્વત્રિક ભક્તિ અનેક દેવદેવતાઓની આરાધનાને કહે છે અને તેનું ફળ અતિ અલ્પ મળે છે

### શ્રદ્ધા અને ભાવના.

**श्रत्** અવ્યય પૂર્વક **डुधाञ् धारणे** ધાતુથી શ્રદ્ધા શબ્દસિદ્ધ થાય છે શ્રદ્ધા એટલે નિરંતર ધારણા ( નિશ્ચય faith ) જે ધારણા ( ધ્રુવ ) ઇંદ્રિય, અંત-

કરણાદિમા ઉત્સાહ ઉમંગ સાથે પ્રત્યેક સમયે લાગી રહે, અને કોઇ પણ પ્રકારે સ્વમહિમાં પણ વિભ્રમણ ન થાય તેવી ધારણાને શ્રદ્ધા કહે છે જે ભક્તિમાં એવી દૃઢ શ્રદ્ધા હોય છે તેને શ્રદ્ધાવાલી ભક્તિ યાને સેવા કહે છે. શ્રદ્ધા, ભક્તિ અને ભક્તને હંગ ભરા યાને પ્રફુલ્લિત બનાવી રાખે છે તેથીજ કહ્યુ છે કે—**श्रद्धा वीर्य्य स्मृति॰** પાત. યોગદર્શ. ૧।૨૦ આ સૂત્ર પર મહર્ષિ વ્યાસજીએ લખ્યુ છે કે—**श्रद्धा चेतस सम्प्रसादः साहिजननीं व कल्याणी योगिनं पाति ।** અર્થાત્ શ્રદ્ધાજ ચિત્ત પ્રસન્નતાનો હેતુ હોવાથી યોગી ( ભક્ત ) ની માતા સમાન કલ્યાણકારી રીતે સર્વ પ્રકારથી રક્ષક કહેવાય છે ગીતામા પણ શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે—**श्रद्धा वाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रिय । ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति** ॥ ભ ગી અ ૪-૩૯. અર્થ ઇંદ્રિયોને વશ કરવામા તત્પર એવો જે શ્રદ્ધાવાન ભક્તજ જ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે અને જ્ઞાન પ્રાપ્ત કીધા પછી મુક્તિસબંધીની પરાશાંતિને પ્રાપ્ત થાય છે. આથી એટલુ તો સિદ્ધ થાય છે કે શ્રદ્ધા વગર કંઇ પણ પ્રાપ્ત થઇ શકતુ નથી માટે સદ્ગુરૂએ કરેલા ઉપદેશ ઉપર શ્રદ્ધા રાખી જીતેંદ્રિય થવુ જોઇએ જ્ઞાન પ્રાપ્તિ પહેલા મનની શુદ્ધિમાટે શ્રદ્ધાથી ભક્તિ કરવી જોઇયે ભક્તિવગર જ્ઞાન પ્રાપ્ત થતુ નથી અને જ્ઞાનવગર મોક્ષની પ્રાપ્તિ થતી નથી માટે અવશ્ય કરીને શ્રદ્ધાસહિત ઇશ્વર ભક્તિ કરવી. તેથીજ ગીતામા શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે **श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मतः** ॥ ભ ગી અ ૧૨ ૨ .અર્થ જે ભક્ત મને મનમા ધારણ કરીને શ્રદ્ધાથી મારી ઉપાસના ( ભક્તિ ) કરે છે તેને હુ ઉત્તમ યોગી ( ભક્ત ) માનુ છે શ્રદ્ધા પૂર્વક ચિત્તવૃત્તિયોને રોકી પ્રત્યેક ઇંદ્રિયો ને કાબુમા રાખી અંત કરણમા સર્વ પ્રકારથી જેમા નિશ્ચય કરવો તથા તેમા કોઇ પણ વખતે કોઇ પણ ઇંદ્રિયદ્વારા અવિશ્વાસ ન ઉત્પન્ન થાય તેવા નિશ્ચયને ભાવના કહે છે તેથીજ ગીતામા કહ્યુ છે કે **नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना । न चाभावयतः शांतिरशांतस्य कुत सुखम्** ॥ ભ ગી અ. ૨ ૬૬ અર્થ જેણે ચિત્તવૃત્તિનો નિરોધ નહી કીધો તથા ચક્ષુ આદિ ઇંદ્રિયોદ્વારા જેનુ ચિત્ત ચચળ થાય છે, એવા અયુક્ત અયોગી મનુષ્યની બુદ્ધિ નષ્ટ થઇ જાય છે તેથી એવાની ભાવના ( નિશ્ચય ) પણ ઠીક રહેતી નથી અને એવા ભાવના ( નિશ્ચય ) રહિત પુરૂષની શાંતિ બગડવાથી તેને સુખ મળવાનો કયા સભવ છે? ઇંદ્રિય તથા અંતકરણમા ઇષ્ટનો નિશ્ચય ન હોય એવા ભક્તો કદાપિ પણ ભક્તિ કરી શકતા નથી. કારણ કે ચિત્તની ચચળતાને લીધે એક વખતે એકને અને બીજી વખતે બીજાને ઇષ્ટ માને છે એવી દશામા તેની ભાવના સ્થિર રહેતી નથી તેથી તેને સર્વ પર અવિશ્વાસ ઉત્પન્ન થાય છે અને સંકટ સર્વ વ્યાપક પરમાત્માપર પણ તે અવિ

ચાસી બની જાય છે અને એવી દશામા જેનુ ફળ મળવાનો કઈ પણ સભવ
નથી તેવા વ્યર્થ કાર્યોમા ફક્ત કહેવાને સારૂજ સેવા ( ભક્તિ ) ના નામથી ફોકટનો વખત ગુમાવે છે. કદિ કોઈ ઇંદ્રિય કોઇ પ્રકારથી ભક્તિ કાર્યમા ચ્યુત થઇ
ડગમગતી દશામાં જાય નહી તે સારૂ ભક્તે મન તથા બુદ્ધિને પ્રથમ સ્થિર કરતા
શીખવુ જોઇએ શ્રદ્ધા અને ભાવના પૂર્વક સ્થિર ચિત્તથી મન સહિત પ્રત્યેક ઇંદ્રિ
યોને ઇષ્ટની ભક્તિમા નિરતર તત્પર રાખવી ભક્તને અત્યાવશ્યક છે કદાચ કોઇ
કુર્તક વાદી પ્રશ્ન કરશે કે, ભક્તિની સાથે શ્રદ્ધા અને ભાવનાની શી જરૂર ? તો તેનો
ઉત્તર એ છે કે શ્રદ્ધા અને ભાવનાજ પૂર્વ કથનાનુસાર ભક્તિના સ્વરૂપને ઠીક
દશામા રાખવાવાળા છે જેમ પ્રાણ અને જીવનની વિદ્યમાન દશામાજ મનુષ્યા-
દિના શારિરીક કર્મો સિદ્ધ થાય છે, તેમ શ્રદ્ધા અને ભાવનાના ઉત્પન્ન થવાથીજ
ભક્તિનુ ઇષ્ટ સાધક કાર્ય થવાનો સભવ છે અન્યથા ભક્તિ શૂન્ય મૃતક સમાન
હોય છે. પ્રાણ અને જીવનની માફક શ્રદ્ધા અને ભાવનાનો પરસ્પર સબધ છે
જેમ પ્રાણ હોય ત્યા જીવપણુ સ્થિત હોય છે તેમ શ્રદ્ધા હોય ત્યાજ ભાવના પણ
દેખાય છે સસારમા જે જે પદાર્થો મનુષ્યને પોતાના અથવા બીજાના ભોગાદિ
નિમિત્તે દેખાય છે તથા પ્રાપ્તિ થાય છે તેમજ વ્યવહારમા અપાય લેવાય છે એ
બધુ પોતાની તથા અન્યની શ્રદ્ધા ભાવનાઓનુજ પરિણામ છે ભાવનાના પ્રકર્ષ-
તાની સાથેજ ઇષ્ટની સિદ્ધિ થયા વગર રહેતી નથી શ્રદ્ધા અને ભાવનાનુ વર્ણન વેદ
શાસ્ત્રમા અનેક સ્થળોપર નિરૂપણ કરવામા આવેલુ છે આ સપૂર્ણ સસારની રચનાનું
મૂળ કારણજ શ્રદ્ધા અને ભાવનાજ છે તથાપિ કેટલાક કુતર્ક વાદીઓ ભાવનાપર
અનેક શકાઓ ઉત્પન્ન કરે છે પરતુ પૃથ્વિથી લઇ પરમેશ્વર પર્યંત જે કાંઈ પ્રત્યક્ષ છે
તે ભાવનાના પ્રતાપથી ઇંદ્રિય અતકરણાદિપર એવો છાપ પાડે છે કે ભાવિત
પદાર્થ પ્રત્યક્ષ દેખાય છે અને શેષ પરોક્ષ રહે છે અને અપ્રાપ્ત પરોક્ષ પદાર્થોમાના
કોઇની પણ કામનાનુ સંકલ્પ મનમા અકુરિત થવુ એજ ભાવનાનુ પ્રથમ અગ
કહેવાય છે અને એવા સંકલ્પથી મન એવા પદાર્થની આકાક્ષાના પ્રેમમા ઇંદ્રિયોને
પ્રેરણા કરે છે એને ભાવનાનુ બીજુ અગ કહે છે વળી ઇંદ્રિયો મનની આજ્ઞાનુસાર
સર્વ વ્યવહારોને છોડી તે પદાર્થની પ્રાપ્તિમા પૂર્ણરૂપથી લાગે છે તે સમયને ભાવ-
નાનું ત્રીજુ અગ કહે છે , અને એ પરોક્ષ ઇચ્છિત પદાર્થના રૂપ નામાદિથી અતિ-
રિક્ત અન્ય ,સર્વ પ્રત્યક્ષ પદાર્થની માફક પરોક્ષનુ જ્ઞાન ચક્ષુ આદિ ઇંદ્રિયોદ્વારા
પરિપૂર્ણ થાય છે તે પ્રભાવને ભાવનાનુ ચોથુ અગ કહે છે તાત્પર્ય એ છે કે
પ્રત્યક્ષનુ પરોક્ષ અને પરોક્ષનુ પ્રત્યક્ષ કરવાની શક્તિ ભાવનામાજ છે એ કાર-
ણથી આ સસારમા કોઈપણ ચીજ એક દશામા રહેતી નથી કિંતુ ભાવનાનુસાર
સર્વનુ પરિવર્તન થયાં કરે છે તેથીજ ગીતામાં કહ્યુ છે કે—તતમેવૈતિ કૌ-

तेय सदा तद्भावभावित' ગી અ ૮-૬ અર્થ હે કુંતી પુત્ર અર્જુન ! મરણ સમયે મનુષ્ય જે જે ભાવનાનું સ્મરણ કરતાં શરીરનો ત્યાગ કરે છે તે તે ભાવનાને તે જન્માંતરમાં પ્રાપ્ત થાય છે આ લોકમાં પણ એક આત્મા અને એક જાતની અનેક મૂર્તિઓ ( શરીરો ) જુદી જુદી ભાવનાઓના કારણથી દેખાય છે ભાવનાના પ્રતાપથી અમૃત વિષ અને વિષ અમૃત પણ થઈ શકે છે માટી પથરા દિની બનાવેલી પ્રતિમા પાસેથી શ્રદ્ધા અને ભાવનાજ ઇષ્ટ સિદ્ધિને પ્રાપ્ત કરાવે છે. તેથીજ એક કવિએ કહ્યું છે કે—न काष्टे विद्यते देवो न पाषाणे न मृन्मये भावे हि विद्यते देवस्तस्मात्भावोहि कारणम् ॥ અર્થાત્ દેવતા લાકડાની બનેલી મૂર્તિમાં, પથરમાં યા માટી આદિ જડ સંબંધી પદાર્થોમાં વિદ્યમાન નથી, પરંતુ ભાવનામાજ દેવતાઓની ઉપસ્થિતિ છે, તેથીજ લાકડા પાષાણાદિકમાં દેવતાઓનું વિદ્યમાનપણું માનવામાં આવે છે જોકે પરમાત્મા સર્વ વ્યાપક છે તેથી તેની વ્યાપકતા એ પદાર્થોમાં છે ખરી પરંતુ તેઓનાથી ફળ પ્રાપ્ત થવાનું મૂળ કારણજ ભાવના અને શ્રદ્ધા છે શ્રદ્ધા અને ભાવનાનો એવો પ્રબળ પ્રતાપ હોવાથી ભક્તિ સફળી ભૂત થાય છે. તેથી શ્રદ્ધા અને ભાવનાની ભક્તિમાં જરૂર છે શ્રદ્ધા અનેભાવના વગર આ લોકનાં નાશવંત કાર્યો પણ થઈ શકતા નથી તેમજ ફળ પણ મળી શકતું નથી તો પછી ઇશ્વર સંબંધી કાર્યો કેમ થઇ શકે ? ભક્તિનું કંઈ પણ ફળ શ્રદ્ધા અને ભાવના વગર મળવું કદાપિ પણ સંભવીત નથી માટે મનુષ્યોએ શ્રદ્ધા અને ભાવનાથીજ અવશ્ય ભક્તિ કરવી જોઇએ ઇતિ શુભમ્.

---

# અનાદિ શ્રીકૃષ્ણ.

"कृष्णाय देवकीपुत्राय ब्रह्म प्रोवाच"।"

આ મથાળે મુકવામાં આવેલું વચન સામવેદીય છાંદોગ્ય બ્રાહ્મણોપનિષદ્‌માં આપેલું છે, અને તેનો અર્થ "દેવકીના પુત્ર શ્રીકૃષ્ણને વેદ ભણાવ્યા." સનાતન ધર્મી સર્વ વિદ્વાનો છાંદોગ્યોપનિષદને પણ સનાતન વેદનીજ શ્રુતિ, માને છે પરંતુ આધુનિક કપોલ કલ્પિત સમાજીઓ એને વેદ તરીકે જોકે માનતા નથી તોપણ એ સમાજીઓના નેતા સ્વા૦ દયાનંદજી એ ઉપનિષદને સૃષ્ટિના આરંભમાં ઋષિઓના બનાવેલા વેદના વ્યાખ્યાન રૂપ બ્રાહ્મણ ગ્રંથો તરીકે માને છે હવે શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય તો સમીપવર્તી દ્વાપરમાં થયેલું છે અને છાંદોગ્ય તો સૃષ્ટિના આરંભમાં બનાવેલું ગણાય, તો પછી દેવકીના પુત્ર શ્રીકૃષ્ણનો ઇતિહાસ છાંદોગ્ય શ્રુતિમાં કેવીરીતે સમાજીએ પ્રકટ કર્યો ? અથવા છાંદોગ્ય શ્રુતિ શ્રીકૃષ્ણના પ્રકટ થયા બાદ બનાવી

અર્થ —હે ભારત! જ્યારે ધર્મની ગ્લાનિ (ક્ષીણતા) થાય છે, ને અધર્મનું પ્રાબલ્ય (જોર) વધે છે, ત્યારે હું મારા આત્માને સર્જું છું અર્થાત્ અવતાર ધારણ કરૂં છું

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

અર્થ —સાધુઓ ( ધર્મપરાયણો ) નું સંરક્ષણ કરવા, દુષ્ટો ( અધર્મીઓ ) નો વિનાશ કરવા તથા ધર્મનું સારી રીતે સ્થાપન કરવા માટે હું યુગે યુગે સંભવું ( અવતાર લઉં ) છું.

અ. ૪ શ્લો. ૮

કદાચ કોઈ એવી પણ શંકા કરે કે ભગવાન્ અવતાર ધારણ કરી સૃષ્ટિપર અવતરે છે. તો પછી એમની વ્યાપકતાનું કેમ? આના ખુલાસામાં એટલુંજ જણાવવું બસ થશે કે જેમ અગ્નિ કોઈ કોઈ ઠેકાણે અન્તર્નિર્ત થવાથી પણ તેની સર્વત્ર વ્યાપકતા બની રહે છે, તેમ ભગવાનની વ્યાપકતામાં અવતાર દશામાં કોઈપણ તરેહનો બાધ લાગુ પડતો નથી આજ રીતે શ્રીકૃષ્ણ ભગવાન સનાતન અનાદિ કાલથી પ્રત્યેક દ્વાપરના અંતમાં પ્રકટ થાય છે, તેથીજ શ્રીકૃષ્ણ ભગવાને પોતેજ શ્રીમદ્ભગવદ્ગીતામાં અર્જુનને કહ્યું છે કે —

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥

અ ૪ શ્લો ૫

અર્થ —હે અર્જુન! ( આજ સુધીમાં ) તારા અને મારા ઘણા જન્મો થઈ ગયા છે હું તે બધા જન્મો જાણું છું, પણ હે પરંતપ! તું તે જાણતો નથી.

नत्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥

અર્થ.—વળી હું, તું કે આ રાજાઓ કદાપિ પણ નહિ હતા એમ નથી, તેમ અત્યાર પછી પણ આપણે સર્વ નહિ હોઈશું એમ પણ નથી

અ ૨ શ્લો. ૧૨

આ કથનથી ભગવાને સ્વયં પોતાનો જન્મ સર્વ કાળમાં બતલાવ્યો છે વળી વેદમાં પણ કહ્યું છે કે " सप्त जातः सजनिष्यमाणः " એટલે પુરૂષ ઈશ્વર પ્રકટ થયા અને એજ પ્રકટ થશે " जनी प्रादुर्भावे " ધાતુપાઠથી જન ધાતુનો અર્થ પ્રકટવું, જન્મવું એવો થાય છે જન ધાતુનો પ્રયોગ વેદમાં જેમ છે તેવીજ રીતે

ભાષામાં પણ પ્રકટ થવું એમ થાય છે, પરંતુ કેટલાક વિતંડ વાદીઓ જન્ ધાતુનો અર્થ જન્મવુ એમ કહેવે છે તોપણ એમ કહે છે કે " એ (ઇશ્વર) જન્મ લેતો નથી " આમ તેઓના કહેવામા વદતોવ્યાઘાતનો દોષ લાગે છે કારણકે સંસ્કૃતમા પ્રાદુર્ભાવ, આવિર્ભાવ, જાયમાન આદિ શબ્દોનો આશય ઇંદ્રિય ગોચર છે અને જે ઇંદ્રિય ચક્ષુ આદિથી દેખાય અથવા જાણી શકાય તે પ્રકટ થયુ એમ કહેવાય છે કદિ ઇંદ્રિયોથી ઉપાદિ ન જાણી અથવા ન સમજી શકાય તો તે પ્રકટ પણ ન કહેવાય. વળી પ્રકટ હોય તો તે ઇંદ્રિય ગોચર પણ અવશ્ય કહેવાય અને એજ અવતાર સિદ્ધિનુ પુષ્ટ પ્રમાણ શાસ્ત્રાનુકુળ છે આનો સારાંશ એ છે કે શ્રીરામ કૃષ્ણાદિ ઇશ્વરાવતાર પ્રત્યેક યુગમા અવતરે છે અને એ અનાદિ હોવાથી વેદમા તેઓના વર્ણનો આપેલા છે

---

## કલિ વર્જ્ય.

આર્ય જ્યોતિષ શાસ્ત્રમા સમય યાને જમાનાને જુદા જુદા ઓળખવા સારૂ તેના સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ એમ ચાર યુગો તરીકે નામ કહ્યા છે એ દરેક યુગના વિશેષ ધર્મ કર્મ પણ આર્ય ધર્મશાસ્ત્રમા સ્પષ્ટ રીતે વર્ણવ્યા છે કે જેથી મનુષ્ય તે તે યુગના ધર્મ કર્મ યથા યોગ્ય રીતે પાળવાને શક્તિમાન્ થઇ શકે, આર્ય શાસ્ત્રમા સત્યના ધર્મ કર્મ ત્રેતાથી જુદા, ત્રેતાના દ્વાપરથી જુદા અને દ્વાપરના કલિથી જુદા તેમ કલિના એ ત્રણે યુગથી જુદા વિધિ નિષિદ્ધ રૂપે વર્ણવેલા છે આ ઉપરથી કોઇ એવો પણ પ્રશ્ન કરે કે કલિમા દ્વાપરના ધર્મ કર્મ કરવામાં શુ બાધક હોય ? પરંતુ એવો પ્રશ્ન કરવા પહેલાં જો ગંભીરતાથી વિચાર કરવામા આવશે તો તરત માલમ પડશે કે આર્ય શાસ્ત્રકારોનો એવો આશય છે કે જે કર્મ જે યુગમા વિહિત હોય તે અન્ય યુગમા જીવોની ધર્મશ્રદ્ધા તથા શક્તિની ઓછ પતાને લીધે નિષિદ્ધ ગણાય કારણ કે જે કર્મ જે યુગમા વિહિત કહ્યુ હોય તે યુગના જીવોના ધર્મ કર્મ એવા હોય છે કે જેથી તેને તેવા કર્મનો સ્પર્શ પણ લાગી શકતો નથી, માટે ત્રિકાળ દર્શી ઋષિ મુનિઓએ વિધિ નિષિદ્ધનો જે પ્રકાર આર્યધર્મ શાસ્ત્રમા વર્ણવ્યો છે તે મુજબ વર્તવાથી આર્યોનુ શ્રેય થઇ શકે તેમ છે કારણકે ધર્મવિના મનુષ્યની સદ્ગતિ કદી પણ થઇ શકતી નથી હવે ચાલતા સમય યાને જમાનાને આર્ય જ્યોતિષ શાસ્ત્રના સિદ્ધાંત મુજબ કલિયુગ તરીકે ઓળખવામા આવે છે એ કલિયુગમા લોકોની ધર્મ પ્રત્યેની મંદ શ્રદ્ધાને લીધે આર્યધર્મ શાસ્ત્રમા મુખ્ય કરીને નીચલી બાબતો દ્વિજો (બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્યો એ ન કરવી) ને માટે નિષિદ્ધ કહી છે "આદિત્ય પુરાણ" મા સ્પષ્ટ લખ્યુ છે કે —

ऊढायाः पुनरुद्वाहं ज्येष्ठांशं गोवधं तथा ।
कलौ पञ्च न कुर्वीत भ्रातृजाया कमण्डलुम् ॥

**અર્થ**—ઊઢા ( આણુવાળેલી ), ના પુનર્વિવાહ, જ્યેષ્ઠાશ ( વિભક્ત કરવાના સમયમા મોટા પુત્રની અધિક ભાગ ), ગોવધ, ભોજાઇ સાથે દિયરનો નિયોગ અને કમણ્ડલ ધારણ ( સન્યાસ ) એ પાચ કર્મો કલિયુગમાં ન કરવા.

આ વચન ધર્મશાસ્ત્રનુ છે, અને તે ત્રિચ વર્ણના આસ્તિક માત્રને માનનીય છે. તથાપિ અર્વાચીન સુધારાવાળા ( Refromers ) ને તે રૂચતુ નથી તેથીજ લોક રૂચિને અનુસરતી વાતો કરનારા સમાજ વાલાઓ ધર્માધર્મના કઈ પણ વિચાર કર્યા વગર લોકોને આડે રસ્તે દોરવા "પુરાણ" ગ્રંથોનેજ અપ્રમાણ કહેવા નીકળે છે, પરતુ પુરાણો અપ્રમાણ નથી. કારણકે એમા વેદમત્રોના સરળ અર્થો કરેલા જણાય છે એથી વેદાર્થ જાણવાનુ ખરૂ સાધન પુરાણજ હોવાથી એ વેદનોજ એક ભાગ સિદ્ધ થાય છે જો એ અપ્રમાણ હોત તો "બ્રહ્મવાદ" સ્થાપન કરનારા આચાર્યો પુરાણોના વચનો પોતાના ગ્રથોમા પ્રમાણ તરીકે કદી પણ ટાંકત નહી પુરાણ એ પ્રામાણિક ગ્રથમાહે ગણાય છે એ તો આ માસિકના પ્રથમ વર્ષના છેલ્લા અકમા શાસ્ત્રી જયકૃષ્ણ પુરૂષોત્તમે લખેલા "પુરાણ પ્રામાણ્ય" ના વિષયથી વાચનારની ખાત્રી થઈ હશે જ્યારે તેને અપ્રમાણ કહેવાની ઉદ્ધતાઈ સર્વ માન્ય થતી નથી, ત્યારે તેઓ આવા વચનને ક્ષેપક કહેવાને તત્પર થાય છે પરતુ સાદી બુદ્ધિથી વિચાર કરતા સ્પષ્ટ સમજાશે કોઇ પણ ગ્રથમા કોઇપણ વચન ઘૂસાડવામા ઘૂસાડનારનો લાભ હોવો જોઇએ અને તેવા વચનો ઘૂસાડેલા જ્યા જ્યા જણાય છે ત્યા તે ઘુસાડનારનો સ્વાર્થ પણ નજરે ચઢે છે. ઉપલુ વચન ઘૂસાડવાથી ઘુસાડનારને કઇ પણ લાભ થાય તેમ નથી એમ એ વચનજ સ્પષ્ટ દર્શાવેછે, તો પછી એવા વચનને ક્ષેપક કેમ કહેવાય? આ તો વિપ્રવીજનોને લાભને બદલે નુકસાન કરનારી વાત્ત હોવાથી, તેવાજનો તે ક્ષેપક કહે તેમાં શીનવાઈ? પરતુ એમા ધર્મલાભ શિવાય અન્ય લાભ દેખાતો નથી એટલે ધર્મવિરોધીઓને ન રૂચવાથી સ્વાર્થ દૃષ્ટિથી દેખી ગમે તેમ કહે તે તરફ આસ્તિકોએ ધ્યાન આપવુ યોગ્ય નથી વળી કલિકાલમા ઉપર જણાવેલી બાબતનો નિષેધ ઋષિ મુનિયોએ કર્યો છે ત્યારે યુગાન્તરમા એ કર્મો વિહિત હશે એમ સમજાયછે પરતુ કાળ પરત્વે કરીનેજ એ કર્મોનો ખાસ નિષેધ કરવાની જરૂર પડેલી હશે માટે જેઓ પોતાનુ શ્રેય ઇચ્છતા હોય, તેવા દ્વિજોએ ઉપલા કર્મો આ કાળમા કરવા નહિ, એટલુજ નહિ પરતુ જેઓ કરતા હોય, તેઓને સીધી અથવા આડકત્રી રીતે ઉત્તેજન પણ આપવુ ન જોઇયે, કેમકે પાપ અને પુણ્યમાં સમ ભાગી થવાય છે.

---

## ॥ श्री रामस्तुति ॥



### હરિગીત છંદ.

જયરામ રઘુકુળભાણ, વેદ વખાણ આપ તણાં કરે,
જયરામ પૂરણકામ, પાપી આપનામ સ્મર્યે તરે,
જયરામ નિશિચર મારવા, ભૂમિનો ભાર ઉતારવા,
પ્રકટયા અહો પરબ્રહ્મ! પુણ્યસ્વી સુભક્તો તારવા.
જયરામ વંશ ઈક્ષ્વાકુને, અજપુત્ર દશરથને ઘરે,
જયરામ કૌશલ્યા ઉદરથી ઉદ્ભવ્યા જગમા ખરે,
જયરામ વિશ્વામિત્રસહ ક્રાચી કિશોરવયે જઇ,
જયરામ મારી તાડિકા, મૃદુહાથમા કાર્મુક લઇ,
જયરામ સારી અર્થ તાપસના જનક ગેહે જતા,
જયરામ ઉદ્ધારી અહલ્યા, પગરજે જરિ સ્પર્શતા,
જયરામ ત્ર્યંબક તોડિ, મોડી માન રાવણનું પ્રભુ,
જયરામ સીતાને વર્યાં, વિસ્મિત કરી જગને વિભુ.
જયરામ પરશુરામનો મદ મોડિ અવધે આવિયા,
જયરામ સીતા લાવિ ભાનુ સર્વને મન ભાવિયા;

જયરામ વચન પિતાતણું પાળવા સુઅભિષેકજ સમે,
જયરામ જાનકીસહ વને વિચર્યા ખળ્યા ન રહ્યા ક્રમે.

જયરામ ભરતે વીનવ્યા, ગિરિ ચિત્રકૂટે આવિને,
જયરામ મરણ પિતાતણું પ્રતિયોગથિ સંભળાવિને,
જયરામ તો પણ નવ ફર્યા, અતિતાપ અંતરમાં થતે,
જયરામ ભાળવ્યું રાજ્ય, ભક્ત સુ ભરતને વનમાં જતે.

જયરામ પછિ દંડકવને ગોદાવરીતટ આવિને,
જયરામ પંચવટી વિષે પોતે વસ્યા મુનિભાવિને,
જયરામ ત્યાં દશકંધ ભગિની આવિ પાપમતિ ધરી,
જયરામ તેને લક્ષ્મણે ક્ષણમાજ નાક વની કરી

જયરામ રાક્ષસ ચૌદ સહસ્ર વિદારિયા તે વન મહીં,
જયરામ ખરદૂષણ ત્રિશિરાનય પણ માર્યા તહીં,
જયરામ સાર્યા અર્થ તાપસના નિશાચરને હણી,
જયરામ રાવણ કોપિયો, સુણિવાત શૂર્પનખાતણી

જયરામ તેથી પાપીએ પાપાચરણ વળતી કર્યાં,
જયરામ મારિચ મૃગકરી, થઈ જોગિ જગમાતા હર્યાં;
જયરામ ગીધજટાયુએ રોકયો પ્રપંચી પાપિને,
જયરામ તો પણ તે ગયો પાંખો સુ તેની કાપિને

જયરામ આવ્યા આશ્રમે, જનકાત્મજા જોયા નહીં,
જયરામ વાત જટાયુએ સીતાહરણની સૌ કહી,
જયરામ આપી મુક્તિ તે ખગને સતીની શોધમાં.
જયરામ વાધ્યા વિશ્વનેજ જણાવવા બહુ ક્રોધમાં.

જયરામ જાનકીના વિયોગે રુદન બહુ વ્યાકુળ થતા,
જયરામ શવરી આશ્રમે દીઠા સુદેવ ગણે જતા,
જયરામ પૂરણકામ આવ્યા જોઈને શવરી તદા,
જયરામ ચરણ સરોજમાં લપટઈ ગઈ થઈ મનમુદા.

જયરામ એઠાં બોર તેના તુષ્ટ થઈ તેવે જમ્યા
જયરામ ભાળી ભાવી ભાવ, ગાડી વેલીને પોતે ગમ્યા;
જયરામ પંપાસર પછી શવરી કહ્યાથી પગવર્યા
જયરામ સુગ્રીવાદિ કપિગણને સહાય વિષે વર્યા.

જયરામ વાલી મારિ, સંકટ ટાળિ કપિ સુગ્રીવનું,
જયરામ દૃઢ મૈત્રી હરી, દળ મેળવ્યું માણસનું,
જયરામ હનુમાને તમ ક્રૃપે શોધ સીતાની કહ્યું,
જયરામ છે જનકાત્મજા લંકા વિષે આપે લહ્યું. ૧૨

જયરામ પત્થરપાજ બંધાવી ઘણા લંગૂરથી,
જયરામ વાનર રીંછ દળ લઇ આવિયા બહુ દૂરથી
જયરામ લંકાને વિષે આવી મહાયુધ આદરી,
જયરામ રાવણ રોળિયો, પરિવારસહ પૂરો કરી. ૧૩

જયરામ ભૂંડા ભૂપરાક્ષસ, ભક્ત ભય હરવા તમે,
જયરામ જાનકી નિમિતથી માર્યા મરે નહિ જે ક્રમે,
જયરામ ભક્તનું આપનો વિભીષણ કરી સ્થિર હે હરી!
જયરામ જાનકી લઈ વર્યો, સુવિજયજ ધર્મતણો કરી. ૧૪

જયરામ ચરિતનું આપનું ઉદ્દામ ગ્હેવા આ કર્યું,
જયરામ શતકોટી વિષે મુનિ વાલ્મિકે રચિને ભર્યું,
જયરામ તોપણ તૃપ્તિ તે મની નથી થઇ શું કહૂં ?
જયરામ હું મતિમંદ રામ ઉચ્ચારિ તૃપ્ત સદા રહું. ૧૫

જયરામ તારકમંત્ર માત્રજ આપનું શુભ નામ છે,
જયરામ તો વિસ્તારનું મારે પછી શું કામ છે ?
જયરામ એથી "રામ રામ" હું ઉરથી રટું સર્વદા,
જયરામ ગણુપતરામને મતિ આપજો એવી સદા. ૧૬

ગ. રા. ભટ્ટ.

---

## આધુનિક શ્રેષ્ટોનું કર્ત્તવ્ય.

આ ભારત ભૂમિમાં પ્રાય બાવીસ કરોડ હિંદુઓ નિવાસ કરે છે, પરંતુ ભારત વર્ષના દુર્ભાગ્યને લીધે આવા અગણિત નરનારીઓના ધર્મપર ધ્યાન રાખવાવાળું કોઈપણ હાલમાં હોય એમ દૃષ્ટિગોચર થતું નથી તેથીજ આર્યપુત્રો કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર આદિ અનેક શત્રુઓથી ઘેરાયલા હૃદયથી અહર્નિશ આ કઠોર મરૂ ભૂમિપર પશુ પક્ષાદિની માફક આમથી તેમ ભટકી કાળ નિર્ગમન કરે છે. આમ ભટકવાથી આ મનુષ્યરૂપી શરીર જે ક્ષણભંગુર દેહધારી પ્રાણીઓમાં અત્યંત દુર્લભ કહેવાય છે તે નિરર્થક થઈ છેવટે નાશ પામે છે. એમાંથી બચવાનો સરળ અને સુગમ રસ્તો ધર્મ શિવાય અન્ય નથી. પરંતુ ધર્મમાર્ગ

બતાવનારા તથા રક્ષકોના આલસ્યને લીધે આર્યપુત્રોની દિનપર દિન સ્વધર્મ પ્રત્યેની શ્રદ્ધા દઢ થવાને બદલે ઘટવા માંડી છે જેથી દેશ દારિદ્રતાને પ્રાપ્ત થતુ જાય છે કારણકે આ લોકના સુખ જેવા કે પૈસો, વૈભવ અને યશ એ સર્વ ધર્મથીજ મળી શકે છે. તેમજ પરલોકનુ સુખ પણ ધર્મથીજ પ્રાપ્ત થાય છે આવો જે અમુલ્ય રત્નરૂપી આ ધર્મ તે સેવવાને બદલે આજકાલ લોકોની વૃત્તી અધર્મ સેવવા તરફ દોરાય છે એ અતિ શોચનીય છે પ્રજાનો ધર્મ રક્ષક રાજા શિવાય અન્ય હોતો નથી અગાઉ ભારત વર્ષમા રાજ્યેશ્વર રાજાઓ ધર્મના રક્ષક તરિકે પ્રસિદ્ધ હતા પરતુ હાલમા તો ભારત વર્ષના રાજા ક્રમગણિત ધર્મો તથા સપ્રદાયોના રાજા હોવાથી તેઓએ પોતાની બુદ્ધિમત્તાથી ચતુરાઇ ચીત્રી ભારત વર્ષના કોઇપણ ધર્મવા સપ્રદાયનો સબધ રાખ્યો નથી પરતુ મુસલમાન રાજ્યોની માફક હાલના વિદેશી રાજકર્તાએ પણ ફક્ત સ્વધર્મની પ્રભૃત્તિનો ભાર પ્રજાના ધર્મના ભોગે સ્વશિર રાખેલો છે અને તે પ્રત્યક્ષ છે જ્યા રાજા અને પ્રજાના ધર્મ જુદા હોય ત્યા રાજા, પોતાની પ્રજાના ધર્મ વૃદ્ધિના કાર્યમા તત્પર થાય એ ન ભૂતો ન ભવિષ્યતિ જેવું સમજવુ જોઇયે છે પરતુ આર્યાવર્તના આર્ય રાજાઓની તથા શ્રેષ્ટ પુરૂષોની ફરજ છે કે તેઓએ પોતેજ પ્રથમ ધર્મમા ધુર ધરતા ધરી પોતાના રક્ષણ હેઠળની પ્રજાને ધીરજથી ધર્મ પરાયણ બનાવવા શ્રદ્ધા રૂપી બીજને વધારવા પ્રયત્ન કરવો જોઇયે પણ હાલમા તો આર્યાવર્ત્તવાસી રાજા તેમજ શ્રેષ્ટ પુરૂષો સર્વ સમૃદ્ધિથી તાજા થઇ પોતેજ ધર્મની શ્રાજામૂકી અધર્મમા પ્રવેશ કરવા તત્પર થયેલા દૃષ્ટિ ગોચર થાય છે, તો પછી તેઓના રક્ષણ હેઠળ મેલાયલી પ્રજા અધર્મ તરફ ટળે તેમા શિ નવાઇ? માટે કહ્યુ છે કે ધર્મ વૃદ્ધિનુ મૂળ કારણ રાજા વ શ્રેષ્ટ પુરૂષોજ છે એથીજ ભગવાન્ પડે ગીતામા આજ્ઞા કરે છે કે

> यद्यदाचरति श्रेष्टस्तत्तदेवेतरो जन ः।
> स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्त्तते ॥

અર્થ —શ્રેષ્ટ પુરૂષો જે જે આચરણ કરે છે તે તે આચરણજ બીજા સાધારણ જનો કરે છે. શ્રેષ્ટ પુરુષ જે વાતને પ્રમાણ માને તે વાતને બીજા લોકો પણ અનુસરે છે આથી શ્રેષ્ટ પુરૂષોનુ ખરૂ કર્તવ્ય એજ છે કે તેઓએ ઉપર જણાવેલી ભગવદાજ્ઞા પ્રમાણે ધર્મની ધજા સજાવવા અહર્નિશ મચ્યા રહેવુ જોઇએ કેમકે શ્રેષ્ટ પુરૂષોના આચાર વિચાર પ્રમાણેજ અન્ય લોકોને વિચરવાનુ ધર્મશાસ્ત્રમા ફરમાવેલુ છે. વળી રાજાને માટે પણ આર્ય ધર્મશાસ્ત્રમા સ્પષ્ટ દર્શાવ્યુ છે કે —"**स्वधर्म मनु वर्त्तते यथा राजा तथा प्रजा** " અર્થાત જે પ્રમાણે રાજા સ્વધર્મમા વર્તે તે પ્રમાણે તેની પ્રજા પણ સ્વધર્મમા વર્તે આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે પ્રજાને ધર્મમા ચલાવનાર રાજા વ શ્રેષ્ટ પુરૂષો છે તેથીજ રાજાએ તથા શ્રેષ્ટ પુરૂષોએ

પ્રજાને ધર્મમાં ચલાવવા માટે પ્રમાદ દૂર કરી સ્વધર્મમાં વર્તવુ જોઇએ, નહી કે શ્રેષ્ઠાઇ તથા અધિકારથી અધિરા બની જઇ ધર્મને તુચ્છ સમાન ગણી અધર્મ પરાયણ થવુ; કારણ કે રાજા વ શ્રેષ્ટ પુરૂષોનીજ સારી નરસી ચાલ ઉપર કાળનો પ્રવાહ દોડે છે, તેથીજ કહ્યું છે કે—' राजा कालस्य कारणं ' અર્થાત્ રાજા કાલનું કારણ છે આમ રાજાને કાળનું કારણ બતાવવામા ધર્મશાસ્ત્રનો એવો આશય છે કે મહાન પુરૂષોમા જેવો ધર્મ હોય તેવો સૌ જગે વર્તે.

આ ઉપરથી રાજા તેમજ શ્રેષ્ટ પુરૂષોએ શ્રેષ્ટાઇથી લોભાઇ મદાભિમાની ન થતાં મનને છતી નીતિપર પ્રીતિ રાખી ઇશ્વર ભીતિથી પોતાના રક્ષણ હેઠળ મુકાયલી અથવા અનુસરનારી પ્રજાને સારી રીતિથી ધર્મમાર્ગે ચલાવવી એજ શ્રેષ્ટપણુ પ્રાપ્ત કર્યાનું ખરે ખર સાર્થક કીધેલુ ગણાય.

## સપ્તલોક.

ભૂથી લઇને સત્ય પર્યંત જે ઉપરના સાત લોક આર્યધર્મ શાસ્ત્રમા વર્ણવ્યા છે, તે સપ્તલોકને પૂર્વ કલ્પના આરંભમાં શ્રીબ્રહ્માજીએ પ્રકાશિત કરેલા છે, અને એ સાત વ્યાહૃતિ સાત છંદ અથવા સપ્તલોક તરિકે પણ ઓળખાય છે આ સપ્ત લોકનો અર્થ યોગી યાતવ'ક્યજીએ નીચે મુજબ કરેલો છે, જે મનન કરવા યોગ્ય હોવાથી અમારા વાચનારાઓ સમક્ષ રજુ કરીયે છીયે.

૧. ભુ અથવા ભૂમિલોક આ લોકમા ચર અથવા અચર પ્રાણી ઉત્પન્ન થઇ લયને પામે છે એ કારણથી આ લોકને ભૂ લોક કહે છે.

૨. ભુવ અથવા અંતરિક્ષ લોક સ્વર્ગીય પુણ્યના ક્ષીણ થવાનીસાથે કલ્પાન્તને સમયે પ્રાણી ફરીથી જે લોકમા ઉપભોગાર્થે ઉત્પન્ન થાય છે એવા ભૂમિથી ઉપરના અંતરિક્ષ લોકને ભુવ લોક કહે છે

૩ સ્વ અથવા સ્વર્ગ લોક, સરદી, ગરમી, વર્ષા, પ્રકાશ વા તેજને જે સદા પ્રકટ કરે છે અથવા યજ્ઞાદિ સુકૃત કાર્ય કરવાવાળાનુ જે સ્થાન છે, તે સ્વ. અથવા સ્વર્ગ લોક કહેવાય છે.

૪ મહર્લોક. જે નીચે ઉપરના સર્વ લોકોના પરિમાણમાં મહાન ગણાય છે અથવા સર્વ લોકોના હૃદયસ્થાનની જગ્યાપર છે એવા લોકને મહર્લોક કહે છે

૫ જનોલોક કલ્પાન્ત સમયે અગ્નિદ્વારાએ જે પ્રલયને પ્રાપ્ત થયેલા પ્રાણી ફેરી સૃષ્ટી સરજવાને સમયે જ્યા જન્મે છે, તે લોકને જનોલોક કહે છે

૬, તપોલોક સનકાદિ ઋષિયો તથા મરીચ્યાદિ જેવા બ્રહ્મા. પુત્ર કે જેઓ તપદ્વારાએ સિદ્ધિ પામેલા તેમજ અધિકારોથી નિવૃત્તિ પામેલા એવા જ્યાં નિવાસ કરે છે એ લોકને તપોલોક કહે છે.

૭. સત્યલોક. બ્રહ્માજીના નિવાસનું સ્થાન કે જે સર્વ લોકના શિરોભાગમાં સદાસ્થિત રહે છે એવા સ્થલને સત્યલોક કહે છે.

સત્યથીપર અન્ય કોઇ પણ મોહટો ધર્મ નથી. એનુ પ્રયોજન એ છે કે સત્ય ભાપણનુ યાવજ્જન્મ નિયમ પાળવાથી સર્વોપરી બ્રહ્મ લોકના સુખની પ્રાપ્તિ થાય છે અર્થાત્ જ્ઞાન અથવા કર્મનુ અવિરોધથી અનુષ્ઠાન કરવાથી તથા સત્યભાપણના નિયમનુ પાલન કરવાથી સુખભોગને વાસ્તે એવુ સ્થાન પ્રાપ્ત થાય છે કે જેના મળ્યાથી પ્રાણી તેનાથી ચ્યુત કદીપણ થતો નથી કેમકે આ સાતમા સત્યલોકની ઉપર અન્ય ભોગસ્થાન છેજ નહિ પરંતુ એ સત્ય લોકથી ઉપર જે શેષસ્થાન છે તે અનિર્વચનીય છે તેથી તેનુ વર્ણન વેદ જેવી અલૌકિક વાણી પણ કરી શક્તી નથી જેથી વેદ પડે " नेति नेति " એમ કથે છે તેથીજ અર્ચિ આદિ ઉપનિષદુક્ત માર્ગના ઉપાસક કે જેઓ જ્ઞાન કર્મનિષ્ટ ત્રિદંડી લોક છે, તે પણ આ સત્ય તથા પરબ્રહ્મ લોકનુ અનુચિન્તન કરે છે, આ સત્યલોકની પ્રાપ્તિને માટે મનુષ્યમાત્રે સત્ય ધર્માચરણથી વર્તી પોતાના જન્મમરણના ફેરા ટાળવા જોઇએ.

---

## સૂક્તિસુધા.

### ગીતિ.

હૃદય ઉદય ધર્મ તણો ધરોજ હરિપદ સરોજ રોજ ભજો,
છોરો છેક છળોને ન કામ એ ક્રોધ કામ કામ તજો.

(પંડિત શ્રી ગટ્ટૂલાલજી કૃત)

અર્થઃ—હે મનુજો! હૃદયમા સ્વધર્મનો ઉદય કરો, શ્રીહરિના પદસરોજ (ચરણકમળ) ને નિરંતર ભજો. છળ કપટને તદન છોડીને નકામુ જે છે તેને તજો અર્થાત્ કપટ તથા કામક્રોધાદિ જે સ્વધર્મના ઉદયમા ડરનારા છે, તેને ત્યાગો કે તરતજ હૃદયમા સ્વધર્મનો ઉદય થઈ હરિપદને હૃદય આકર્ષાશે.

# શ્રી આર્યધર્મસુધા

પુસ્તક ૨ જુ. સંવત ૧૯૬૨, કન્યા માસ. અંક ૬ મો.

મંગળાચરણ.

## સદુપદેશ.

( ગીતિ )

બહુ વાર માર ધરવા, સંસાર વને અપાર એ! ચરવા,
નીકળ્યા નરપશુ ફરવા, કરવા ન વિચાર સાર ઓચરવા.

( પંડિત શ્રીગટ્ટૂલાલજી કૃત. )

અર્થ—( સંસાર વને ) આ સંસારરૂપી વનમાં ( અપાર ) એ! પ્રત્યક્ષ અનેક અજ્ઞાની પુરૂષરૂપી પશુ ફરવા અને ચરવા નીકળ્યાં હોય એમ લાગે છે જેમ પશુઓ વન ( જંગલ ) માં કંઇ પણ નિયમ વિના આમથી તેમ ફરે છે અને ઘાસ વગેરે પદાર્થો ચરી કાળ નિર્ગમન કરે છે, તેમ અજ્ઞાની જીવો આ સંસારરૂપી વનમાં વિના નિયમે ગમે તેમ ભટકતા ફરે છે ને જે જે જન્મમાં જેવા ઘરબાર મળે છે, તેમાં તેવાં ભોગ ભોગવી અમુલ્ય કાળ નષ્ટ થવા દઇ પોતે પણ નષ્ટ થાય છે વળી પશુઓ ઘણી વખતે પારકા ખેતર, વાડી વગેરેમાં ઘુસી જઇ અન્નાદિ ખાતા પકડાઇ જવાથી માર ખાય છે તેમ અજ્ઞાની જીવો પણ પરસ્ત્રી સંગ વગેરે કાર્ય કરતાં પકડાઈ પ્રત્યક્ષ માર કદાચ ન ખાય તો પણ કામરૂપી શત્રુના મારનું દુઃખ ભોગવે છે. પશુઓ કંઇ પણ વિચાર કરવામાં અને કોઇ પણ સાર ભરેલી વાત ઉચ્ચારવામાં શકતીમાન નથી હોતા તેવીજ રીતે અજ્ઞાની જીવો પણ સારાસાર વિચાર કરવામાં તથા શાસ્ત્ર સંબંધી વાતને •( કે જેનાથી માનુષ શરીર છૂટતા મોક્ષપદ પ્રાપ્ત કરી શકાય છે તે ) ઉચ્ચારવાને શકતીમાન હોતા નથી આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે પશુ અને અજ્ઞાની જીવોમાં કંઇ પણ ફરક હોતો નથી. કેમકે જેઓ અજ્ઞાની હોય છે તેઓ મનુષ્યજ નથી પણ **मनुष्यरूपेण मृगाश्चरन्ति** અર્થાત્ તેઓ મનુષ્યરૂપે એક જાતના પશુઓજ થઇ ચરે છે. આ સૃષ્ટિ એ એક મહદ્ ડીસ્લા સમાન છે જેમાં ચોર્યાંસી લક્ષયોનિરૂપી કોટડીઓ છે, જેમાંની મુખ્ય કોટડી એ આ માનુષયોનિ કહેવાય છે અને તે પ્રાપ્ત કર્યાંથીજ સૃષ્ટિરૂપી ડીસ્લો છોડી ( મોક્ષ મેળવી ) શકાય છે. અને તેનું સાધન પણ સૃષ્ટિના

પ્રકાશ સહન કરી શકે નહી, નાસીકેંદ્રિયમા સુગંધ અથવા દુર્ગંધનો ભાસ વિશેષ થાય ઇત્યાદિ તથા કર્મેંદ્રિયો પોતાનુ કામ વિશેષ કરે તો તે વાત દોષના પ્રાબલ્યની નિશાની છે અને જ્ઞાનેદ્રિય, અને કર્મેંદ્રિયની ક્રિયા કમી થવા માટે ત્યારે વાત દોષની ક્ષીણતાની નિશાની સમજવી અર્થાત્ વાત ક્ષીણ છે એમ સમજાય છે તેમજ પિત્તરોગ વધવાથી શરીરમા ઉષ્ણતા, દાહ, પાચનક્રિયા ઇત્યાદિ આગ્નેય વ્યાપાર વૃદ્ધિપામે છે અને કમી થવાથી કમી થાય છે તેમજ કફ દોષ વધવાથી શરીરની સ્થૂળતા, જડતા, દ્રવતા, ઇત્યાદિ ધર્મો વધે છે. અને કમી થવાથી કમી થાય છે.

આ ઉપરાંત પણ વાતાદિદોષોને બગડવાનુ ત્રીજુ કારણ એ છે કે તે તે દોષો પોત પોતાના સ્થાનથી ભ્રષ્ટ થાય છે. આ ઉપરથી પણ એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે તે તે દોષોના મૂળ શરીરમા સ્થાનો કેટલા છે ? સામાન્ય રીતે જોતા સર્વ શરીરમા દોષ અતરમાત્ર વ્યાપ્ત હોય તેમ દેખાય છે કારણ શરીરમા જ્ઞાન શકિત અને ચલન શકિત દેવાનુ કાર્ય જે વાતનુજ છે તે શરીરના કોઈ પણ ભાગમા મળી આવે છે ઉષ્ણતા અને તેજસ્વી પણુ રાખવાનુ કામ પિત્તનુ છે તે પણ શરીરમા દેખાય છે તેમજ શરીરમા સ્નિગ્ધપણ અને ભિનાશ વિગેરે રાખવાનું કામ કફનું છે તે પણ શરીરના સર્વ વિભાગો પર જણાય છે તથાપિ ખાસ વાયુનું સ્થાન પકવાશય, ત્વચા, અસ્થિ અને કર્ણેન્દ્રિય, પર છે એમ આર્ય વૈદ્યકનો મત છે

હાલમાં અગ્રેજી વૈદકના શોધ પ્રમાણે જોતા વાતનું મુખ્ય સ્થાન મસ્તકમા અને વાસાનામણકામા મનાય અને આ અવયવોમાથી અનેક વાત વાહિનીઓ ઉત્પન્ન થઈને આખા શરીરમા જ્ઞાનશકિત અને ચલન શકિત પ્રાપ્ત થાય છે

પિત્ત દોષનુ મુખ્ય સ્થાન નાભિદેશ, આમાશય, (સ્ટમક) રસ, રક્ત, ધાતુ, અને નેત્રો એ છે. એ આર્ય વૈદકમા વર્ણવેલુ છે અને તે પ્રમાણેજ અગ્રેજી વૈદક પણુ માને છે પિત્તનુ મુખ્ય કામ કહીએ તો તે પાચન ક્રિયા અને ઉષ્ણતા રાખવી એજ છે તેમા અન્ન પાચનનુ કામ, આમાશય અને નાભિદેશની નીચે રહેનાર ભાગમા થયા કરે છે અને ઉષ્ણતા, રસ અને રક્ત આ ધાતુને ઠેકાણે ઘણે ભાગે હોય છે આ બાબતમા બન્ને વૈદકમાં વિશેષ મત ભેદ નથી એમ કહેવુ તો ચાલશે

હવે કફના મુખ્ય સ્થાન સબંધી વિચાર કરીયે, આર્ય વૈદકમા ઉ. ગળુ ફેફસ સાધા એ કફના મુખ્ય સ્થાનો માનેલા છે. કારણ ત્યા શ્લેશ્મળ પદાર્થોની ઉત્પત્તિ વિશેષ થાય છે અગ્રેજી વૈદક વિચાર પ્રમાણે તપાસીએ તો એના કફના વિશેષ ઠેકાણે કફની ઉત્પત્તિના સ્થાનો હોય એમ લાગે છે શરીરમા રક્તાદિ ધાતુને આચ્છાદન કરનારી જેવી બાહેરની ત્વચા હોય છે તેવીજ અદરના ભાગમા પણ એક ત્વચા છે એ ત્વચા બાહેરની ત્વચા કરતા અત્યત નાજુક પાતળી અને ઢીલી

હોય છે જેને અંગ્રેજીમાં "મ્યુકસમેમ્બ્રેન" કહે છે આ ત્વચા મોઢામા અથવા નાકની અંદર જોવાથી સ્પષ્ટ દેખાય છે

---

## માનસિક કેળવણી

સૃષ્ટિના નિયામકે મનુષ્ય પ્રાણીના શરીરની રચના એવી તો સુંદર રીતે રચી છે કે જેથી તેના નિભાવને માટે મનુષ્યોને પોષક પદાર્થોની જરૂર પડયા વગર રહેતી નથી જેમ શારીરિક બળના નિભાવને માટે દુધ, ઘૃતાદિ પોષક પદાર્થોની જરૂર પડે છે, તેવીજ રીતે માનસિક બળના નિભાવને માટે પવિત્ર સદુપદેશ રૂપી પોષક પદાર્થની પણ ઘણી જરૂર હોય છે, કેમકે માનસિક બળવગર સંસારના કાર્યો સરળતાથી બની શકતા નથી જોઇએ તેવા અને તેટલા પોષક પદાર્થો વગર જેમ શારીરિક બળ ઘટી જઈ, છેવટે શરીર નષ્ટપ્રાય બનેછે, તેમ માનસિક બળ પણ જ્ઞાન વિના નીતિ તથા ધર્મથી રહિત બની છેવટે નાસ્તિકતાને પ્રાપ્ત કરાવે છે માનસિક બળ વધવા ઘટવાનો મુખ્ય આધાર મન ઉપર છે, મનનો ધર્મ સંકલ્પ વિકલ્પ કરવાનો હોવાથી તે ચલાયમાન હોય છે. તેમજ સર્વ ઇંદ્રિયોના સ્વામિ હોવાથી પ્રતિકૂળ વાસનાઓ તરફ ખેચાતી ઇંદ્રિયોને નિયમમાં રાખનાર પણ મનજ હોવાથી વિષયો તરફ ખેંચાતા ઇંદ્રિયોના ગણોની જેવી અસર થાય તેવુ ફળ મળે છે માટેજ મનને પ્રથમ કાબુમા રાખવાની જરૂર હોવાથી સદુપદેશની અતિ આવશ્યકતા છે કેમકે મનની ચાપલ્યતાને લીધેજ તે વિપત્તિ કે સમૃદ્ધિમા પણ દૃઢ રહી શકતુ નથી માનસિક બળની વૃદ્ધિ યા ઓછપનુ મુખ્ય કારણ મનની દૃઢતા અને અદૃઢતાજ છે. માટે મન સ્થિર કરવાનુ મુખ્ય સાધન બુદ્ધિ છે કેમકે ભગવાને ગીતામા કહ્યુ છે "**મનસસ્તુપરા બુદ્ધિ**" મનથી બુદ્ધિ પર છે અર્થાત્ મનને કાબુમા રાખનાર બુદ્ધિ છે માટે તેને નિશ્ચિત કરી તેવડે સારાસારનો વિચાર કરવામાટે માનસિકકેળવણીની અતિ જરૂરછે. માનસિક કેળવણી નિવૃત્તિ પરાયણોને ઝટ પ્રાપ્ત થઇ શ્રેય સાધ્ય નિવડે છે આર્યોના શરીરના સૂક્ષ્મ પરમાણુઓ નિવૃત્તિ પરાયણ હોવાથી તેઓનુ માનસિક બળ અગાધ હોવાનું ઇતિહાસો પરથી સ્પષ્ટ સમજાય છે પરતુ હાલમા આર્ય બાળકો પ્રવૃત્તિના એકસરખા પ્રવાહમા અતિ વેગથી તણાતાજ હોવાથી તેવા સમયે મનોવૃત્તિને કાબુમા રાખી, ધર્મ તથા નીતિ કે જેનો પરસ્પર નિકટ સબંધ છે, તેને અનુસરતુ જીવન ગાળવાનો મુખ્ય આધાર જે મન છે, તેને કેળવવા માટે મનુષ્ય માત્રે સદાચાર, શાસ્ત્ર તથા આચાર્યોના ઉપદેશનુ મનન કરવુ જોઇયે. કેમકે મનની શુદ્ધિ વગર જ્ઞાનની પ્રાપ્તી થતી નથી માટેજ કહ્યું છે કે —

अद्भिर्गात्राणि शुध्यन्ति मनो ज्ञानेन शुध्यति ।

( मनु )

**અર્થાત્**—જેમ શરીરની બાહ્ય શુદ્ધિ પાણીવડે થાય છે તેમ મનની શુદ્ધિ જ્ઞાનવડે થાય છે, માટે મનની શુદ્ધિ સારૂ માનસિક કેળવણીની અતી જરૂર છે વળીમન એ એવુ સાધન છે કે જેના વિશ થવાથી મનુષ્ય પ્રાણી માનુષ યોનિથી મુકત થઇ મોક્ષપદને પ્રાપ્ત કરે છે, ને મનના અવશ હોવાથી બધન પદને પ્રાપ્ત કરે છે એટલા માટે મનને મનુષ્યના બધન તથા મોક્ષનુ મુખ્ય કારણ દર્શાવ્યુ છે અથીજ કહ્યુ છે કે —

मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ॥

( પંચદશી )

**અર્થ**–મન એજ મનુષ્યના બધન તથા મોક્ષનુ કારણ છે. મન એ સ્વાભાવિક રીતેજ ચ ચળ તેમજ વિષયવાસનામા આસકત રહી શરીરને ક્ષોભ પમાડનારૂ અતિ વેગવાન હોવાથી. તે નિયમમા રહેવુ જો કે કઠણ લાગે છે ખરૂ, પરતુ ભગવાન પ્રંભુજ ગીતામા અર્જુનને નિમિત્ત કરી સૃષ્ટિના પ્રાણીમાત્રને બોધે છે કે —

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥

અ ૬ શ્લો. ૩૫

**અર્થ**—હે મહાબાહો ! નક્કી, મન દુર્નિગ્રહ ( ઘણી મહેનતથી પકડાય એવુ અને ચળ ) છે પણ હે કૌંતેય ! ( યોગના ) અભ્યાસથી અને વૈરાગ્યથી તે વશમા આવે છે

આથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે મનને યોગના અભ્યાસે કરીને વશ કરવાથી તે કદિપણ ચલાયમાન થતુ નથી. મનના સ્થિર થવાની સાથેજ ઇદ્રિયો શિથિલ થઇ જાય છે તેથી પ્રસન્ન મન વડે બુદ્ધિ સ્વય પ્રકાશમાન એવા પરમાનદ સ્વરૂપમા મનનો લય કરે છે માટે મનને કાબુમા રાખવા માટે મનુષ્યમાત્રે માનસિક કેળવણી પ્રાપ્ત કરવી જોઇયે છે.

---

## શ્રી

શ્રિ ધાતુને क्विप् પ્રત્યય લાગી શ્રી રૂપ થયુ છે " क्विप् वचिप्रच्छ्यायतस्तु कट प्रजु श्रीणां दीर्घात् सम्प्रसारणंच " આ વાર્તિક અનુસાર ધાતુને દીર્ઘ

કરતાં " શ્રી " શબ્દ સિદ્ધ થયો છે " શ્રી " શબ્દના અનેક અર્થો થાય છે. માટે પ્રસંગાનુસાર અર્થ કરવા જોઈએ " શ્રી " એટલે પ્રકૃતિ, આદ્યમાયા, પરબ્રહ્મની શક્તિ, સંપત્તિ, શોભા વગેરે અર્થો થાય છે પરમાત્માની સર્વ શક્તિનો સમુદાય તેને પણ " શ્રી " કહે છે એ શક્તિઓ અનંત છે, તેથી ગણતા પણ ગણી શકાતી નથી તોપણ માયા ( પ્રકૃતિ ) ના સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ શાસ્ત્રમા ગણ્યા છે જોકે એ ત્રણે ગુણો જુદા જુદા દેખાય છે તોપણ એ ત્રણેની સામ્યાવસ્થા ( સરખાપણા ) નેજ પ્રકૃતિ કહે છે અને એજ પ્રકૃતિ દ્વારા પરમાત્મા આ સૃષ્ટિના ચક્રને ગતિ આપે છે આથી શ્રી એ પરમાત્માની પત્ની કહેવાય છે તેથીજ વિષ્ણુ પુરાણમા કહ્યુ છે કે " **प्रिय च देवदेवस्य पत्नी नारायणस्य च** " અર્થાત્ દેવના દેવ જે નારાયણ તેની જે પત્ની તે " શ્રી " વળી વેદમા પણ પરમાત્માની પરાશક્તિનેજ શ્રી કહી છે અને તે શક્તિની પ્રાર્થનાની ઋચાઓ શ્રીસૂક્તને નામે પ્રસિદ્ધ છે એ શ્રીસૂક્તની વૈદિક ઋચાઓ શ્રીરૂપની પ્રાર્થનાની છે એ શ્રી નામક પરાશક્તિ વડેજ પરમાત્મા આ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરે છે જે અનેક પડ્ગુણો પરમાત્મામા પરિપૂર્ણ રીતે વ્યાપેલા છે, તે પડ્ગુણમા **શ્રી** નામનો એક ગુણ છે શ્રી એટલે સંપત્તિ એની પણ પરાકાષ્ઠા પરમાત્માને વિષે રહેલી છે, એટલુ જ નહિ પણ તે જેને ધારે તેને જોઈએ તેટલી શ્રી ( સંપત્તિ ) આપે છે, તેથીજ પરમાત્માનુ શ્રી આપનાર નામ પડયુ છે અને ધારે ત્યારે તે તેની પાસેથી હરી પણ લેછે તેથીજ પરમાત્માનુ નામ હરિ એવુ પડયુ છે. શ્રી શબ્દના પર્યાય ( સમાન અર્થ વાચક ) શબ્દો અમરકોષમા નીચે મુજબ વર્ણવ્યા છે જેમા પણ શ્રીને હરિ ( ભગવાન્ ) ની પ્રિયા કહી છે—

लक्ष्मी पद्मालया पद्मा कमला श्रीर्हरिप्रिया ।
इन्दिरा लोकमाता मा क्षीरोदतनया रमा ॥

**અર્થ**.—લક્ષ્મી, પદ્માલયા, પદ્મા, કમળા, શ્રી, હરિપ્રિયા, ઇન્દિરા, લોકમાતા, મા, ક્ષીરસાગરની પુત્રી તથા રમા આ ૧૧ અર્થ વાચક શબ્દો લક્ષ્મી શબ્દને બદલે વપરાય છે અને તેમા શ્રી પણ એક લક્ષ્મીનું નામ છે તે પરમાત્માની પરા શક્તિનેજ લાગુ પડે છે, તેથી તે શ્રીનાથજી કહેવાય છે પરમાત્માની પરા શક્તિની પ્રાર્થના વેદમા **શ્રીસૂક્તના** મંત્રોથી કરવામા આવી છે વળી ભગવાન પણ શ્રીને ભગવત્સ્વરૂપતરીકે જણાવે છે તેથીજ ગીતામા પણ કહ્યુ છે કે —

कीर्ति श्रीर्वाक् च नारीणा स्मृतिर्मेधा धृति क्षमा ॥

**અર્થ**—નારીઓમા કીર્તિ, શ્રી, વાણી, સ્મૃતિ, મેધા, ધૃતિ અને ક્ષમા એ

માટે જ રૂપ છે. આ ઠેકાણે શ્રીનો અર્થ શોભા એમ થાય છે જેના વડે પદાર્થ શોભે છે, તે તત્ત્વ શ્રીનોજ એક અંશ છે અને તે સ્પષ્ટ કરવા એજ અધ્યાયની સમાપ્તિમા ભગવાન્ કહે છે કે —

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जित मेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंश संभवम् ॥

અર્થઃ—જે જે સત્ત્વ ( પદાર્થ ) વિભૂતિ ( ઐશ્વર્ય ) વાળું, શ્રીવાળું, સૌંદર્યવાળું અથવા ઉત્કર્ષવાળું હોય છે તે તે સર્વ ભાગ તેજના અંશમાથી ઉત્પન્ન થયેલુ તુ જાણ અર્થાત્ અંશીસ્વરૂપ જે હુ શ્રી કૃષ્ણ તેનુજ ધ્યાન સર્વોત્તમ ભાવથી કર.

આમ હોવાથી જે જે સ્થળે શ્રીનો વિશેષ અંશ દેખાય છે તેને શ્રીપૂર્વક બોલવાને આર્ય ધર્મ શાસ્ત્રમા જણાવ્યુ છે તેથીજ કહ્યુ છે કે —

देवं गुरु गुरुस्थानं क्षेत्रं क्षेत्राधिदेवताम् ।
सिद्धं सिद्धाधिकारांश्च श्रीपूर्वं समुदीरयेत् ॥

અર્થઃ—દેવ, ગુરુ, ગુરુના નિવાસનુ સ્થાન, ધર્મક્ષેત્ર, તીર્થક્ષેત્રની અધિદેવતા, સિદ્ધ ( અણિમા વગેરે આઠ સિદ્ધિમાંની એક પણ જેણે મેળવી હોય તેવો પુરુષ ), તથા સ્વર્ગાદિ સિદ્ધિનો અધિકાર જેણે સત્કર્મો કરી મેળવ્યો હોય, તેમના નામોનો ઉચ્ચાર શ્રી પૂર્વક કરવો. આથીજ પ્રાચીન આર્યજનો ઉપર જણાવેલા વિશેષ અંશવાળાને શ્રી પૂર્વક બોલાવતા હતા. ધર્મ શાસ્ત્રમા ભગવાનના છ ગુણ ગણેલા છે કારણ કે આ સૃષ્ટિનો નિયામક જે છે તેનુ નામ ભગવાન્ છે અને ભગવત શબ્દનો અર્થ છ ગુણ ( શ્રી ) યુક્ત એવો થાય છે, કેમકે એ છએ શ્રી એના આશ્રય ધરીને એનામાજ રહેલી છે જેથી કહ્યુ છે કે —

ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशस श्रिया ।
ज्ञानवैराग्ययोश्चैव षण्णा भग इतीरणा ॥

સમગ્ર ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ છ ભગ કહ્યા છે, તે યુક્ત જે વિષ્ણુ તે ભગવાન્ કહેવાય છે.

આથી સ્પષ્ટ સમજાય છે કે ધર્મશાસ્ત્રાધારેમુખ્ય શ્રી છ છે, તેથીજ પ્રાચીન આર્યો કાગળ પત્રોમા વધતામા વધતી ૬ શ્રી લખતા હતા આપણે ઉપર જોઈ ગયા કે વિશેષ અંશવાળાના નામોનો ઉચ્ચાર શ્રી પૂર્વક કરવો, પરતુ ધર્મ શાસ્ત્રે અધિકાર પરત્વે શ્રી વધતી ઓછી લગાડવા જણાવ્યુ છે કારણકે જો તેમ ન કરવામા આવે તો પછી અધિકારનુ ફળ નષ્ટ થઈ જાય. એટલા માટેજ કહ્યુ છે કે —

षड्गुरौ स्वामिन. पंच द्वे भृत्ये चतुररिपौ ।
श्री शब्दाना त्रयं मित्रे एकैक पुत्र भार्ययो ॥

**અર્થઃ**—ગુરુને છ, સ્વામિ ( શેઠ ) ને પાચ, શત્રુને ચાર, મિત્રને ત્રણ, ચાકરને બે અને પુત્ર તથા પત્નીને એકેક શ્રી પત્રમા લખવી આમા ગુરુને ૬ શ્રી લગાડવાનુ કહ્યુ છે કદાચ કોઇ શકા કરે કે મુખ્ય છ શ્રી તો ભગવાનનેજ છે તો પછી ગુરૂ ને ભગવાનમા ફેર નહિ ? આનો ખુલાસો એટલોજ કે ભગવદ્ પ્રાપ્તિનુ મુખ્ય સાધન સદ્ગુરૂ છે કારણ કે ગુરૂ વિના જ્ઞાન કે જેનાવડે ભગવત્ પ્રાપ્ત થાય છે તે મળી શકે નહિ. તેથીજ કહ્યુ છે કે "**यथा देवे तथा गुरौ**" અર્થાત્ સદ્ગુરૂને ભગવાનની સમાન ગણી ભજવા જોઇયે આવુ સ્પષ્ટ હોવા છતા આજ કાલ ઘણા આર્યજનો ગુરૂને ૧૦૮, ૧૦૦૮ કે મરજી મુજબ શ્રીના આકડા લખવા લાગ્યા છે, પરતુ તેવુ વિધાન અદ્યાપિ સુધી કોઈ પણ ગ્રથમા લખાયલુ જણાતુ નથી માટે શ્રીનો મરજી મુજબ ઉપયોગ ન કરતા સદ્ ઉપયોગ કરતા શીખવુ એજ આર્યોના વિવેકનુ મૂળ પગથિયુ છે

શ્રી શબ્દનો પૈસો એવો પણ અર્થ તેની અધિષ્ઠાત્રી દેવતાને લીધે થાય છે એથીજ પૈસાવાળાને સાધારણ રીતે શ્રીમત્ કહે છે હવે જેઓ શ્રી ( પૈસા ) નો યથા યોગ્ય રીતે ઉપયોગ કરે છે તેઓજ ખરેખરા શ્રીમાન્ કહેવાય બાકી જેઓ કૃપણતાને વશ થઇ શ્રીનો યથાર્થ ઉપયોગ કરતા નથી તેઓ નામનાજ શ્રીમાન્ હોય છે તેથીજ કહ્યુ છે કે "**न दातु नोपभोक्तुं वा शक्नोति कृपणा श्रियम्**" કજુસ, શ્રી ( પૈસા ) કોઇને આપી શકતો નથી અથવા પોતે તેનો ઉપભોગ પણ કરી શકતો નથી શ્રીમાન્‌ને સસ્કૃતમા શ્રેષ્ટ તરીકે કહ્યો છે પરતુ હાલના શ્રીમતોની શ્રી પ્રત્યેની ચાલચલગતથી કોઇ કવીએ કહ્યુ છે કે —

( દોહરો )

શુદ્ધ સસ્કૃત શ્રેષ્ટ તે, થયા પ્રાકૃતે શેઠ;
આત્મજ્ઞાન ખસતા, રૈ સસારી વેઠ.

અર્થાત્ શુદ્ધ સંસ્કારવાળા શ્રેષ્ઠ યાને શ્રીમાન્ ગણાતા હતા પરતુ અસસ્કૃતે શેઠ અને પુરૂષાર્થ પ્રાપ્તીનુ જે સાધન આત્મજ્ઞાન તેનાથી દૂર રહેવાથી સસારીવેઠીયા જેવા થઇ પડયા છે અને તે દષ્ટિગોચરમી થાય છે

ગાયન કળામા મુખ્ય રાગ છ પ્રકારના કહેલા છે તેમા પણ શ્રી નામનો એક રાગ છે ગાયન શાસ્ત્રમા રાગ રાગણી ગાવાને ઋતુ, સમય વગેરે દર્શાવેલા છે જો દરેક રાગ તેના નીમેલા સમયપર ગાવામા આવે તો તે રાગથી ઉત્પન્ન થતુ ફળ તેના ગાનાર તથા શ્રોત્રીય વર્ગને પ્રાપ્ત થાય છે હાલમા લોકો ગાયન શાસ્ત્રની ખરી ખૂબી ન સમજતા ક્ષુલ્લક તૃપ્તિ અર્થે ગમે તે રાગ ગમે તે ઋતુ તથા સમયમા ગાય છે જેથી રાગની ખુબી નષ્ટ થઇ મનને રજન કરતુ નથી માટે ઋતુ તથા સમયપર ગાવુ જોઇયે શ્રી રાગની ખરી ઋતુ શિશિર છે તેથીજ કહ્યુ છે કે

હુ ઇંદ્રાદિક દેવતાઓ અને મનુષ્યોએ સેવન કરેલી વસ્તુ રૂપ છુ જે કોઇ ઉગ્ર (મિત્ર) થવા ઇચ્છે, તેને હુ ઉગ્ર કરીશ જે કોઈ બ્રહ્મા થવા ઇચ્છે છે તેને બ્રહ્મદેવ કરીશ, જે કોઈ અતીન્દ્રિય જ્ઞાનને ઇચ્છે, તેને તેવો ઉત્તમ બુદ્ધિમાન હુ કરીશ

; હિંસા કરનાર બ્રહ્મદ્વેષીને મારવા માટે સિદ્ધ ધનુષ્ય મે શિવજીને આપ્યુ હુજ મનુષ્યને મદોન્મત્ત કરીને લડાવુ છુ હુજ દ્યાવા પૃથ્વીમા અતર્યામી રૂપે પેઠેલી છુ મેજ બાપને ઉપ્પન્ન કર્યો, જેની અદર સર્વ જગત્ રહ્યુ છે, એવા સાગ કારણરૂપ સમુદ્ર નામક પરમાત્મા છે હુજ સર્વ ભુવનોને વ્યાપી રહેલી છુ. આકાશ અને પૃથ્વી એને પણ કારણ રૂપે વ્યાપી રહેની હુજ છુ.

આવી જે શ્રીરૂપ શક્તિ તેનુ સ્તવન દરેક આર્યજને કરવુ જોઇએ

---

# શ્રી વલ્લભ વચનામૃત.

## (૨) પ્રમેય શુ ?

**માનાધીનામેયસિદ્ધિ** પ્રમાણને અધીન પ્રમેયની સિદ્ધિ હોય છે શ્રીમદ્ વલ્લભાચાર્યજી કયા કયા ગ્રથોને પ્રમાણ ગણે છે, એ વાત સાતમા અકમા ( પૃષ્ઠ ૧૦૬ ) જણાવી છે મુખ્ય પ્રમાણ ત્રણ છે ૧ પ્રત્યક્ષ, ૨ અનુમાન અને ૩ શાબ્દ. પ્રત્યક્ષ પ્રમાણથી ઇંદ્રિયગોચર જે પચમહાભૂતો તથા તેના કાર્યોનુ અર્થાત્ સ્થૂલ દેહનુ જ્ઞાન થાય છે અનુમાન પ્રમાણને પણ પ્રત્યક્ષનો આધાર લેવો પડે છે અને તે વડે અધ્યાત્મ અર્થાત્ સૂક્ષ્મ અથવા લિંગ દેહનુ જ્ઞાન થાયછે અને જે કારણ દેહ અથવા પચપ્રાણનુ જ્ઞાન શબ્દ પ્રમાણથી થાય છે પરતુ એ ત્રણે પ્રકારના દેહથી અલગ જે દેહી ( જીવાત્મા ) છે, તેનુ જ્ઞાન આ લૌકિક પ્રમાણથી થતુ નથી. તે જાણવા માટેજ અલૌકિક પ્રમાણ એટલે શ્રીભગવત્પ્રોક્ત શાસ્ત્રો તેજ મુખ્ય સાધન છે તેવા ચાર શાસ્ત્રો મુખ્યતાથી શ્રીવલ્લભાચાર્યજી પ્રમાણ ગણે છે તથા બીજા જે તેને અનુકૂળ હોય, તે પ્રમાણમા માને છે. પ્રતિકૂલ બીલકુલ પ્રમાણ નહિ.

એ પ્રમાણ વડે જાણવાનો પદાર્થ તેને **પ્રમેય** કહે છે એ પ્રમાણ વડે જાણનારો જે જીવ તેને **પ્રમાતા** કહે છે એ રીતે જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એ ત્રિપુટી બને છે શ્રીમદ્વલ્લભાચાર્યજી **પ્રમેય** શ્રીકૃષ્ણ પરમાત્માનેજ કહે છે તે પરમાત્મસ્વરૂપનુ જ્ઞાન [પ્ર]માણ વગર પ્રમાતાને થઇ શકતુ નથી આ પ્રમાતાને બદલે શાસ્ત્રમા આત્મા [શબ્દ] વાપર્યો છે આ આત્મા શબ્દ જ્યાં જ્યા વેદાદિ શાસ્ત્રોમા વપરાયો છે, તેનો [જુદા] જુદા લેખકોમાથી કોઈ તો મન, કોઇ તો જીવ, કોઈ અતર્યામી અને [પરમાત્મા] એવો કરે છે આમ કરવાથી એકજ શાસ્ત્રના વચન વડે જુદા

જુદા સિધ્ધાંતો દૃગોચર થાય છે જુદા જુદા આચાર્યોને દેશ, કાળ અને પાત્રના વિચાર પૂર્વક એકજ પરમાત્મા ( શ્રીકૃષ્ણ પ્રમેય ) તરફ પ્રાણીઓનુ લક્ષ ખેંચવા માટે જુદી જુદી રીતે શાસ્ત્રની રચના કરવી પડી છે, પરંતુ તે સર્વ આચાર્યોના કહેવાનો ભાવાર્થ તપાસીએ તો જીવની ઉન્નતિ કરવાનો માર્ગ જે ભગવદ્ ભક્તિ તેજ દર્શાવવાનો છે, અને જુદા જુદા શબ્દો અને તેના જુદા જુદા અર્થો ગોઠવી એટલે ભાષાભેદ કરી એકની એકજ વાત પ્રતિપાદન કરી છે. શ્રીમદ્ વલ્લભાચાર્યજી સર્વથી છેલ્લા થએલા હોવાથી, તેમણે એ બધી વ્યવસ્થા જોઇ, તથા આધુનિક અલ્પજ્ઞ અને અલ્પ શક્તિમાન્ પ્રાણીઓનો જેથી ઉધ્ધાર થાય એવી સરળ પરિભાષાથી એજ વૈદિક બ્રહ્મવાદ સમજાવી, ભગવત્સેવા અને કથા એજ આ કાળના આર્યજીવોની ઉન્નતિનો ઉપાય પ્રકટ કર્યો છે એવી સેવા અને કથા વડે જે પ્રભુની કૃપા સંપાદન કરવી, તેનેજ પુષ્ટિ-ભક્તિ-માર્ગ કહે છે

પ્રમેય જે શ્રીકૃષ્ણ તેમનુ સ્વરૂપ શ્રીમદ્ વલ્લભાચાર્યજી કેવુ સમજાવે છે, તે તેમના " તત્ત્વદીપ " નિબંધ ગ્રંથનુ મંગળાચરણ વાચતાજ ધ્યાનમા આવે તેમ છે. તે આ રીતે.—

नमो भगवते तस्मै कृष्णायाद्भुतकर्मणे ।
रूपनामविभेदेन जगत्क्रीडति यो यतः ॥ १ ॥

**અર્થ**—તત્ ( તે લોક વેદમા પ્રસિદ્ધ ) કૃષ્ણ અદ્ભુતકર્મા ભગવાનને પ્રણામ છે. જે ( શ્રીકૃષ્ણ ) રૂપ, નામ વિભેદથી ક્રીડા કરે છે, જે રૂપ નામના વિભેદથી જગત્રૂપ થયા છે અને રૂપ નામના વિભેદથી જેથી જગત્ થયુ છે

આથી માલમ પડશે કે આ અખિલ વિશ્વમા રુપ અને નામથીજ બધોભેદ થયો છે અને તે પરમાત્માએ પડે, પોતાની ઇચ્છાથીજ, પોતાના આત્મામાથી પ્રકટ કર્યાં છે. તેવા પરમાત્માને તદ્રૂપ સમજી તેના નામનુ સદોદિત સ્મરણ કરવુ, તેમનુ સ્વરૂપ જાણવુ, પોતાનુ સ્વરુપ જાણવુ અને તેમની નિરંતર જ્ઞાનપૂર્વક ભક્તિ કરવી, એ ભક્તિ વડે જે પરમાત્મા નિર્મળ અંતઃકરણમા આપોઆપ પ્રકટ થાય અને તે એકજ સ્વરૂપમા સર્વનુ દર્શન થાય એ પ્રમેયસિદ્ધિનુ પ્રથમ પગથિયુ, સર્વમાં સર્વનુ દર્શન થાય એ પ્રમેય સિદ્ધિનું બીજું પગથિયુ અને પોતાથી અલગ બીજુ કંઇ ન જણાય પણ પોતામા સર્વ અને સર્વમા પોતાનુ દર્શન અભેદ ભાવથી થવુ એ પ્રમેય સિદ્ધિનુ ત્રીજુ પગથિયુ છે.

# સામાન્ય ધર્મનાં દશ લક્ષણો.

## ૪ અસ્તેય.

**स्तेन** શબ્દને ભાવાર્થ **स्तेनाद्यन्नलोपश्च** ૫ ૧, ૧૨૫ એ સૂત્રથી યત્ પ્રત્યય લાગતા નનોલોપ થઇ સ્તેય શબ્દ થયો છે. સ્તેય એટલે ચોરી અને અસ્તેય એટલે અચોરી અર્થાત્ ચોરી ન કરવી તે પણ એક સામાન્ય ધર્મ છે સ્તેય એ અધર્મ છે, તેનું લક્ષણ શાસ્ત્રમા નીચે મુજબ કહ્યુ છે.—

> प्रत्यक्षं वा परोक्षं वा रात्रौ वा यदि वा दिवा ।
> यत्परद्रव्यहरणं स्तेयं तत्परिकीर्तितम् ॥
> (પ્રાયશ્ચિત્ત વિવેક)

પ્રત્યક્ષ અથવા અપરોક્ષ, રાત્રે અથવા દિવસે જે પારકી વસ્તુનુ હરણ કરવુ તેને સ્તેય (ચોરી) કહે છે એ ચોરીરૂપ અધર્માચરણના પરિણામમા મુઆ પછી પ્રાણીને નરક પ્રાપ્તિ થાય છે,—

> तृणं वा यदि वा शाकं मृदं वा जलमेव वा ।
> परस्यापहरन् जन्तुर्नरकं प्रतिपद्यते ॥ (व्यास)

ઘાસ, અથવા શાક, માટી કે જલ પણ જે બીજાનુ (તેની રજા વગર) જે હરણ કરે, તે જીવને નરકપ્રાપ્તિ થાય છે.

આ રીતે જે સામાન્ય વસ્તુઓ છે અને જેની કંઇ ઘણી કીમત થતી નથી, એવી ચીજની ચોરી જ્યારે પરલોકમા નરક પ્રાપ્તિનું કારણ થાય છે, ત્યારે જેઓ એથી પણ વધારે કીમતી વસ્તુઓની નિત્ય ચોરી કરતા બીહીતા નથી, તેઓની કેવી ગતિ હશે! તે હરિજાણે વળી આ લોકમા પણ જ્યારે ચોર પકડાય છે ત્યારે તેને રાજા તરફથી શિક્ષા (દંડ) થાય છે, તેને જેલખાનુ તથા ચાબખાનો માર તો પ્રત્યક્ષ મળે છે વળી તેમા સ્થાનની પવિત્રતા અનુસાર પાપકર્મનુ ફળ વધતુ ઓછુ પણ મળે છે ત્યારે જે મંદમતિ લોક દેવમંદિર કે ભગવત્ કથા કીર્તનના તીર્થસ્થાન જેવા પવિત્ર સ્થળે આવીને નિત્ય જોડા (પગરખા) કે છત્રીઓની બેધડક ચોરી કરે છે, તેના પાપી પુરુષોની કેવી દુર્ગતિ થશે, તેનો વિચાર તેણે પોતેજ પોતાના મનથી કરી લેવો

વળી દરેક પાપ કે પુણ્યના મુખ્ય સાધન કાયા, વાચા, મન અને સંસર્ગ એ ચાર હોય છે તે રીતે ઉપર કહી તે કાયિક ચોરી છે કોઇ વચન કે કાવતા બીજાની કરેલી (રચેલી) હોય, તે જેમની તેમ મોઢે કરી તે લખીને પોતાના નામથી બહાર મૂકવી એ વાચિક ચોરી છે વળી કોઇના ખીસામા કે પેટી પટારામાં કાગળની (કરન્સી નોટો) શાહજોગી દર્શની હુંડીઓ અથવા બીજા કાગળો હોય, તેમાથી કોઇપણ કાગળ નોટ સમજીને કાઢી લઇએ અને પછી તે નકામો કાગળ

હોય, તો પણ તે કાઢી લેનારે માનસિક ચોરી કરી કહેવાય. તેમજ જે ચોર છે, તેને ચોરીના કામમા કોઇ પણ પ્રકારે મદદ કરવી અથવા ચોરીનો માલ છુપાવવામા સહાયતા કરવી એ સાસર્ગિક ચોરી કહેવાય આ ચારે પ્રકારની ચોરી ન કરવી, એમ ધર્મશાસ્ત્ર સામાન્ય ધર્મમા મનુષ્ય માત્રને આજ્ઞા કરે છે

આ અખિલ વિશ્વના ખરા માલિક એક પરમાત્મા શ્રીપુરૂષોત્તમ છે, એ વાત વેદથી આરભી આજ પર્યંત થએલા સર્વ ધર્મ ગ્રથકારોને માન્ય છે, યજુર્વેદનો ૪૦ મો ( છેલ્લો ) અધ્યાય તેમા કહે છે કે —

ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुंजीथा मागृधः कस्यचिद्धनम् ॥

આ સર્વ પૃથ્વી તળમા દેખાતુ તથા સભળાતુ જે કંઈ જગત્ છે, તેમાં ઇશ્વર વ્યાપી રહ્યો છે અર્થાત્ તે અખિલ જગતનો માલિક છે, માટે તે જગત્ માથી કોઇપણ ચીજ તેની રજાવગર પ્રાણીએ લેવી ન જોઇએ, તેટલા માટે ધર્મ શાસ્ત્રમા તે રજા લેવાના બે પ્રકારો બતાવ્યા છે એક નિવેદન અને બીજો ભોગ તે કારણથી પોતાના ઇષ્ટરૂપ પરમાત્માની પ્રતિમાની આગળ પોતાનો જે ભોગ્ય પદાર્થ હોય, તેનુ પ્રથમ નૈવેદ્ય અથવા ભોગ સમર્પીને પછી તેનો ઉપભોગ લેવો અને કોઇપણ ચીજ નિવેદન કર્યા વગર ગ્રહણ કરવી નહિ એમ આજ્ઞા છે. એટલા માટેજ ભગવાન્ શ્રીકૃષ્ણ પરમાત્મા ગીતામા સ્પષ્ટ ચોરીનુ લક્ષણ કહે છે કે, —

इष्टान् भोगान् हि वो वा दास्यन्ते यज्ञभाविता ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुक्ते स्तेन एव स. ॥

અ ૩ શ્લો ૧૨

યજ્ઞ ( વર્ણાશ્રમ ધર્મ ) થી પ્રસન્ન થએલ દેવ, તે તે પ્રાણીને ઇચ્છિત ભોગો નક્કી આપે છે, તેમણે આપેલા ભોગોને, તે તે દેવને અથવા તો દેવના દેવ પરમાત્માને આપ્યાવિના, જે ભોગવે છે, તે ચોરજ છે માટે જેઓ ખરા વિવેકી છે, તે તો પોતાને માટે કોઇપણ સત્કર્મ પણ કરતા નથી, પરતુ જે કરે છે તે સત્કર્મો પણ ભગવત્ પ્રીત્યર્થે કરે છે કેમકે પોતાને માટે કરવાથી પણ પાપ ભાગી થવાય છે તેથીજ ગીતામા ભગવાન્ પંડે કથે છે કે.—

यज्ञशिष्टाशिन सतो मुच्यते सर्वकिल्बिषै ॥
भुंजते ते त्वघ पापा ये पचत्यात्मकारणात् ॥ १ ॥

અ. ૩ શ્લો ૧૩

યજ્ઞથી બચેલા ( પ્રસાદી અન્ન ) નો ભોગ કરનાર સત્પુરૂષો સઘળા પાપોથી છૂટે છે જેઓ પોતાને માટેજ ( અન્ન ) રાંધે છે, તે પાપીઓ પાપનેજ ભોગવે છે. એટલા માટે શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ ભગવદાજ્ઞા મુજબ સર્વ પાપથી છૂટવા માટે બ્રહ્મસબંધનો પ્રકાર " સિધ્ધાંત રહસ્ય " માં દર્શાવ્યો છે —

ब्रह्मसंबंधकरणात्सर्वेषां देहजीवयो ।
सर्वदोषनिवृत्तिर्हि दोषा पंचविधा. स्मृता ।
सहजा देसकालोत्था लोकवेदनिरूपिता ।
संयोगजा' स्पर्शजाश्च न मंतव्या कथंचन ॥

બ્રહ્મસબંધ કરવાથી સર્વ ( પ્રાણી ) ના દેહ અને જીવના બધા દોષોની નક્કી નિવૃત્તિ થાય છે તે દોષો પાંચ પ્રકારના કહ્યા છે લોક ( ધર્મશાસ્ત્રો–સ્મૃતિયો ) અને વેદ ( શ્રુતિ ) માં નિરૂપણ કરેલા (૧) સહજ ( જન્મતાંજ વળગેલા ), (૨) દેશોત્થ ( અપવિત્ર દેશને લીધે લાગેલા ), (૩) કાલોત્થ ( અપવિત્ર 'કાલથી વળગેલા ) (૪) સંયોગના ( અપવિત્રના સંયોગથી થએલા ) અને (૫) સ્પર્શના ( અપવિત્ર પદાર્થને અડકવાથી લાગેલા ) એ પાંચે પ્રકારના દોષો બ્રહ્મ સબંધ એટલે ભગવાનને નિવેદન કર્યા પછી નહિ ગણવા "

આ શ્લોકનું તાત્પર્ય તે તે પદાર્થ અને પ્રાણીઓમાં **સેવાની** યોગ્યતા આણવા માટે છે, તથા પ્રાણી અને પદાર્થ અંતર્ગત રહેલા પાંચ પ્રકારના અજ્ઞાત દોષ જે કે પ્રભુ ( સર્વજ્ઞ હોવાથી ) જાણે છે, તેને નિવેદન કરવાથી દૂર થાય છે જે જાણી જોઇને દોષો કર્યા હોય કે થયા હોય, તેની શુદ્ધિ તો ધર્મશાસ્ત્ર પ્રમાણેજ થવી જોઇએ, તેટલું પણ નહિ સમજનારા કેટલાક મનસ્વી લેખકો જાણી જોઇને કરેલા પાપોની નિવૃત્તિ પણ " બ્રહ્મ સબંધથી " થાય છે એમ બતાવવાનો જાણી જોઇને પ્રયત્ન કરે છે, એ અનર્થ જનક છે કેમકે આગળપાછળનો સબંધ તપાસ્યા વગર ગ્રંથકારનો અભિપ્રાય જાણી જોઇને ઉલટાવી લોકોને અધર્મને રસ્તે દોરવા એ પણ એક જાતની વાચનિક ચોરી કહેવાય છે, અને તેવી ચોરી વિદ્વાનોજ કરે છે તે કારણથી કોઈ કવિ કહે છે કે —

साक्षरा विपरीता राक्षसा भवन्ति ।

આમાં જે **साक्षरा** શબ્દ છે તેને ઉલટી રીતે વાંચતાં **राक्षसा** વંચાય છે એટલુંજ નહિ પણ સાક્ષરો શાસ્ત્રના અર્થ ઉલટા કરે ત્યારે રાક્ષસો જેવું કામ કરનારા ગણાય છે માટે કોઇપણ શબ્દ વા વાક્યના અર્થનો અનર્થ કરી લોકોને અવળે માર્ગે દોરવાની આડકત્રી પ્રેરણી કરવી, એ એક જાતનું કપટ છે અને જેમાં કપટ હોય તે સાસર્ગિક સ્તેયજ ગણાય

---

" सत्कुलोद्भवः, पूज्य, श्रेष्ठ, सुहृदि, इत्यमरः । संगत -इत्यजयः । मान्य, उदारचरित, शान्तचित्तः, न्यायपथावलम्बी, प्रकृताचारशीलः सतत-कर्तव्यकर्मानुष्टता इत्यादि

અર્થાત્—સત્ ( શ્રેષ્ઠ ) કુલમાં ઉત્પન્ન થવુ, પોતાને વિષે અન્યને પૂજ્ય ભાવ ઉત્પન્ન થાય એવું આચરણ, શ્રેષ્ઠ, સારો ( કોમળ ) હૃદયવાળો.

માનનીય થઇ પડવુ, ઉદાર ચરિત, શાંતવૃત્તિવાળો, ન્યાય માર્ગને અનુસરીને વર્તનારો, પ્રાકૃતાચાર ( સ્વધર્માચરણ ) મુજબ વર્તનાર, શીલવાન, સત્કર્મ કરવામા તત્પર ઇત્યાદિ ગુણ જેનામા હોય તેજ આર્ય હોઇ શકેછે પરંતુ હાલમા દરેકજણ પોતાને આર્ય તરીકે ઓળખાવવાને તત્પર થએલા આપણી દ્રષ્ટિએ પડેછે, જોકે તેઓમા ઉપર જણાવેલા ગુણ અને લક્ષણની ખામી હોવા છતા પણ આર્યાવર્તમા આર્ય ( બ્રાહ્મણાદિ ) માતપિતાને પેટે જન્મ લીધેલો હોવાથી નામમાત્ર તો આર્ય કહી શકાય, પરંતુ ખરો આર્ય તો એજ કહેવાય કે અયોગ્ય સમયે અયોગ્યસ્થાને અકર્તવ્ય કર્મથી પોતાને બચાવી, યોગ્યાયોગ્યનો વિચાર કરી કર્તવ્યકર્મ કરે હાલમા કેટલાક વિદ્વાનો વિદ્યાના બળથીજ ને શ્રેષ્ઠો ( શ્રીમાનો ) શ્રી (લક્ષ્મી) વડેજ પોતાને આર્ય તરીકે ઓળખાવે છે પરંતુ કેવળ વિદ્યા કે ધનથીજ આર્યત્વ આવતુ નથી. ખરો આર્ય કોણ કહેવાય તે વિષે મહાભારત ઉદ્યોગ પર્વમા જણાવ્યું છે કે—

" वृत्तेन हि भवत्यार्यो न धनेन न विद्यया "

અર્થાત્ મનુષ્ય શ્રેષ્ઠ આચરણ વડેજ આર્ય થઇ શકે છે, પણ ધન અથવા વિદ્યાએ કરીને આર્ય થઇ શકાતો નથી આ ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે શ્રેષ્ઠકુળમાં ઉત્પન્ન થઇ જે મનુષ્ય સદાચારથી ધર્મશાસ્ત્રમાં સ્વકર્તવ્ય કર્મો કહેલા છે તેનુ આચરણ કરે તેજ પુરૂષ આર્ય કહેવાય, બાકી તો નામનોજ આર્ય હોઇ શકે, માટે દરેક મનુષ્યની ફરજ છે કે સ્વકર્તવ્ય કર્મ ( સદાચરણ ) કરી આર્યની ખરી સંજ્ઞા પ્રાપ્ત કરવા તત્પર થવુ.

હાલ આર્યોની તેમનુ આચરણ બદલાવાથી પડતી થઇ છે, પરંતુ તે પડતીમાથી પાછી ઉન્નતિ કરવામાટે, પણ તેમણે આર્યનુંજ આચરણ સ્વીકારવુ જોઇએ, અનાર્યના આચરણનુ જેઓ ઉન્નતિની ઇચ્છાથી અનુકરણ કરે છે, તેઓ મોટી ભૂલ કરે છે કવિ નર્મદાશંકર જેવા અનુભવી એ પણ કહ્યુ છે કે આ આર્યાવર્તની ઉન્નતિ આર્યધર્માચરણથીજ થશે. આ કવિપણ પોતાની જુવાન અવસ્થામા એમ માનતા હતા, કે જેવી રીતે અનાર્યોની ઉન્નતિ થઇ, તેવીજરીતે આપણી પણ તેમની નકલ કરવાથી થશે, પણ તે ભૂલ તેમને જ્યારે માલમ પડી

ત્યારે સંરતકબૂલ કરી, પોતાના "ધર્મવિચાર" જાહેર મૂકયા છે અને તેમનાથી પૂર્વના કવિયોએ તો ૨૫૬૮ કહ્યુંજ છે કે:—

पातेन कन्दुक इवाग्रतत्यार्यं पतन्नपि ।
तथा त्वनार्यः पतति मृत्पिण्डपतनं यथा ॥

**અર્થ**—આર્યનું જે પતન છે, તે (રબરના) દડાના જેવું છે. અર્થાત્ આર્ય જો પોતાનો સ્વભાવ ન છોડે, તો દડાની માફક તરતજ ઉન્નત બને છે પણ અનાર્યનું જે પતન છે તે માટીના ગોળા જેવું હોવાથી પડતીમાં નષ્ટ થાય છે તેમ અનાર્યત્વ ગ્રહણ કરનારની ઉન્નતિ થતી નથી, માટે આર્યોએ વિપત્તિમાં પણ નિરુત્સાહી થઇ અનાર્યત્વનો સ્વીકાર કદીપણ કરવો નહિ

---

## રક્ષા બંધન.

રક્ષા બંધનનું બીજું નામ બળેવ છે દાનવોની ઇંદ્ર બલિ રાજાનું બંધન કરવા માટે ઇંદ્રાણીએ ઇંદ્રને શ્રાવણી પૂર્ણિમાને દિને રક્ષા બાંધી હતી. તેથી રક્ષા બંધનની ક્રિયા શ્રાવણની પૂર્ણિમાને દિવસે આર્યો તરફથી કરવામાં આવે છે ખરું જોતાં આ રક્ષા બંધનની ક્રિયા દાનવ, માનવ, પિતૃ અને દેવતાને જગતના નિયામક પરમાત્મા વિષ્ણુએ કર્ત્તવ્યકર્મ તરીકે સોંપેલી છે, તેથી દાનવો રક્ષા બાંધી જ્ઞાનનું રક્ષણ કરતા, પિતૃઓ રક્ષા બાંધી વંશજોની રક્ષા કરતા અને દેવતાઓ રક્ષા બાંધી જગતનું રક્ષણ કરતા આ રીતે જગતનું પાલન, પોષણ અને રક્ષણનું જે કાર્ય પરમાત્મા વિષ્ણુએ સ્વીકાર્યું છે, તેજ કાર્યનો એક અંશ પોતાના અંશરૂપ જીવોને વિભાગ કરી પરમાત્માએ કર્તવ્યકર્મ તરીકે સોંપેલો છે. તે સ્વકર્ત્તવ્ય (સ્વધર્મ)નું રક્ષણ કરવું જોઇયે કે જેથી તે ધર્મ આપણું સર્વથા અને સર્વદા સંરક્ષણ કરે. હાલમાં જે રક્ષા હાથે બાંધવામાં આવે છે તેનો અધિકાર બ્હેનનો છે એનો મૂળ શબ્દ 'રક્ષિકા' છે અને તેપરથીજ પ્રાકૃતમાં 'રાખી' કે 'રાખડી' શબ્દ થયો છે. જેનો અર્થ રક્ષણ કરનારી એવો સ્પષ્ટ થાય છે જેમ યજ્ઞોપવિતનું સૂત્ર પરમાત્મા પ્રત્યેની સંધ્યોપાસનાદિક ક્રિયાઓ કરવાની મનુષ્યોની ફરજ સૂચવેછે, તેમ આ "રક્ષિકા" રક્ષા બાંધનારી સ્ત્રીનું રક્ષણ કરવાનું સ્વાભાવિક મત હોય એમ પુરુષોને સૂચવે છે પ્રાચીન આર્યો કેવા ધર્માનુસાર ચાલનારા હતા તેની આ એક સાબેતી જણાય છે. કેમકે રક્ષા બાંધનારી સ્ત્રીનું રક્ષણ કરવું એ એક ખાસ ફરજ તરીકે તેઓ માનતા અને પાળતા હતા તેનાં અનેક દૃષ્ટાંતો ઇતિહાસમાં મોજુદ છે પરંતુ સ્વ પ્રત્યેની શ્રદ્ધાના ઘટવાની સાથે પર પ્રત્યેનીશ્રદ્ધા વધવાથી આર્યોની દશા નિપરદિન સુધરવાને બદલે ઉલટી બગડવાથી તેઓ હાલમાં આ "રક્ષિકા" ધર્મ પણ બરાબર બજાવી શકતા નથી, કેમકે આનું મૂળ કારણજ સ્વકર્તવ્યના રહસ્યથી અજ્ઞાત

રહેવાનુંજ છે. જ્યા સ્વ શબ્દનું પણ અભિમાન નષ્ટ થયેલું હોય ત્યા સ્વકર્ત્તવ્યની આશા આકાશ પુષ્પ સમાન ગણાય. "રક્ષિકા" નુ ખરૂં રહસ્ય ન સમજનારા હાલના આર્યો એ દિવસે અર્પી કે આખો રૂપીઓ યા તો એકાદી નાનામાનાની ચલણી નોટ આપવામા "રક્ષિકા" પ્રત્યેનુ સ્વકર્ત્તવ્ય પરિપૂર્ણ થયેનુ માની લેછે એ અતિ શોકજનક છે, કેમકે હાલના સમયે રક્ષક શબ્દના અભાવે કરીને આર્યોમાં ધરના ભક્ષકનો ભાવ અતિ વધેલો દૃષ્ટિગોચર થાય છે જ્યા મૂળનો અભાવ હોય ત્યા તેના ખરા રહસ્યની શી આશા ? માટે આર્ય પુરૂષોનુ ખરૂં કર્ત્તવ્ય એજ છે કે સ્વ શબ્દનું અભિમાન રાખી સ્વધર્મ પરાયણ થઈ સ્વકર્ત્તવ્ય કર્મ કરવા તત્પર થવુ જોઈયે કે જેથી શ્રેય સાધવામા કોઈપણ રીતે બાધ આવે નહિ. રક્ષકની કીંમત લક્ષ્મીથી ન કરતા, તેનેવિષે પ્રેમ બાધવો જોઇએ. અને એજ ખરૂં રહસ્ય છે,

---

## સૂક્તિસુધા.

### ( વસંત તિલકા. )

વિદ્યા વિનોદ વિભુવલ્લભતા વધારો,<br>
વેશ્યા વિલાસ વિખવાદ વૃથા વિસારો;<br>
વેગે વળી વિફળ વેર વિકાર વારો,<br>
વીર વ્રતે વિનયથી વધવા વિચારો

( પંડિત શ્રીગટ્ટૂલાલજી વિરચિત. )

અર્થાત્-આ સૃષ્ટિમા મનમાનતુ માન મેળવવા,મોટી મોજ માણવા અને માણસ પણાની અમુલ્ય મજા ભોગવવા મનુષ્યે વિદ્યા તથા વિભુવલ્લભતા (ભક્તિ) નો વધારો દિનપરદિન કરતા જવાની અતિ આવશ્યકતા છે તેથી વિદ્યા સબંધી વિનોદ સદા વધારવા મથન કરવુ જોઇએ વિદ્યા એ પરમ લાભનુ કારણ, મોહ મારણનુ વારણ અને અતિ હારણથી તારણ કરવાનુ એક અમુલ્ય સાધન છે વિભુવલ્લભતા અર્થાત્ ઇશ્વિરપ્રિયપણુ, ઇશ્વરની ભક્તિમા લીન થવુ, એ આ મનુષ્ય દેહથીજ થઈ શકે છે, અને આ મનુષ્ય દેહ સર્વ શરીરોથી ઉત્તમ સકલ અકલનુ ગેહ છે આ ગેહ અર્થાત્ મનુષ્યદેહ ધારણ કરવાનુ ખરૂં કર્તવ્ય સર્વના ભરણ પોષણ કરણ દોષ હરણ પરમાત્માના ચરણને શરણ થવામાજ સમાયલુ છે વિદ્યાથી મનુષ્યપ્રાણી જ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે તેથીજ કહ્યુ છે કે "**વિદ્યાવિહિન પશુ**" અર્થાત્ વિદ્યા વગરના મનુષ્યને પશુ સમાન જાણવા અને સાધારણ રીતે જગતમા પણ વિદ્યા વગરના મનુષ્યો સાથે અન્ય લોકો તેને પશુસમાન ગણી વર્તતા આપણે વારવાર સાભળીએ તેમજ દેખીએ પણ છઇએ. માટે વિદ્યા એજ મનુષ્યને

પરમ સુખ મેળવવાનુ ખરૂ સાધન છે. જ્ઞાનથી પરમાત્માના ચરણની પ્રાપ્તિ થઇ શકે છે માટે વિદ્યા તથા વિબુધવલ્લભતામા ,ચકચૂર થઈ તેમા દિનપ્રતિ દિન વધારો કરતા રહેવુ એજ આ મનુષ્યદેહ ધારણ કર્યાનુ ખરૂ કર્ત્તવ્ય કહેલુ છે માટે, આર્યોએ પોતાની ઉન્નતિમાટે વિદ્યા તથા વિબુધવલ્લભતાનો વિનોદ વધારતા રહેવુ વેશ્યાનો સ્નેહ ઘણુ કરીને દ્રવ્યસાથેજ હોય છે અને તેનો વિલાસ પણ વિખ ( ઝેર ) સમાન હોય છે માટે દ્રવ્યસાથે સ્નેહ કરનારી વેશ્યાના વિલાસને વિખ સમાન ગણી તેને વિસારો અર્થાત્ છોડો વેશ્યાગામી ધનથી,બળથી અને તેજથી હીન થઇ જાય છે તેથી તેના વિલાસ યાને મોજમઝાહને વિખ ( ઝેર ) સમાન જણાવ્યાં છે મનુષ્ય ધન જવાથી દીન ( ગરીબ ) બને છે, બળ જવાથી દુર્બળ અને તેજ જવાથી ફીકકો બને છે તેથી પણ વેશ્યાના વિલાસને વિખસમાન વર્ણવ્યા છે એટલામાટે વેશ્યાના વિલાસને વિસારો યાને છોડો તેમજ અન્ય પ્રાણીને દુભવનારા " વૃથા વિખવાદ " એટલે નિરર્થક કટુ ( કડવા ) વેણ ઉચરવા વિસારો ( છોડો ) ત્રિફળ એટલે નિષ્ફળ વૈરના વિકાર ( ઝેર ) નુ વારણ તરત કરો, કારણ કે વૈરના વિકારથી આંખની ભૃકુટી ચઢાવવી પડે છે જેથી શરીરમાં ક્રોધરૂપી શત્રુનું રાજ્ય પ્રબળ થઇ અનેક તરેહના વિકારો ( રોગો ) ઉત્પન્ન કરે છે માટે વૈરના વિકારનું વારણ હરહમેશ કરતા રહેવુ કે જેથી દરેક પ્રાણીસાથે ભ્રાતૃભાવથી વર્તી શકાય. જે પ્રાણી અન્યસાથે ભ્રાતૃભાવથી વર્તે છે તેનો કોઇપણ આખી સૃષ્ટીમાં વૈરી હોતો નથી, એટલે પછી તેને વૈર કરવાનુ હોતુ નથી, તેથી તેનુ વૈરના વિકારથી હરહમેંશ વારણ થાય છે માટે દરેક મનુષ્યે ભ્રાતૃભાવથી વર્તવાની હરહમેશ ટેવ રાખવી જોઇયે છે વળી જેને વૈરનો વિકાર ( રોગ ) લાગુ પડયો ન હોય તે શરીરે તંદુરસ્ત પણ રહી શકે છે માટે શરીરે નિરોગી થવાની ઇચ્છા રાખનારાઓએ વૈરના વિકારને વિસારી મૂકવો જોઇયે યાને ભ્રાતૃભાવથી પ્રાણીમાત્ર સાથે વર્તવુ જોઇયે. વૃદ્ધિ ( માનપાન, આબાદી ) પામવાનુ ખરૂ સાધન શૂરવીરતા, વિનય અને હિમ્મત છે મનુષ્ય શૂરવીરતાથી માનપાન મેળવી શકેછે, વિનયથી પણ સદા માનને લાયક થઈ પડે છે, અને હિમ્મતથી પણ સદા અગ્રગણ્ય જેવો થઈ પડે છે માટે શૂરવીરતા અને હિમ્મતના વ્રત ધારણ કરી વિનયથી વરતવા સદા વિચાર રાખતાં શીખવુ જોઇયે છે આ મનુષ્ય દેહનુ ખરૂ કર્ત્તવ્ય પરમ પદને પ્રાપ્ત કરવામાજ સમાયલુ છે અને તે વિદ્યા, વિબુધવલ્લભતા, વિનય, તથા વીરતાના વધારવાથી તેમજ વેશ્યા વિલાસ, વૃથા વિખવાદ તથા વૈરના વિકારને ત્યજવાથી પરમ પદને પ્રાપ્ત કરી શકાય છે એમા કઇપણ સંશય નથી માટે પરમપદ મેળવવાની ઇચ્છા ધરાવનારે ઉપર જણાવ્યા મુજબ યથા ક્રમે વર્તવુ ઇતિ.

---

ઉપરપ્રમાણે 'દુખ'ના મૂળ સબધે લક્ષ્ય કર્યાં પછી, આપણા વિષયની શ્રેણીના ત્રીજા પગથીયા તરીકે 'દુખ'ના સ્વરૂપનુ કાઇક નિરૂપણ કરી લઇએ

મનુષ્યના આત્માની પરમાત્મા સાથે એકયતા થવા માટે પ્રકટીકરણુ ( evolution ) નો જે મહાન કાયદો છે, તેને જે જે, અવિરોધ રીતે, મનુષ્યને અનુસરાવે છે, તે સર્વને, 'સુખ' ( સત્ ) ની સજ્ઞાઆપીશુ, અને તે કાયદાનુ ઉલ્લઘન તથા ભગકરાની જે જે મનુષ્યને પ્રકટીકરણના માર્ગ ઉપર આગળ વધવા ન દેતા, પાછળ ખેંચેછે, તે સર્વને 'દુખ' ( અસત્ ) એ સજ્ઞા આપણે આપીશુ

આપ્રમાણે 'દુઃખ'ની વ્યાખ્યા ઉપરથી તુર્ત સમજાશે કે 'દુખ' એ સ્થિતિ અનન્ય સબધવાળી ( absolute ) નથી, પરતુ 'દુખ,' 'સુખ'ની સાથે, સાપેક્ષ સબધ ( relative ) ધરાવે છે એટલે કે જેવી રીતે અજવાળુ અને 'અધારૂ' પરસ્પર એક બીજાથી અપેક્ષાવાળા છે, તેની રીતે 'સુખ' અને 'દુખ' પણ પરસ્પર એક બીજાની અપેક્ષાવાળી સ્થિતિમા છે વિશ્વમા દુઃખ હોતજ નહીં, તો 'સુખ'નો અનુભવ, કે ખ્યાલ, કે વિચાર માત્ર પણ શકય નહોતો માટે "દુખ" "સુખ"નો ખ્યાલ કરાવે છે, અને "સુખ" એ "દુખ"નો ખ્યાલ કરાવે છે, અને તેથી તે પરસ્પર સાપેક્ષ સબધવાળી સ્થિતિમા છે

વળી આ વિચારના અનુસધાનમા એ પણ જાણી લેવાનુ છે કે 'દુખ' એ સ્થિતિ સ્વયભૂ ( self-existent ) નથી, પરતુ તે સ્થિતિ એક બીજા પદાર્થોના સબધમાથી ઉદ્ભવે છે એક સ્થળમા કે, એક સમયમા, જે સ્થિતિ 'દુખ' રૂપ ગણાય, તેજ સ્થિતિ અન્ય સ્થળે કે, અન્ય સમયે, 'દુખ' રૂપ ન ગણાય, એમ બને છે, પોષક ખોરાકનો ઉપભોગ અમુક હદમા રહે, ત્યાસુધી તે સુખરૂપ છે, પણ તે હદનુ ઉલ્લઘન થાય, ત્યારે તેજ ખોરાક દુખરૂપ થાય છે, અગ્નિ, શીયાળામાં તાપનાના ઉપયોગમા લેતા, સુખરૂપ લાગે છે, પણ તે અગ્નિ, જ્યારે ઘર બાળે છે, ત્યારે તેજ ( અગ્નિ ) 'દુખ' રૂપ થાય છે આવા અનેક દષ્ટાંતો કલ્પી શકાય. આ દષ્ટાતો ઉપરથી નિષ્કર્ષ એ નીકળે છે કે 'દુખ' એ સ્થિતિ સ્વયભૂ નથી, તેમ કોઈ પદાર્થમા સ્વતત્ર રીતે રહેલી નથી પરતુ પદાર્થોના પરસ્પર અમુક રીતના સબધથી 'દુખ' એ સ્થિતિ ઉત્પન્ન થાય છે

ઉપર પ્રસ્તાવિક કહેલી મુદ્દાની હકીકત સમજાય, તો પછી 'દુખ'નો ઉપયોગ સમજવામા મુસ્કેલી પડશે નહી.

ઃ ગમે તે ' શકિત ' ને પૂર્ણ કળાએ ખીલવવા માટે, તેના સામે તેનાથી વિરૂદ્ધ ગુણવાળી ' શક્તિ ' ના સામાનેરની બહુ અગત્ય છે. આપણા સ્નાયુ મજબૂત કરવામાટે, મગદળ, ડમબેળ વિગેરે વજનદાર પદાર્થ ઉપાડી ફેરવીએ છીએ, તેનુ કારણુ એ છે કે, તે વજનદાર પદાર્થ આપણને નીચે ખેચવા પ્રયત્ન કરે છે, અને આપણે તેથી વિરૂદ્ધ તે પદાર્થને ઉંચે ખેચવા પ્રયત્ન કરીએ છીએ આ બે શકિતના પરસ્પર વિરૂદ્ધ આકર્ષણનુ પરિણામ એ આવે છે કે, આપણા સ્નાયુ મજબૂત થાય છે, અને કેળવાય છે. આ દષ્ટાન્ત ઉપરથી સમજાશે કે આપણે મુશ્કેલતવાળી સ્થિતિમા મેલાયાવિના, તથા તે ' દુઃખદ ' સ્થિતિ સામે ટકર લીધાવિના, આપણામાની ' સદ્શકિત ' ની સપૂર્ણ ખીલવણી કરી શકાય નહી. જેવી રીતે મગદળ કે ડમબેલના વિરૂદ્ધબળ સામે ફતેહ મેળવી, આપણે આપણા સ્નાયુને મજબૂત કરીએ છીએ, તેવી રીતે ' દુર્ગુણ ' ના વિરૂદ્ધ બળની સામે જય મેળવવાનુ સામર્થ્ય પ્રાપ્ત કરીએ, ત્યારેજ આપણા સદ્વર્તન તથા સદાચાર સપલ સદ્ગુણો, પૂર્ણ કળાએ પ્રકાશી શકે હિંમતની કસોટી લયવાળી સ્થિતિમા મેલાયાવિના થાય નહીં. સત્યતાની પરિક્ષા અતિ બિકટ પ્રસગે આવીપડે તોપણ અસત્યતાથી બચી, સત્ય જાળવી, ફતેહમદ રીતે પસાર થઈએ, ત્યારેજ થાય છે, આપણી નીતિનુ કૈવત, અનીતિની પાસમાં ફસાવનારા પ્રસગોની સામે ટકર લઇ વિજયી થઇએ, ત્યારેજ અનુભવાય છે આપણી ધર્મ પ્રત્યેની માનની લાગણીની શુદ્ધતા તથા અકૃત્રિમતાનુ પારખુ, ધર્મે નિષેધ કરેલ વસ્તુ તથા વિષય પ્રાપ્ત છતાં તેના મોહથી મુક્ત રહેવાથી થાય છે આપ્રમાણે વિરૂદ્ધ શકિતઓના છદ યુદ્ધમા, આપણી ' સદ્શકિત ' જય મેળવે છે, તેમા બે લાભ થાય છે એક તો એ, આપણી ' સદ્શકિત ' ના સામર્થ્યની કસોટી યાને પરિક્ષા થાય છે, અને બીજો એ કે, વિરૂદ્ધ શકિત સામે ટકર લેવાથી, તે ' સદ્શકિત ' વધારે વધારે ખીલે છે આપ્રમાણે ' દુ ખ ' નો પહેલો ઉપયોગ આપણી ' સદ્શકિત ' ના સામર્થ્યની કસોટી કરવાનો, તથા તે શક્તિઓની ખીલવણી તથા કેળવણી કરવાનો છે અને એ રીતે ' દુ ખ ' આપણા પ્રકટીકરણના રસ્તા ઉપર આપણને આગળ વધારવામા સહાય ભૂત થાય છે.

' દુ ખ ' નો અનુભવ આપણને ' સારૂ ' શુ અને ' ખરાબ ' શુ તે વચ્ચે ભેદ બતાવી, ' સારૂ ' ગ્રહણ કરવામાટે આપણને પસદગી કરવા અવકાશ આપે છે. તેમ ' દુઃખ ' ના અનુભવથી ' સુખ ' ની ખરી કીંમત, તથા કદર આપણને થાય છે કહ્યુ છે કે —

> વિપત સમાન સુખ નહીં, જો થોડ દીન હોય,
> ઇષ્ટ મિત્ર અરૂ બધુકી, હોય પરિક્ષા તોય,

રેતીના રણમા ઉનાળાના સખ્ત તાપમા પ્રવાસ કરનારને પાણીની જે કીમત તથા કદર થાય છે, તેવી તેની કીમત જ્યા જળની પ્રાપ્તિ સુલભ તથા પુષ્કળ હોય, ત્યાના મનુષ્યને થાય નહી મતલબકે ‘ દુઃખ ’ નો બીજો ઉપયોગ, સારા નરસાની પરિક્ષા કરાવી, ‘ સારૂ ’ ગ્રહણ કરવા આપણને અવકાશ આપવાનો, તથા ‘ સારૂ ’ જે છે તેની કીમત તથા કદર કરાવવાનો છે

જેમ આડે રસ્તે જનાર અશ્વને ચાબુક, તથા આડે રસ્તે જનાર હસ્તિને અંકુશની વ્યથા, સીધે રસ્તે દોરે છે, તેમ ‘ દુઃખ ’ ચાબુક તથા અંકુશ માફક, આડે રસ્તે જનાર મનુષ્યને, સદ્ગુણને, નીતિ તથા સદ્ધર્મને માર્ગે ખેંચી લાવે છે મનુષ્ય કોઈ વખ્ત તેના દુર્વર્તનથી, કે દુષ્કૃતિથી કે પ્રમાદ કે નિરપરાધિ ભૂલથી, ભય કે વિપત્તિમા આવી પડે છે, ત્યારે, તે વખ્તે તે કેવો ઇશ્વર તરફ ભાવ તથા આસ્થાવાળો થઇ જાય છે ? તે વખ્તે તેના મનમા સદ્વિચારો કેવા આવે છે, તેના દુર્વર્તન તથા દુષ્કૃતિ તરફ તેને કેવો તિરસ્કાર આવે છે ? તેના પ્રમાદ તથા ભૂલને માટે તે કેવો પસ્તાય છે ? તે અનુભવ ઓછો વધતો પણ ઘણુ કરીને સૃષ્ટિના તમામ મનુષ્યને થનો હોવો જોઇએ એટલુજ નહી પણ, એક મનુષ્યે તેવુ કોઈ દુર્વર્તન કે દુષ્કૃતિ કરી હોય, અને તે ગુપ્ત રહી હોય, તોપણ તેવા દુર્વર્તન કે દુષ્કૃતિ કરનાર બીજો કોઈ તે કારણથી, ભય કે વિપત્તિમા આવી પડે છે, તો પેલો મનુષ્ય તે વખ્તે તો, આ બીજાના ભય તથા વિપત્તિ ઉપરથી, પોતે શિક્ષણ લેછે પ્રિય વાચનાર ! આપણે આપણા દુર્ગુણ, કે દુર્વર્તન, કે દુષ્કૃતિનુ સૃષ્ટિના વ્યવહારની ધમાલમા દુર્લક્ષ્ય કરવા ગમે તેટલો પ્રયત્ન કરીએ, અને દુનિયાની નજરમા ‘ સારા ’ દેખાવવા ગમે તેટલી કોશીશ કરીએ, અને કદાચ તે કોશીશમા આપણે ફતેહમદ થઇએ, તોપણ યાદ રાખવાનુ છે કે, આપણુ ‘ અંતઃકરણ ’ કે જે એક નિષ્પક્ષપાત પણ સખ્ત અને બારીક તપાસ કરનાર ન્યાયાધિશ તરીકે, આપણા શરીરમા રહેલુ છે, તે આપણા દરેક દુર્ગુણ, દુર્વર્તન, તથા દુષ્કૃતિ ઉપરનો પોતાનો આપણા વિરુદ્ધનો ફેસલો દરેક પળે, અને દરેક ક્ષણે, સંભળાવ્યાજ કરે છે, અને તેના દફતરમાં આ સંબંધનો પળેપળનો અને ક્ષણેક્ષણનો નોધ રાખી તે નોંધમા આપણી ખુની બતાવી લે છે પ્રિયભાઈ ! આપણા શાસ્ત્રમા ચિત્રગુપ્ત, આપણા કર્મોનો નોધ રાખે છે, એમ જણાવ્યુ છે તે આ આપેલા સદ્વર્તનના કે, દુર્વર્તનના, અંતઃકરણના નોધરૂપે, ગુપ્તચિત્ર જે પડે છે, તેને ઉદ્દેશીને જણાવ્યુ હોય તો, તે પણ બંધ બેસતુ જણાય છે પ્રિયબંધુ ! જેના પુર્વજન્મોના દુરસંસ્કારોનુ બળ અતિ પ્રબળ હોય છે, તેને સન્માર્ગે લાવવા માટે ઉપર કહેલા ‘ દુઃખ ’ રૂપી ચાબુ કરનાર અને અંકુશની વ્યથા, અનેક વખ્ત, અને અનેક જન્મોમા સહન કરવા પડે છે આપણી આત્ર હાલની જીદગીનોજ ખ્યાલ કરી આપણે ‘ દુઃખ ’ ના આ પ્રકારના ઉપયોગનો

ઘડો બાધવાનો નથી. પરંતુ આપણી અનેક જીંદગી થઈ ગઇ છે, અને હજુ અનેક થશે તે સર્વ જીંદગીમા ' દુખ ' દ્વારા આપણુને મળેલ, તથા ભવિષ્યમા મળવાના એકંદર અનુભવની સમગ્ર અસર, આપણા પ્રકટીકરણમા બહુ ઉપયોગી, તથા સહાયક થાય છે, એ નજરે દુખનો આ પ્રકારનો ઉપયોગ જોવાનો છે

મનુષ્ય, પોતાની ઇન્દ્રિઓને તેમની ઇચ્છાના વિષયો ઉપર છુટી મુકવાથી, પરિણામે જે ' દુખ ' ની સ્થિતિમા આવે છે, તે અનુભવનો ઉપયોગ એ થાય છે કે, તે તેની ઇંદ્રિઓ ઉપર અકુશ રાખતા શીખે છે અને પરિણામે આત્મનિગ્રહનુ અમુલ્ય શિક્ષણ મેળવે છે આપણ કર્તવ્ય પરમાત્મા સાથે ઐક્યતા અનુભવવાનુ છે અને તેમ થવામા જે જે વસ્તુ તથા વિષયો બાધક તથા અવરોધ કર્તા છે, તે સર્વ વસ્તુ તથા વિષયોથી આપણુને અલગ પાડવા માટે ' દુખ ' બહુજ ઉપયોગી છે ' સુખ ' અને ' દુખ ' એ શક્તિઓ છે. ' સુખ ' આપણુને પરમાત્મા તરફ લઇ જાય છે, દુખ ' આપણુને પરમાત્મા તરફ જવામા અવરોધ કરનાર વસ્તુ તથા વિષયોથી આપણુને છુટા પાડે છે આ રીતે ' સુખ ' અને ' દુ:ખ ' બને ' શક્તિ ' આપણા પ્રકટીકરણમા આપણુને મદદ રૂપ થાય છે. આ ' દુખ ' નો ત્રીજો ઉપયોગ આપણે જ્યો

દુખનો ચોથો ઉપયોગ એ છેકે, આ સૃષ્ટિની વસ્તુ ઉપરથી આપણી આસક્તિને તે તોડી પાડે છે. આપણી વાસનાને નિર્મૂળ કરે છે આ આસક્તિ તથા વાસનાજ, મનુષ્યને, જન્મ મરણના ચક્રમા વારવાર ફેર ફેરવે છે અને પરમાત્મા શિવાય સર્વ પ્રત્યે જ્યારે આપણુને અનાશક્તિ થાય, ત્યારેજ. આપણુને મોક્ષ મળી શકે છે. જેથી ' દુખ ' આપણી પરમાત્માશિવાયની તમામ પ્રત્યેની, આસક્તિ તોડીનાખી, આપણુને મોક્ષની પ્રાપ્તિમા સહાય ભૂત થાય છે **ભારત માર્તંડ પડિત શ્રી ગટ્ટુલાલજી** એ એક સ્થળે કહ્યુ છે કે—

" (દુનિયાની વસ્તુમા) નિરાશા એજ આશા મોક્ષ પદની માહીં " વગેરે દુખનો પાચમો ઉપયોગ એ છે કે તે દુનિયાની, તેમજ મન અને બુદ્ધિના પ્રદેશમા રહેલી તમામ વસ્તુની ક્ષણુભ ગુરતાનો આપણુને આબેહુબ ખ્યાલ આપે છે રોગ, નિર્ધનતા, પડતી શોકજનક બનાવ, વિગેરેની વ્યાધિથી આપણુને એ અમુલ્ય શિક્ષણ મળે છે કે, સૃષ્ટિની તમામ વસ્તુ ક્ષણુભ ગુર છે, અસત્ છે, અસ્થિર છે, વિકારવાળી છે, અને તેથી આવી વસ્તુમાથી આપણા અવિકારી આત્માને સ્થાયિ અને શાશ્વત સુખ મળવાનુ નથી. આ શિક્ષણ ઘણુ કીંમતિ છે

' દુખ ' નો છઠ્ઠો ઉપયોગ એ છે કે તેના (' દુખ ' ના) અનુભવથી આપણામાં સહનશક્તિના તથા ધૈર્યના ઉત્તમ ગુણો ખીલે છે અને કેળવાય છે. જે માણસે

મુશીબતકે વિપત્તિ સહન કરી હોય, તે માણસનુ મન સામાન્ય રીતે નબળુ, તથા ઉતાવળુ રહે છે

દુઃખનો સાતમો ઉપયોગ એ છે કે, જ્યારે આપણે પોતાને આપણી પોતાની જાત ઉપર તેનો (દુઃખનો) અનુભવ થાય છે ત્યારે તેની દુઃખી સ્થિતિમા બીજાને દેખી, આપણને તેના અન્યે દીનસોઝ ઉત્પન્ન થાય છે સ્વાનુભવથી આપણને તેની સ્થિતિનો ખરેખરો ખ્યાલ આવેછે, અને આપણુ ચિત્ત તેના તરફ દયાર્દ્ર થાય છે જેના દીલમા દયા નથી, જેના દીલમા દીલસોઝની લાગણી નથી, તેનુ મન ગમે તેટલુ મજબુત હોય, તોપણુ તે નકામુ છે મન મજબુત કરવુ એટલુજ બસ નથી, પરંતુ મનના બળને યોગ્ય રસ્તે ચલાવવુ એ મનુષ્યનુ કર્તવ્ય છે આપણે 'દુઃખ' સહન કરી બીજામા 'દુઃખ' મા દયાખાતા શીખીએ છીએ તેમજ જે ઉપાયથી આપણા 'દુઃખ' ની નિવૃત્તિ થઇ હોય તે ઉપાય, બીજાનુ 'દુઃખ' મટાડવામા, કામે લગાડવાનુ આપણને શિક્ષણ મળે છે

આ પ્રમાણે 'દુઃખ' દ્વારા મનુષ્યના આત્માને ઉપયોગી અનુભવ મળે છે, તેથી તે આત્મા, પોતે, શરીર ઇન્દ્રિય મનથી ભિન્ન છે "તે તેઓનો સારી રીતે સાક્ષાત્કાર થાય છે. આ જ્ઞાનથી, બહારની વસ્તુથી થતા 'દુઃખ' ની તે ગણના કરતો નથી. પરંતુ હજુ જ્યા સુધી મુખ્ય તત્વનુ બીન્દુ તેને હાથ આવ્યુ નથી ત્યા સુધી બીજા લોકોના પરિચયમા આવવાથી, તેમના વિરૂદ્ધ અને દયાહીન વિચારોથી, તેમની વિરૂદ્ધ અને દયાહીત લાગણીથી, તેમજ નિંદાથી, તેમના દ્વેષથી, તેમના અસદ્ભાવનાવાળા અભિપ્રાયોથી, તેના મનને વ્યાધિ થાય છે, વ્યથા થાય છે માઠુ લાગે છે, 'દુઃખ' થાય છે પરંતુ ઉક્ત 'દુઃખ' ના અનુભવથી તે સમજે છે કે બહારની વસ્તુઓ તેને વ્યથા કરી શકે તેમ નથી, જેથી આજે 'દુઃખ' થાય છે, તેનુ કારણ કાંઇક તેના પોતાનામા હોવુ જોઇએ આ પ્રશ્નનો ઉત્તર તે પોતેજ આપે છે કે આટલો અનુભવ છતા મને દુઃખની લાગણી થાય છે તે મ્હારી પોતાની અપૂર્ણતાજ સૂચવે છે મ્હારી પોતાનીજ નબળાઇનુ ચિન્હ છે આ જ્ઞાન થવાથી, બીજાની નિંદાકે વિરૂદ્ધ લાગણી વિગેરેથી દુઃખિત થવાને બદલે, તેમની અપૂર્ણતા તથા તેમના અજ્ઞાનને માટે તેને તેમની પર દયા આવે છે. તે દુઃખથી પિડિત થવાને બદલે, તે દુઃખને પોતાની અંગત નબળાઇ જડ મૂળથી કાઢી નાખવામાટે હથિયારતરીકે વાપરે છે, અને આ સ્થિતિ એ પહોચેલો મનુષ્ય, સંસાર સાગરના ભારે તોફાનમા પણ શાન્ત અને નિરૂદ્વેગ રહે છે આ 'દુઃખ' નો આઠમો ઉપયોગ આપણે કહ્યો

આ પ્રમાણે 'દુઃખ' ના વિશેષ ઉપયોગો પણ વિચાર કરતા જણાશે, સમાપ્તિ કરતા નિષ્કર્ષરૂપે કહેવાનુ 'દુઃખ' ઉપયોગી છે આપણે અલ્પજ્ઞ મનુષ્યો જ્યારે

આપણા ઉપર 'દુ ખ' આવી પડે છે ત્યારે આપણે જગતકર્તાને વ્યર્થ ઉપાલમ્ભ આપીએ છીએ, પરંતુ તે પરમ કૃપાળુ પરમેશ્વરની કરુણાજનક વૃત્તિનો આપણે ખ્યાલ કરતા નથી તે દયાનિધિએ આપણને આપણા પ્રકટીકરણ માટે 'દુ.ખ' પણ એક સબળ સાધનરૂપે ઉપયોગી કર્યું છે. 'દુ ખ' નો અંત સ્થાયિ 'સુખ' મા છે, અનંત આનંદમા છે તેજ પરમસત્ છે, પરમાત્મા આનંદરૂપ છે. પરમ શાશ્વત સુખનુ ધામ છે અને 'દુ.ખ' નો ઉપયોગ તે ઇષ્ટ ધામે આપણને પહોંચાડવાનો છે. તેથી, હે પ્રિયબન્ધુ ! આ દુનિયામા, જગન્નિયન્તાએ મનુષ્યને જે ઉત્તમ બક્ષિસો આપી છે તેમાની 'દુ ખ' એ એક બક્ષિસ છે માટે મનુષ્ય માત્રે દુ ખના આવી પડવાથી નિરુત્સાહી બન્યા વગર ધૈર્યથી સહન કરી, તેનો ઉપાય કરવો કે જેથી પ્રકટીકરણના માર્ગ ઉપર આગળ વધવામા કોઈપણ તરેહની અડચણ નડે નહિ

જુનાગઢ } મણિલાલ કેશવલાલ,
બી. એ. એલ.એલ. બી.

## સુધારો.

આ માસિકના ૭ મા અંકમા 'સ્વપ્નની શોધના' લેખક તરિકે માણેકલાલ કેશવલાલ બી. એ એલએલ બી. છપાયુ છે, તેને બદલે મણિલાલ કેશવલાલ. બી એ એલ. એલ. બી વાચવુ — તંત્રી

## પ્રજ્ઞા પ્રાકાર.

પ્રજ્ઞા એટલે વ્યવસાયાત્મિકા બુદ્ધિ અને પ્રાકાર એટલે કોટ, ગઢ (Compound wall ). અધ્યાત્મવિદ્યા સમજાવતી વખતે આ મનુષ્ય દેહને પુર એટલે નગરની ઉપમા આપવામા આવે છે નગરના સરક્ષણ માટે ગઢ (કોટ) રાખવાનો પરાપૂર્વથી ચાલતો આવેલો રિવાજ છે. જોકે હાલ આ રિવાજ બીજા પ્રાચીન રિવાજોની માફક મોટા મોટા શેહેરોમા પણ નષ્ટ થયો છે દાખલા તરીકે આપણા મુબઇનિજ નીહાળો તેમા કોટ અને બહારકોટ એવા બે ભાગો બોલાય તથા લખાય છે, પરંતુ તે કોટની દિવાલનો એક કટકો પણ આજ કોઇને આખે દેખાય તેમ નથી. આ ઉપરથી ઇતિહાસ પુરાણને અમાન્ય કહેનાર કે બોલનાર પ્રત્યક્ષવાદી કેટલીકવાર આ મુંબાઇ શેહેરના બધા લોકોને માથે પણ જૂઠુ બોલવાનો આરોપ મૂકવા તૈયાર થાય, તો તેમા પણ આ કાળમા નવાઈ નહિ લાગે ! તથાપિ જેઓને વૃદ્ધ વાક્યપર વિશ્વાસ છે, એવા ઘણાએ સાભળ્યુ હશે કે આ મુબઇને પણ ફરતી ત્રણ ખાઇ અને કોટની ત્રણ દિવાલો ( ભીંતો ) હતી અને તે એટલી પોહોળી ( જાડી )

હતી કે, તે ઉપર લોકો જમણવાર કરતા, વિવાહના માંડવા બાંધતા તથા રાત્રે સુવાપણ જતા હતા. એવા કોટ સુરત, અમદાવાદ, વીરમગામ, વગેરે અનેક ગામોમા આજે પણ ખડીઅર હાલતમા નજરે ચઢે છે એ કોટથી થોડી ફોજે, થોડે હથીયારે અને થોડે શ્રમે પણ શહેરનુ સરક્ષણ થઇ શકે છે ત્યારે ભાગોળ મોકળી મૂકનાર કે કોટ કિલ્લાને મેદાનમેદાન બનાવનારથી તેટલી સહેલાઇથી શત્રુ સામે ટકી શકાતુ નથી. તેજ રીતે આ મનુષ્ય શરીરરૂપી શહેરનુ સરક્ષણ કરવામાટે પ્રજ્ઞારૂપ પ્રાકારની જરૂર છે જેની પાસે પ્રજ્ઞા ન હોય તે આ દેહરૂપ દેશનુ સરક્ષણ કરી શકતો નથી એ વાત વધારે સ્પષ્ટપણે સમજાવવા માટે શ્રી માર્કંડેય પુરાણમા નીચેપ્રમાણે વર્ણન વેદવ્યાસે કરેલુ છે—

प्रज्ञाप्राकारसयुक्तमस्थिस्थूण पर महत् ।
चर्मभित्तिमहारोध मासशोणितलेपनम् ॥ ५९ ॥
नवद्वार महायास सर्वत स्नायुवेष्टितम् ।
नृपश्च पुरुषस्तत्र चेतनावानवस्थित ॥ ६० ॥
मन्त्रिणौ तस्य बुद्धिश्च मनश्चैव विरोधिनौ ।
यतेते वैरनाशाय तावुभावितरेतरम् ॥ ६१ ॥
नृपस्य तस्य चत्वारो नाशमिच्छति विद्विष ।
काम क्रोधस्तथा लोभो मोहश्चान्यस्तथारिपुः ॥ ६२ ॥
यदा तु स नृपस्तानि द्वाराण्यावृत्य तिष्ठति ।
सदा सुस्थबलश्चैव निरातङ्कश्च जायते ॥
जातानुरागो भवति शत्रुभिर्नाभिभूयते ॥ ६३ ॥
यदातु सर्वद्वाराणि विवृतानि स मुञ्चति ।
रागो नाम तदा शत्रुर्नेत्रादिद्वारमृच्छति ॥ ६४ ॥
सर्व व्यापी महायाम. पञ्चद्वार प्रवेशन ।
तस्यानुमार्गं विशति तद्वै घोर रिपुत्रयम् ॥ ६५ ॥
प्रविश्याथ स वै तत्र द्वारैरिन्द्रिय संज्ञकैः ।
राग संश्लेषमायाति मनसा च सवेतरै ॥ ६६ ॥
इन्द्रियाणि मनश्चैव वशे कृत्वा दुरासद ।
द्वाराणि च वशे कृत्वा प्राकारं नाशयत्यथ ॥ ६७ ॥
मनस्तस्याश्रित दृष्ट्वा बुद्धिर्नश्यति तत्क्षणात् ।
अमात्यरहितस्तत्र पौरवर्गोज्झितस्तथा ॥ ६८ ॥

रिपुभिर्लब्धविवरः स नृपो नाशमृच्छति ।
एवं रागस्तथा मोहो लोभ क्रोधस्तथैव च ॥ ६९ ॥
प्रवर्तन्ते दुरात्मानो मनुष्यस्मृतिनाशका ।
रागात्क्रोध प्रभवति क्रोधाल्लोभोऽभिजायते ॥ ७० ॥
लोभाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रम ॥
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ ७१ ॥

( અધ્યાય ૩ શ્લો. )

પ્રજ્ઞારૂપ કોટ, હાડકારૂપ થાભલા, ચામડીરૂપ ભીંત, લોહી માસરૂપ છોસાઈ, ઇંદ્રિયરૂપ નવદરવાજા, અને સર્વ બાજુએ રહેનાર સ્નાયુરૂપ આચ્છાદનથી વિટલાયલા આ મોટા દેહરૂપ નગરમા જીવરૂપ પુરૂષ રાજા તરિકે વસે છે. મન અને બુદ્ધિ એ બે પરસ્પર વિરોધી તેના મત્રી છે. તે બેઉ પોતાના વૈરને લીધે એકમે કના નાશને માટે મથે છે કામ, ક્રોધ, લોભ અને મોહ એ ચાર મહાદ્વેષી શત્રુ તે રાજાનો નાશ કરવા ઇચ્છા રાખે છે

જ્યારે રાજા તે નવ દરવાજાને બધ કરે છે, ત્યારે તેની શક્તિ વિશેષ દેખાય, તે નિરોગી જણાય છે તેના ઉપર તેની પ્રજા પ્રેમ રાખે છે અને શત્રુને હાથે તેનો પરાજય થતો નથી, પરતુ જ્યારે સર્વ દરવાજા ખુલ્લા મૂકે છે, ત્યારે કામરૂપી શત્રુ નેત્રાદિદ્વારે પ્રથમ અદર પેસેછે, તે સર્વવ્યાપી અને મોટા વિસ્તારવાળો કામ, જ્ઞાનેન્દ્રિયરૂપ પાચે દરવાજેથી પોતાની ફોજને નગરમા ઘુસાડે છે અને તેની પાછળ પાછળ તે ભયકર બીજા ત્રણે શત્રુઓ અંદર ઘૂસી જાય છે ઇંદ્રિયનામક દરવાજાથી અદર પેઠા પછી મન અને બુદ્ધિ વગેરે સાથે કામનો મેલાપ થાય છે અને પછી તે અજિત કામ મનસહિત બધી ઇંદ્રિયોને જીતીને બધા દરવાજાનો પ્રથમ કબજો લેછે અને પછી પ્રજ્ઞારૂપ કોટનો નાશ કરે છે. મન જ્યારે કામને આધીન થાય છે કે બુદ્ધિ તત્કાળ ત્યાથી નાશી જાય છે આ રીતે મત્રીઓ અને પ્રજાથી છૂટા પડેલા રાજાનુ ' ઘરફૂટે ઘરજાય ' તેમ તેના બધા ખજાના શત્રુને હાથ લાગી તેનો સપૂર્ણ નાશ થાય છે

મતલબકે કામ, ક્રોધ, લોભ અને મોહ એ ચાર દુષ્ટશત્રુઓના સકજામાં સપડાતા, મનુષ્યની સ્મૃતિ ધીમે ધીમે નાશ પામે છે. કામથી ક્રોધ, ક્રોધથી લોભ, લોભથી મોહનુ જોર વધે છે. મોહથી સ્મૃતિનો ભ્રંશ, સ્મૃતિભ્રંશથી બુદ્ધિનો નાશ અને બુદ્ધિનાશથી પુરૂષના પુરૂષત્વનો નાશ થાય છે અર્થાત્ તે કોઇપણ પુરૂષાર્થ સિદ્ધ કરવાને લાયક રહેતોજ નથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થો તેના નષ્ટ થાય છે કોઈ કહે કે એકવાર કામને પુરૂષાર્થ કહોછો અને બીજીવાર

કામને શત્રુ પણ કહેલ છે, તેનું કારણ શું? પરંતુ એ સારૂ. પુરૂષાર્થો બે પ્રકારના હોય છે એક ધર્મસહિત અથવા ધર્માનુકૂળ અને બીજા ધર્મરહિત અથવા ધર્મવિરૂદ્ધ પુરૂષાર્થો હોય છે માટેજ શ્રીકૃષ્ણ પરમાત્માએ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામા સ્પષ્ટ કહ્યું છે કે

"धर्माविरुद्धो कामोऽस्मि" ધર્મથકી અવિરૂદ્ધ એવો જે કામ તે હું છું અર્થાત્ પુરૂષાર્થરૂપ છે ધર્મથકી જે વિરૂદ્ધ કામ છે, તે તો નાશ કરતાજ છે માટે પ્રથમ ધર્મનું સ્વરૂપ સમજી તેને અનુકૂળ કામ, અર્થ અને મોક્ષ મેળવવાના છે. તેમ ન હોય તો ચોરીથકી મેળવેલો અર્થ (પૈસો) પણ પુરૂષાર્થ સિદ્ધિમાં ગણાય અને કોઇપણ રીતનો વિવેક ન રાખતા ગમે તેમ સ્વચ્છંદે વર્તનારો માણસ જીવનમુક્ત લેખાય માટે સ્વધર્મ સંરક્ષણ થવા માટે મનુષ્ય માત્રે પોતાના અંતઃકરણરૂપી કિલ્લાનો પાકો બંદોબસ્ત રાખવો; અને તેમ રાખનારજ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે.

## સદ્‌ગુરૂની શોધ.

આ સૃષ્ટિમા ભૂત પ્રાણીઓમા મનુષ્ય પ્રાણી શ્રેષ્ઠ કહેવાય છે આર્ય ધર્મશાસ્ત્ર મુજબ દરેક આર્યની મુખ્ય ફરજ ધર્માદિ પુરૂષાર્થો સિદ્ધ કરવાની હોવાથી સ્વાભાવિક રીતેજ તેઓની જીજ્ઞાસા તે તરફ ખેંચાયા વગર રહેતી નથી. આ ચારે પુરૂષાર્થો સિદ્ધ કરવામા પ્રથમ ધર્મ જ્ઞાનની જરૂર હોય છે ધર્મ જ્ઞાનથી મનુષ્ય ધર્મ પરાયણ રહી ધર્માદિ પુરૂષાર્થ સિદ્ધ કરવા પ્રયાસ કરે છે, માટે સ્વધર્મનુ જ્ઞાન પ્રાપ્ત કરવાની પ્રથમ જરૂર છે તેથીજ મનુષ્ય પ્રાણી જ્ઞાનની પ્રાપ્તિ સારૂ અનેક પ્રયત્નો કરતા દૃષ્ટિગોચર થાય છે. જ્ઞાનની પ્રાપ્તિથી બુદ્ધિ બળમા વધારો થાય છે બુદ્ધિબળ વડે મનુષ્ય પ્રાણી ધર્માધર્મ, સારાસાર, વિવેકાવિવેક, સત્યાસત્ય વગેરેનો વિચાર કરી શકે છે, ત્યારે એ બુદ્ધિ બળને ખીલવવાનું જે મુખ્ય સાધન જ્ઞાન છે, તે સંપાદન કરવાની અતિ આવશ્યકતા છે એમ આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે જ્ઞાન મેળવવાનુ મુખ્ય સાધન એ છે એક સદ્‌ગુરૂને બીજું સત્શાસ્ત્ર જ્યા સુધી સદ્‌ગુરૂદ્વારા જ્ઞાનની પ્રાપ્તિ થતી હતી, ત્યા સુધી આર્ય લોકોની ધર્માદિ ચારે પુરૂષાર્થોમા ઉન્નતિ હતી પરંતુ હાલમા આર્ય લોકોની જે અવનતિ દૃગ્ગોચર થાય છે, તેનું મુખ્ય કારણ સત્શાસ્ત્ર અને સદ્‌ગુરૂ શોધવામા આલસ્ય રૂપી દુર્ગુણ શિવાય અન્ય કંઇ દેખાતુ નથી આ આલસ્યરૂપી દુર્ગુણની દોસ્તીથી મંદ મતિ થઇ આર્ય લોકો બલહીન બની. સર્વ સુખ સિદ્ધિદાયક સ્થાનથી પણ ભ્રષ્ટ થયા છે શરીરમા આળસ ભરાય એટલે ઉદર નિર્વાહના પણ વાંધા પડે છે માટે દરેક આર્યની ફરજ છે કે આલસ્યને તજી ઉદ્યમી બનવુ કહેવત છે કે "ફરે તે ચરે, બાંધ્યો ભૂખે મરે" અર્થાત્ ઉદ્યમી નર સુખી હોય

છે સદ્‌ગુરૂના અભાવને લીધે હાલમાં પાશ્ચાત્યવાસીઓ કે જેઓ પ્રવૃત્તિ પરાયણું હોવાથી, તેઓની પદ્ધતિ મુજબ જે શિક્ષણ આજે તેઓ તરફથી આપવામાં આવે છે, તે આર્ય લોકો કે જેઓ નિવૃત્તિ પરાયણ છે તેમને પ્રતિકૂળ હોઇ ધર્મ તથા વિવેકની મર્યાદાને ઓળંઘી સ્વાર્થીય બુદ્ધિવાળા બનાવી પ્રવૃત્તિના પ્રવાહમાં તાણી જાય છે આથી ખરે ખરૂ જ્ઞાન સંપાદન થઈ શકતુ નથી. હવે જ્ઞાન મેળવવાનુ બીજુ સાધન ( સત્શાસ્ત્રો ) ગ્રથો છે તેથી ગ્રંથો વાચવા જેટલુ પ્રાથમીક ભાષા જ્ઞાન મેળવવાની ખાસ જરૂર છે. સર્વ ભાષાઓની મૂળ ભૂત જે સસ્કૃત ભાષા છે, તે આર્ય ધર્મના ગ્રંથોની મૂળ ભાષા હોવાથી તેના જ્ઞાન વગર આર્ય લોકોમાં સ્વધર્મના ગ્રંથોનો પણ વિચાર કરી શકાય તેમ નથી જ્યાં મૂળનાજ વાધા હોય ત્યાં ડાળ, પાંખડાની તો શી જ આશા ? સસ્કૃત ભાષા એ એક એવી અમુલ્ય ભાષા છે કે જે સંપાદન કરવાથી મનુષ્યને ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે માટે દરેક આર્યે સંસ્કૃત જ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇયે. તેમજ સસ્કૃત ભાષાનું જ્ઞાન આપવા માટે ગામેગામ પાઠશાળાઓનુ સ્થાપન કરવુ જોઇએ અથવા હાલમા એવી જે પાઠશાળાઓ હોય તેને મદદ આપવી જોઇયે કે જેથી આર્ય પુત્રો સસ્કૃત જેવી દેવવાણીના પ્રસાર કરીને સ્વધર્મ તથા સ્વદેશની ઉન્નત્તિ કરી શકે જોકે હાલમા કેટલીક શાળાઓમા સસ્કૃત ભાષાનુ જ્ઞાન આપવામા આવે છે, પરંતુ તે પ્રાચીન શૈલિ મુજબ ન હોવાથી ઉપયોગી થઇ પડતુ નથી માટે સદ્‌ગુરૂ કરવો એ પ્રથમ જરૂરનુ હોવાથી તેની શોધ કરવી જોઇયે કેમકે ગુરૂવિના જ્ઞાન પ્રાપ્ત થતુ નથી અને જ્ઞાનવિના ધર્માદિચારે પુરૂષાર્થો સિદ્ધ થઇ શકતા નથી. માટે સદ્‌ગુરૂ કરવો જોઇયે. તે ગુરૂને પ્રથમતો સસ્કૃત ભાષાનુ જ્ઞાન હોવુ જોઇએ. સસ્કૃત ભાષાના જ્ઞાન પછી તેમાં નીચેની ગુણો હોવા જોઇએ કેમકે ગુરૂનુ લક્ષણ દર્શાવવા માટે શ્રી મદ્‌વલ્લભાચાર્યજી એ પોતાના " તત્વદીપ " નિબંધ ગ્રથમા કહ્યુ છે કે —

> कृष्णसेवा परं वीक्ष्य दम्भादि रहित नर ।
> श्री भागवततत्त्वज्ञं भजेज्जिज्ञासुरादरात् ॥

શ્રીકૃષ્ણ (પરમાત્મા ) ની સેવામા પરાયણ, દંભાદિ ( આસુર સંપત્તિ ) થી રહિત, અને શ્રીમદ્‌ભાગવતના તત્વને જાણનાર એવા પુરૂષને જોઇને જીજ્ઞાસુએ ( પરમાત્મ સ્વરૂપ તથા ધર્મને જાણવા ઇચ્છનારે ) માન પૂર્વક સેવવા એકવાર ગુરૂ કર્યા પછી, તેના ઉપર અભાવ કરવાથી પોતાનુ અનિષ્ટ થાય છે, માટે ગુરૂ કરતા પહેલા, તેને વિષે ઉપલા ગુણો જોઇને પછી દીક્ષા લેવી. કે જેથી પુરૂષાર્થ સિદ્ધિ થઇ શકે.

# શ્રી આર્યધર્મસુધા.

પુસ્તક ૨ જું   સંવત ૧૯૬૨-૬૩, વૃશ્ચિક માસ.   અંક ૧૧ મો

## મંગળાચરણ.—પદ.

(રાગ જોગીયો)

દુસ્તર ભવ તરવા સુકૃત કરવા આપ્યો પ્રભુયે દેહ,
મદ મત્સર હરવા પાર ઉતરવા જાણો મનુષ્ય દેહ—ટેક
માનવદેહ ધરી કદી હરિ વિસરીશ નહિ ભાઈ,
લક્ષ ચોરાસી યોનિમા જન્મ મરણ દુ ખદાઇ,
સતમ ગતિ કરવા માન ન ધરવા.   સુકૃત.
આ ભવનુ સાધન ખરૂ જપ તપ તથા ઉપકાર,
પર ધન પરનારી તજો જેથી રીઝે વિશ્વાધાર,
આર્ય ઉન્નતિ કરવા હિમ્મત ધરવા   સુકૃત

## ગુરૂભક્તિ.

ભક્તિ કરવી એ આર્ય ધર્મશાસ્ત્રમા પ્રથમ કર્તવ્ય ગણેલુ છે તે ભક્તિ અનેક પ્રકારની દેશ, કાળ અને પાત્ર એટલે અધિકારી સબધાનુસાર છે તે સર્વમા ગુરૂભક્તિ સર્વોત્તમ છે ગુરુ એટલે વડિલ અને ભક્તિ એટલે સેવા વડિલની સેવા કરવી એને ગુરુભક્તિ કહે છે. વડિલ કોણ ? તેની પણ ગણત્રી આર્યશાસ્ત્રમ સ્પષ્ટ કરેલી છે

ગુરૂવર્ગ

उपाध्याय पिता ज्येष्ठभ्राता चैव महीपति ।
मातुल श्वशुरस्त्राता मातामह पितामहौ ॥
बन्धुर्ज्येष्ठ पितृव्यश्च पुस्येते गुरव स्मृता ।
मातामही मातुलानी तथा मातुश्च सोदरा ॥
श्वश्रू पितामही ज्येष्ठा धात्री च गुरव स्त्रीषु ।
इत्युक्तो गुरुवर्गोऽय मातृत. पितृतो द्विजा. ॥

अनुवर्तनमेतेषा मनोवाक्कायकर्मभि ।
गुरुं दृष्ट्वा समुत्तिष्ठेदभिवाद्य कृताञ्जलि ॥
नैतैरुपविशेत् सार्द्धं विवदेन्नात्मकारणात् ।
जीवितार्थमपि द्वेषाद् गुरुभिर्नैव भाषणम् ॥
उदितोऽपि गुणैरन्यैर्गुरुद्वेषी पतत्यध ।
गुरूणाञ्चैव सर्वेषा पूज्या. पञ्च विशेषत ॥
तेपामाद्यास्त्रय श्रेष्ठास्तेषां माता सुपूजिता ।
यो भावयति या सूते येन विद्योपदिश्यति ॥
ज्येष्ठभ्राता च भर्त्ता च पञ्चैते गुरव स्मृता ।
आत्मन सर्वयत्नेन प्राणत्यागेन वा पुन ॥
पूजनीया विशेषेण पञ्चैते भूतिमिच्छता ।
यावत् पिता च माता च द्वावेतौ निर्विकारिणौ ॥
तावन सर्वं परित्यज्य पुत्र स्यात्तत्परायण ।
पितामाता च सप्रीतौ स्यातां पुत्रगुणैर्यदि ॥
स पुत्र सकलं धर्म प्राप्नुयात्तेन कर्मणा ।
नास्ति पितृसमो देवो मातृसमोनास्ति गुरु ॥
तयो प्रत्युपकारोऽपि न कथञ्चन विद्यते ।
तयोर्नित्यं प्रियं कुर्यात् कर्मणा मनसा गिरा ॥
न ताभ्यामननुज्ञातो धर्ममन्य समाश्रयेत् ।
वर्जयित्वा मुक्तिफलं नित्यं नैमित्तिकं तथा ॥
धर्मसार समुद्दिष्ट प्रेत्यानन्दफलप्रद ।
सम्यगाराध्य वक्तारं विसृष्टस्तदनुज्ञया ।
शिष्यो विद्याफलं भुङ्क्ते प्रेत्य चाप्याप्स्यते दिवि ॥
यो भ्रातरं पितृसमं ज्येष्ठं मूढोऽवमन्यते ।
तेन दोषेण स प्रेत्य निरय घोरमृच्छति ॥
पुसा वर्त्मनिविष्टेन पूज्यो भक्त्या तु सर्वदा ।
अपि मातरि लोकेऽस्मिन्नुपकाराद्धि गौरवम् ॥
ये नरा भर्तृपिण्डार्थे स्वान् प्राणान् सत्यजन्ति हि ।
तेषामथाक्षयाँ लोकान् प्रोवाच भगवान् मनु ॥

मातुलाश्च पितृव्याश्च श्वशुरानृत्विजो गुरून् ।
असावहमिति ब्रूयु प्रत्युत्थाय यवीयस ॥
( कूर्मपुराणे उपविभागे अ. ११ )

૧ ઉપાધ્યાય, ૨ પિતા, ૩ મોટોભાઇ, ૪ રાજા, ૫ મામો, ૬ સસરો, ૭ રક્ષક, ૮ માનોબાપ, ૯ દાદો, ૧૦ વડીલ ભાઇ ( કાકા, મામા, માશી, ફોઇના પોતાનાથી મોટી ઉમરના પુત્રો ), કાકા એ પુરુષો ગુરુ કહ્યા છે

૧ માની મા (નાની) , ૨ મામી, ૩ માની બ્હેનો, ૪ સાસુ, ૫ દાદી, ૬ મોટી-ભાવ એ સ્ત્રી વર્ગમા ગુરુઓ કહી છે આ માતાપિતા તરફનો ગુરુ વર્ગ દ્વિજોએ જાણવો મન, વાણી અને શરીરથી તેમની આજ્ઞા પાળવી એ ગુરુઓ તરફ નજર પડતાજ ઉભા થવુ, તથા હાથ જોડીને તેમને વદન કરવુ તેમની જોડે એક આસનપર બેસવુ નહિ તથા પોતાની મતલબ સારુ તેમની જોડે વિવાદ ન કરવો પોતાના પ્રાણરક્ષક માટે પણ, દ્વેષથી ગુરુ સામે ભાષણ ન કરવુ અર્થાત્ કોઇ કહે કે તમારા ગુરુને અમુક અનુચિત શબ્દો કહો નહિ તો તમને મારી નાખીશ, તોપણ તેવા શબ્દો ન બોલવા બીજા સદ્ગુણો વડે ઉચ્ચ સ્થિતીને પામ્યો હોય, તોપણ જે પોતાના ગુરુનો દ્રોહ કરે છે, તે નીચ યોનિ પામે છે

ઉપલા સર્વે ગુરુવર્ગમા પાચ ( ૧ ઉપાધ્યાય, ૨ પિતા, ૩ માતા, ૪ મોટાભાઇ અને ૫ રાજા ) વિશેષ પૂજ્યછે તેમા પણ માતા એ સૌથી વધારે સારી રીતે પૂજનીય છે જેને આપણને જન્મ આપી પાલણ પોષણ કર્યુ તથા વિદ્યોપદેશ કર્યો એવા માતા, પિતા, મોટાભાઇ, ઉપાધ્યાય અને રાજા એ મોટા ગુરુ કહ્યા છે માટે જેઓ સુખ ઇચ્છે છે તેમણે પ્રાણ ત્યાગસુધીના પ્રયત્નપૂર્વક તેમની વિશેષ પૂજા કરવી

જ્યાસુધી માતા અને પિતા એ બેના મનમા આપણે માટે કોઇપણ જાતનો વિકાર ઉપજી, આપણને તેમણે પોતાનાથી દૂર ન કર્યા હોય, ત્યાસુધી પુત્રે બીજા બધા કામો છોડીને તેમની સેવામા તત્પર રહેવુ જે માબાપની સેવા કરેછે, અને એવાગુણથી જે માબાપની પ્રીતિ મેળવે છે, તે પુત્રને સર્વ ધર્માચરણનુ ફળ મળે છે

પિતાસમાન ( આ લોકમા ) બીજો દેવ નથી અને માતાસમાન બીજો ગુરુ નથી, તેમનો પ્રત્યુપકાર કોઇપણ શાસ્ત્રમા કદીપણ દેખાતો નથી માટે નિરતર તેમને પ્રિયલાગે તેવા કામો કાયા, વાચા અને મનથી કરવા એટલુજ નહિ પણ, તેમની રજાવિના બીજા ધર્માચરણ પણ તેણે ન કરવા માત્ર મુક્તિફળ ( વેદાત શ્રવણ ) તથા પોતાના વર્ણાશ્રમ જનિત નિત્ય તથા નૈમિત્તિક જે શાસ્ત્રોક્ત

કર્મ છે, તેટલાં તો અવશ્ય કરવાં તે સિવાયના કામ્ય કર્મો તેમની ઈચ્છાવિના ન કરવા એજ ધર્મનોસાર કહ્યો છે અને તે મૂઆપછી પણ આનંદદાયક થાય છે.

જે વિદ્યોપદેશ કરે છે, તે ગુરુનું પણ સારી રીતે સન્માન કરવું તેમની શિક્ષાને છોડવી નહિ, એમ જે જાણીને વર્તે છે તે શિષ્ય આ લોકમા જીવતા સુધી વિદ્યાનું ફળ ભોગવે છે. તથા મુઆપછી સ્વર્ગપણ પામે છે. જે મોટો ભાઇ તેને પિતાસમાન માનવો જોઇએ, તેનું જે મૂઢ અપમાન કરે છે, તે મુવા પછી ઘોર નરક પામે છે જે જે પુરૂષો ગુરુ કહ્યા છે, તેઓ જો ધર્મમાર્ગમા હોય, ત્યા સુધી પૂજ્ય ગણાય, તેમની સર્વદા ભક્તિ કરવી, પરંતુ માતા જે છે, તે ધર્મ માર્ગમા ન ચાલે, તોપણ તેની પૂજ્યતા ઘટતી નથી, કેમકે તેનો ઉપકાર નક્કી ઘણોજ મોટો છે મનુ ભગવાને પણ કહ્યુ છે કે જે પુરૂષ પોતાનું પાલણ પોષણ કરનારને માટે પોતાના પ્રાણને પણ છોડે છે, તે અક્ષય લોકને પામે છે મા તરફના, બાપ તરફના, સાસરા તરફના અને ઋત્વિજગોર એ વડિલો છે, માટે તેઓની સામે હુ અમુક છુ એમ કહી, તેઓને અભ્યુત્થાન આપવુ

આ રીતે પુરાણોમા "ગુરુવર્ગ સમજાવીને ગુરુની ભક્તિ કરવાની કહી છે તેમાં સૌથી ઉત્તમ ગુરુમાતા કહી છે વેદમા પણ " **मातृ देवो भव** " એટલે માતાને દેવ ( પૂજ્ય ) માનનારો થા માતા જન્મ આપે છે એટલુંજ નહિ, પણ જન્મ આપતા પહેલા પણ આપણે માટે ઘણુજ અસહ્ય કષ્ટ વેઠે છે વળી જન્મ આપ્યા પછી પણ, તે પોતાના સ્તનપાન વડે આપણુ પોષણ કરે છે તે પછી જ્યારે આપણી ચચલ વિષયાસક્ત ઇંદ્રિયો તે તરફ દોરાય છે, ત્યારે પણ તે તે વિષયોમા ગોગો ભેદ છે, કોની સાથે કેવો અને કેટલો સબધ છે તથા રાખવો એ વગેરે વ્યવહારિક તથા કયા ઇષ્ટ દેવતાની કેવી રીતે સેવા પૂજા કરવી એ પારમાર્થિક જ્ઞાનપણ માતા તરફથીજ આપણને મળે છે, માટે માતાની ભક્તિ પ્રથમ કરવી ભક્તિ એટલે સેવા—

भज इत्येष वै धातु: सेवायां परिकीर्त्तित ।
तस्मात् सेवा बुधै: प्रोक्ता भक्ति साधनभूयसी ॥

( गारुडे अ० २३१ )

ભક્તિ શબ્દમા મૂળ **ભજ** ધાતુ છે. તેનો અર્થ સેવા કરવી એવો થાય છે, માટે મોટી મોટી સાધન સામગ્રી મેળવી, તનથી, મનથી અને ધનથી તેઓ પ્રસન્ન થાય, તે રીતે તેમની સેવા કરવી, તેનેજ બુદ્ધિમાનોએ ભક્તિ કહી છે જેઓ માતાપિતાની ભક્તિ કરે છે, તેઓજ ગુરુભક્તિ કરવાને લાયક બને છે વિદ્યાગુરુની ભક્તિ કરનારો, મત્ર દીક્ષાદાતા બ્રહ્મવિદ્યોપદેશક ગુરુની સેવા કરવા યોગ્ય બને છે,

અને સદ્‌ગુરુનો સેવક શ્રીહરિની સેવા કરવા યોગ્ય બને છે ઉપર જે ગુરુઓ ગણાવ્યા તે લૌકિકવિદ્યા ભણાવનાર, લૌકિકગુરુ જાણવા અધ્યાત્મવિદ્યા શીખવનાર મંત્રોપદેશક આધ્યાત્મિક ગુરુ ગણવા અને પોતાના જે ઇષ્ટદેવતા—પરમાત્મા-તેને આદિદૈવિક ગુરુ સમજવા લૌકિકવિધિથી લૌકિક ગુરુને પૂજવા, શાસ્ત્રોક્ત વિધિથી આધ્યાત્મિક ગુરુને ભજવા, અને સર્વસ્વાર્પણ અને શરણ ભાવનાથી આધિદૈવિક ગુરુને સેવવા એમ કરતા કરતા પરિણામે અભેદભાવ ઉપજે છે તે કારણથી ગુરુનો મહિમા વેદમા પરમાત્મા સમાન કહ્યા છે —

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वर ।
गुरु साक्षात्परब्रह्म तस्मै श्री गुरवेनम ॥

ગુરુ એજ બ્રહ્મા, ગુરુ એજ વિષ્ણુ અને ગુરુ એજ મહાદેવ એ ત્રિમૂર્તિ છે, એટલુજ નહિ પણ ગુરુ એ સાક્ષાત્પરબ્રહ્મ છે, માટે શ્રી ગુરુને પ્રણામ. ગુરુદ્રોહી મનુષ્યનો દેવતા પણ બચાવ કરતા નથી. તેથીજ કહ્યુ છે કે -

ब्रह्म रुष्टे हरस्त्राता हरे रुष्टे हरिस्तथा ।
हरौ रुष्टे गुरुस्त्राता गुरौ रुष्टे न कश्चन ॥

શ્રીબ્રહ્માજી રૂઠે તો હર (શિવજી) રક્ષણ કરે, હર રૂઠે તો હરિ (વિષ્ણુ) રક્ષણ કરે, અને હરિ રૂઠે તો ગુરુ રક્ષણ કરે છે, પણ જો સદ્‌ગુરુ રૂઠે તો પછી કોઇ મોટા દેવતા પણ તેનુ રક્ષણ કરતા નથી માટે "ભક્તિ પોષણ" મા દયારામ ભાઇએ ગાયુ છે કે —

ધ્યાન મૂળ છે શ્રી ગુરુપુજન, પૂજન મૂળ ગુરુપાય,
મંત્ર મૂળ ગુરુવાક્ય છે, મૂળ મોક્ષનુ ગુરુકૃપાય,
ગુરુકૃપા વાંછિત ફળ થાય, હરિ રૂઠે તો ગુરુ કરે સહાય,
ગુરુ કોપે કાંઇ નહિ ઠેકાણુ, અધિક આશ્રય એથી કો નવ જાણ ૬૭

માટે સર્વ આર્ય ભાઇઓએ ગુરુભક્તિ શ્રદ્ધાપૂર્વક કરવી કે જેથી આ લોક તેમજ પરલોક સબધી દરેક કાર્ય નિર્વિઘ્ને પાર પડે ઇતિ.

---

# નિત્યકર્મ.

## સંધ્યા.

મનુષ્યને હાથે અજાણતા કેટલાક પાપો થાય છે, તેવા પાપોના નિવારણ માટે દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્યો) ને માથે પરમાત્માએ સંધ્યાકર્મ નિયત કરેલુ છે તેથીજ અત્રિસ્મૃતિમા કહ્યુ છે કે -

सन्ध्यामुपासते ये तु सततं शंसितव्रता:
विधूतपापास्ते यान्ति ब्रह्मलोकं सनातनम्

**અર્થ** —પ્રશસ્ત નિયમોવાળા જે દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્ય) સેઠ નિરંતર પ્રતિદિન નિયમથી સંધ્યોપાસન કરે છે, તે સહજ પાપોથી મુક્ત થઇ, અંતમાં સનાતન બ્રહ્મલોકને પ્રાપ્ત કરે છે. સંધ્યા કરવાથી રાત્રીમાં વા દિવસમાં અજ્ઞાનતાથી જે કંઈ દોષ થયા હોય, તે નષ્ટ થઇ મનુષ્યને નિર્મળ બનાવે છે માટે મનુષ્યે ત્રિકાળ સંધ્યા કરવી જોઇયે, કેમકે સંધ્યોપાસન વગર દ્વિજોને વૈદિક કર્મ કરવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી. તેથીજ કહ્યુ છે કે—

सन्ध्याहीनोऽशुचिर्नित्यमनर्हः सर्वकर्मसु ।
यदन्यत्कुरुते कर्म न तस्य फलभाग्भवेत् ॥

( दक्ष )

**અર્થ**—જે દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્ય) સંધ્યોપાસન કરતા નથી, તેમને સર્વ કર્મોના અનધિકારી ગણવા, યદિ કદાપી એ લોકો અન્ય વૈદિક કર્મો કરે તોપણ તેનુ ફલ એમને પ્રાપ્ત થતુ નથી. આથી સ્વાભાવિક રીતે આપણી જીજ્ઞાસા સંધ્યા કોને કહે છે તે જાણવાને ઉશ્કેરાયા વગર રહેશે નહિ. તેથી પ્રથમ સંધ્યાનુ સ્વરૂપ આપણે તપાસીશુ—સંધ્યાનુ સ્વરૂપ દર્શાવતા દક્ષમુનિ કહે છે—

अहोरात्रस्य यः सन्धिः सूर्य्यनक्षत्रवर्जितः ।
सा च सन्ध्या समाख्याता मुनिभिस्तत्त्वदर्शिभिः ॥

**અર્થ**—દિવસ અને રાત્રીનું જોડાણ કે જે સમયે નક્ષત્રોની કાંતિ ક્ષીણ થઇ જાય છે, તેમજ સૂર્યના ઉદયાસ્તના સમયને સન્ધિ કહે છે; અને એ વખતે જે (ઉપાસનાદિ) કર્મ કરવામા આવે છે તેને સંધ્યા કહે છે. અને એજ તત્વવેત્તા મુનિયોનો મત છે. તેમજ "**सम्यग्ध्यायन्त्यस्यामिति सन्ध्या**" અર્થાત્ જેમા ભગવાનનુ ભલીભાતિથી ધ્યાન થઈ શકે તેનુ નામ સંધ્યા. આ આધ્યાત્મિક અર્થ છે. વળી બ્રહ્માંડના પ્રાણાપાનની સહવાર, બપોર, સાંઝ અને અર્ધ રાત્રિના વિશેષ સમયને સંધિ કહેછે. એ આધિદૈવિક સંધ્યા કહેવાય છે. ને શરીરમાના પ્રાણાપાનની ગતિ વિશેષના સમયને પણ સંધિ કહે છે. તેથી પિંડ અને બ્રહ્માંડમા જ્યારે પ્રાણાપાનનુ વહન શિથિળ પડી તે બંનેની સંધિરૂપ જે સુષુમ્ણા તેનું વહન વર્ત્તમાન હોય ત્યારે શરીરમાના પ્રાણતત્વની શુદ્ધિ માટે સમષ્ટિના પ્રાણરૂપ અંતર્યામીની ઉપાસના રૂપે જે કર્મ કરવામા આવે છે તે સંધ્યા કહેવાય છે. ખરી રીતે જોતા સંધ્યોપાસનાનો સમય ચાર વખતનો બતાવ્યો છે. પરંતુ મધ્યરાત્રિએ સંધ્યોપાસન કરવાનું ગૃહસ્થાશ્રમીને કષ્ટદાયક થઇ પડશે, એમ સમજીને પરમ

કૃપાળુ મહર્ષિઓએ તે સમય માટે આગ્રહ ન કરતા માત્ર ત્રિકાળ સંધ્યા કરવાની આજ્ઞા ઠેકઠેકાણે કરેલી છે સંધ્યા ન કરનાર દ્વિજને શૂદ્રસમાન જાણવો એમ જણાવતા મરીચિ ઋષિ એ કહ્યુ છે કેઃ–

सन्ध्या येन न विज्ञाता सन्ध्या येनानुपासिता।
जीवमानो भवेच्छूद्रोमृत श्वा चाऽभि जायते ॥

**અર્થ**—જે દ્વિજે ( બ્રાહ્મણ, ક્ષત્રીય ને વૈશ્યે ) સંધ્યા જાણી નથી અને સંધ્યોપાસના કરી નથી, તે દ્વિજને જીવતા શૂદ્ર જાણવો અને મૃત્યુપછી તે શ્વાનયોનિને પ્રાપ્ત થાય છે ધર્મ શાસ્ત્રની આજ્ઞાથી એવુ સિદ્ધ થએલુ છે જે બ્રાહ્મણ, ક્ષત્રીય ને વૈશ્ય એ ત્રણે વર્ણને જ્યારથી "દ્વિજ" શબ્દની ઉપાધિ લાગુ પાડવામા આવી છે, ત્યારથી એ ત્રૈવર્ણિકોનુ નિયમપૂર્વક સંધ્યોપાસન એ નિત્યકર્મ તરિકે ગણાવા માંડ્યુ છે યદિ એકાદ દિવસ પણ જો સંધ્યા ન કરવામા આવે તો તેથી દ્વિજ પ્રાયશ્ચિત્તનો ભાગી થાય છે તેમા પણ જો લાગટ ત્રણ દિવસ સુધી સંધ્યોપાસન કરવામા ન આવે તો તે દ્વિજ ( બ્રાહ્મણ, ક્ષત્રીય ને વૈશ્ય ) શૂદ્રભાવને પામે છે તેથી તેના શરીર, ઇંદ્રિયો, પ્રાણ ને અંતઃકરણ તમો ગુણમયી બને છે, જેથી સદ્અસદ્નો વિચાર કરવાને તે અશક્ત બને છે માટે યથા કાલે યથાવિધિ સંધ્યોપાસન કરવુ જોઇયે. સમયાનુસાર સંધ્યા કરવામા ન આવે તો તેમા પણ દ્વિજને શૂદ્રસમાન ગણી દ્વિજકર્મથી બહિષ્કૃત કરવાની ધર્મશાસ્ત્રમા આજ્ઞા આપી છે તેથીજ કહ્યુ છે કે—

न तिष्ठति तु य पूर्वां नोपास्ते यश्च पश्चिमाम्।
सशूद्रवद्बहिष्कार्य. सर्वस्माद्द्विज कर्मण ॥

**અર્થાત્**—જે પ્રાત કાલ અથવા સાયંકાળની સંધ્યોપાસના નથી કરતા તે (દ્વિજ)ને શૂદ્ર સમાન ગણી દ્વિજાતિયોના સર્વ કર્મોથી બહિષ્કાર કરવા આમ હોવાથી દરેક દ્વિજ બ્રાહ્મ્ય પ્રાતઃકાળમા ઉઠી પોતાના ઇષ્ટ દેવનુ ધ્યાન કરી સ્નાનાદિકથી શુદ્ધ થઇ પોતાના ગુરુએ આપેલા ઇષ્ટમંત્રથી જપ કરવો તથા ગાયત્રી મંત્રથી સંધ્યોપાસન કરવી પૂર્વકાળમા ઋષિમુનિઓ ઘણા કાલપર્યંત સંધ્યોપાસન કરી પ્રજ્ઞા ( નિશ્ચયાત્મિકા બુદ્ધિ ) યશ ( કીર્તિ ) તથા દીર્ઘાયુ પ્રાપ્ત કરતા હતા અત્રામાટે મનુજીએ જણાવ્યુ છે કે જે બુદ્ધિના સુખને પ્રાપ્ત થઇ હાનિ તથા લાભાદિ તેમજ હર્ષ શોકાદિ રહિતથઇ જાય છે, તેમના હૃદયમાથી ઇર્ષા, મંસરાદિ દુષ્ટ વાસના નીકળી જાય છે સંધ્યા અને ગાયત્રી બંને એકજ હોવાથી યાજ્ઞવલ્ક્યજીએ કહ્યુ છે કે

या सन्ध्या सा तु गायत्री द्विधाभूता प्रतिष्ठिता।
सन्ध्या ह्युपासिता येन विष्णुस्तेन उपासित. ॥

**અર્થાત્** —જે સધ્યા છે, તેજ ગાયત્રી છે એકજ વસ્તુ બે પ્રકારથી પ્રસિદ્ધ છે જેમણે સધ્યાની ઉપાસના કીધી તેમણે વિષ્ણુની ઉપાસના કરી એમ જાણવુ **"न तिष्ठति तु"** ઇત્યાદિ ઉપરોક્ત મન્વાદિ વાક્યોથી દ્વિજમાત્રનુ આ કર્ત્તવ્યસિદ્ધ થાય છે કે પ્રાત અને સાય સધ્યામા અવશ્ય ગાયત્રી મન્ત્રનો જપ કરવો જોઇયે

અતિ ખેદની વાત છે કે આજકાલ લોક આવા અતિ આવશ્યક કર્મથી વિમુખ થતા જાય છે પૂર્વકાળમાં દ્વિજ લોક પોતાનુ સર્વ આયુ ધર્મ કર્મમા વ્યતીત કરતા હતા કે જેથી તેઓએ સસારીઓના ઉપકારને માટે અનેક શુભકાર્યો કરેલા છે સસાર એક કારાગૃહને તુલ્ય હોવાથી એમા ભગાઈ, શાસ્ત્રજન્ય જ્ઞાનથી એવા કર્મ કરવા કે જેથી ફરી આ સસારરૂપી સમુદ્રમા ડૂબવાનો વખત ન આવે; તેટલા માટે આપણા પૂર્વજોના ધર્મકૃત્ય તરફ દૃષ્ટિનાખી તેઓને પગલે વિચરવુ જોઇયે સમયના પ્રભાવને લીધે હાલમા આર્ય બાધવોની સ્વધર્મ પ્રત્યે શિથિલતા દિન પ્રતિદીન વધતી જતી હોવાથી ફક્ત પશુઓની સમાન ઉદર ભરણ કરવામા પોતાનું આયુ વ્યતીત કરી દે છે, તોપણ સુખથી મરણ પ્રાપ્ત થતુ નથી પશુઓ અને મનુષ્યમા અતિ ઘણો ફેર છતા પણ પશુઓ જીવનપર્યંત તેમજ મૂઆં પછી પણ બીજાને ઉપયોગી થઈ પડે છે અને મનુષ્ય કે જે સસારના પ્રાણીયોના ઉપકારમા પોતાનુ કલ્યાણ સમજતા હતા તે મનુષ્યો કઇ પણ ઉપયોગમા આવી શક્તા ન હોવાથી, આજ પશુઓથી પણ હીન દશાને પ્રાપ્ત થયેલા દેખાય છે એ અતિ ખેદયુક્ત છે અસ્તુ જે થયુ તે થયુ પરતુ "ઘોળાયલા દુધ માટે વિલાપ ન કરવાની" પેલી જાણીતી કહેવત મુજબ હવે પણ વિચાર કરવો જોઇયે તેમા પણ કેવળ વિશ્વાસ કરી પ્રથમ જે જે દોષ આ સમયે વિદ્યમાન છે તે તે દોષને ક્રમસ ત્યાગ કરી કર્ત્તવ્યકર્મોનો સ્વીકાર કરવો જોઇએ દ્વિજમાત્રનુ પ્રથમ કર્ત્તવ્ય **કર્મ સંધ્યોપાસન છે** એથી યથાશક્તિ એનુ પાલન કરવુ જોઇએ આ કર્મ કરવામા માત્ર દશ મિનિટનો ભોગ અપાય છે. એમા કઇ દ્રવ્ય તેમજ કોઇ દુર્લભ પદાર્થની આવશ્યકતા ન હોવાથી એ કર્ત્તવ્યકર્મ ગરીબ તેમજ તવગર સર્વથી બની શકે તેમ છે કેવળ સ્નાન શૌચાદિથી નિવૃત્ત થઇ શુદ્ધાંતઃકરણથી ઇશ્વરનુ ધ્યાન, જપ કરવાથી આ કર્ત્તવ્યકર્મ કરી શકાય છે. વિચારપૂર્વક ચાલનારા મનુષ્યોથી અનેક પ્રકારના પ્રમાદ થઇ જાય છે, તો પછી આજકાલ ( પ્રમાદના મન્ત્ય ) ના સમયમા તો શુ કહેવાય ? અનેક દોષોના નિવારણ માટે સધ્યોપાસનની જોડે ગાયત્રી જપની જરૂર છે, તેથી વ્યાસજી એક કહ્યુ છે કે —

प्रतिग्रहान्नदोषाद्य पातका दुपपातकम् ।
गायत्री प्रोच्यते तस्माद्गायन्त त्रायते यतः ॥

દુષ્ટ પ્રતિગ્રહ તથા અશુદ્ધ અન્નના ભક્ષણ કરવાથી જે દોષ ઉત્પન્ન થાય છે તે પાપ અથવા ઉપપાપથી રક્ષા કરવાવાળી જે જપ કરવાની ક્રિયા છે તેને ગાયત્રી કહે છે વાચકવૃંદો! જુઓ કેવલ થોડી મિનિટતક ગાયત્રી જપ કરવાથી પૂર્વોક્ત પાપથી રક્ષા થાય છે, તો પછી નિત્ય સંધ્યોપાસન કરવામા આલસ્ય શામાટે કરવુ જોઇએ? સંધ્યાના સમય ઉપર વર્ણવ્યા મુજબ પ્રાત, મધ્યાહ્ન અને સાયકાલ એમ ત્રણ છે અને એમા ગાયત્રીની જુદા જુદા નામોથી ઉપાસના કરવી જોઇયે કેમકે વ્યાસજીએ લખ્યુ છે કે —

गायत्री नाम पूर्वाह्णे सावित्री मध्यमे दिने ।
सरस्वती च सायाह्ने सैव सन्ध्याप्युस्मृता ॥

**અર્થાત્** —પ્રાત કાળની **ગાયત્રી**, મધ્યાહ્નમા **સાવિત્રી** ને સાયકાળમા **સરસ્વતી** રૂપથી સંધ્યાની ઉપાસના કરવી, કેમકે મધ્યાહ્નમા સૂર્યનો પૂર્ણ પ્રકાશ થાય છે તેથી સસારના જીવોની સ્થિતિ થઇ શકે છે સૂર્યની ઉષ્ણતા સાથે મનુષ્યાદિ પ્રાણી (સ્થાવર, જગમાદિ) તેમજ સર્વ સસારની ઉત્પત્તિનો જે નિકટ સબધ છે તે પદાર્થ વિદ્યામા ભલીભાતથી વર્ણિત છે અને તે સર્વને જાહેર હોવાથી વિસ્તાર કરવાની અત્રે જરૂર જોતા નથી જેના જાણ્યા વગર આ સૃષ્ટિના અનેક કાર્યો મનુષ્યથી બની શકે નહિ એવી જે સરસ્વતી તે સાયસધ્યાનુ નામ છે, અર્થાત્ જ્ઞાનમય કહેવાય છે જ્ઞાનમય દેવી જે સરસ્વતી છે, તેની ઉપાસના કરવાથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને તેથીજ સર્વ કાર્ય પણ સિદ્ધ થઇ શકે છે આવી રીતે સંધ્યાની ઉપયોગિતા ધર્મશાસ્ત્રમા ઠેકઠેકાણે દર્શાવેલી છે કેટલાકનો એવો પણ મત છે કે ભક્તિમાર્ગમા રહેનારાઓએ હમેશા પોતાના આરાધ્ય દેવતાની આરાધના સિવાય કઇ પણ કરવુ નહિ પરતુ આ મતતો ફક્ત જે પુરૂષ રાતદિન પોતાના ઉપાસ્ય દેવતાની સેવામાજ લીન થઇ રહેતો હોય અને લૌકિક સર્વ કર્મથી મુક્ત થયો હોય તેનેજ માટે હોઇ શકે બીજાને માટે નહિ આ કારણથીજ ભક્તિમાર્ગ પ્રવર્તક આચાર્યો પડે ત્રિકાળ સંધ્યોપાસન કરતા હતા, તથા ગાયત્રીભાષ્ય પણ તેઓ લખી ગયા છે વળી વેદ પડેજ આજ્ઞા કરે છે "**अहरह सध्यामुपासीत**" પ્રતિદિન સંધ્યોપાસન કરો વળી સ્મૃતિઓમા પણ દ્વિજોને સધ્યા કરવાની અતિ આવશ્યકતા દર્શાવેલી છે તેથી ચારે આશ્રમીઓએ સધ્યોપાસના જરૂર કરવી જોઇએ છે નિત્યકર્મના ત્યાગ કરવાથી દોષ લાગે છે સધ્યા એ પણ નિત્ય કર્મ છે જેમ દીવાના પ્રકાશથી અધકારનો નાશ થાય છે, તેમ સંધ્યોપાસન કરવાથી માનસિક અજ્ઞાત પાપજન્ય મલીનતા છૂટી અતઃકરણ શુદ્ધ થાય છે, ને શુદ્ધાતઃકરણથી ઇશ્વર પ્રાપ્તિના કૃત્યો નિર્વિઘ્ને થઇ શકે છે. માટે પોતાનો ઉત્કર્ષ

ઇચ્છનાર દ્વિજે સંધ્યા કરવી જોઇએ. આ સંધ્યા મુખપાઠથી કરવી પુસ્તક લઇને કરવાની નથી પ્રથમ શિક્ષણ વખતે પુસ્તક રાખવાને હરકત નથી સામાન્યપણે તો સવાર અને સાઝની સંધ્યા વખતે લખવા વાચવાની પણ વૈદક તેમજ ધર્મશાસ્ત્રમા મના કરેલી છે સવાર સાઝ વાચવા લખવાથી આખનુ તેજપણ ઘટે છે, માટેજ પંડિત શ્રી ગટ્ટુલાલજી કૃત નીચેનો ઉપલો ઉપદેશ ડાક્ટર સુંદરે પોતાના "દષ્ટિસંરક્ષણ" નામના પુસ્તકમા ખાસ દાખલ કર્યો છે.

( ગીતિ )

ઇશ્વિર નેત્ર રવિ તણી, મંદ પડે જે સમે ઝાઇ,
તે અસ્તોદય સંધ્યા, સમયે ન લખવુ ન વાચવુ કાઇ

આ ગીતિમા પંડિત શ્રી ગટ્ટુલાલજી આર્યધર્મ તથા વૈદકશાસ્ત્રનો સાર જણાવતાં કહે છે કે, ઇશ્વર ( આ ચરાચર વિશ્વના કર્તા ) ની આખ રવિ ( સૂર્ય ) છે તેનુ તેજ ( પ્રકાશ ) જે વખતે મંદ ( ઝાખુ ) થાય તે વખતે એટલે સૂર્યોદય અને સૂર્યાસ્ત સમયે કાઇ પણ લખવુ તેમજ વાચવુ નહિ.

આર્યધર્મશાસ્ત્રમા મનુષ્યને જે જે કર્ત્તવ્યકર્મ બતાવ્યા છે, તે તે આર્યવૈદકાનુસાર હોવાથી તે મુજબ વર્તનારને ધર્મ તથા શરીરસંરક્ષણનો આમ બેવડો લાભ મળી શકે છે. આ સંધ્યોપાસન કર્મમા પણ એવીજ રીતે લાભ સમાયેલો છે આર્યધર્મની આવી શ્રેષ્ઠતા હોવા છતા તે પ્રત્યે આર્ય બાધવો તરફથી હાલમા જે શિથિલતા બતાવવામા આવે છે તેનુ મૂળ કારણ અજ્ઞાત દશા શિવાય બીજુ કઇ પણ દેખાતુ નથી માટે દરેક આર્યે સ્વધર્મના રહસ્યથી જ્ઞાત થઇ ધર્માચરણ કરવા તત્પર થવુ જોઇયે

માટે સંધ્યાના મંત્રો મુખે કરી લેવા, તથા સંધ્યા સમયે શુદ્ધ થઇ ગાયત્રી વગેરે મંત્રનો જપ કરવો. અનેક પ્રકારના યજ્ઞો કરવાને શાસ્ત્રની આજ્ઞા છે, તે સર્વ યજ્ઞમા જપયજ્ઞ સર્વોત્તમ છે, ભગવાન્ પણ ગીતામા કહે છે કે **यज्ञाना जप यज्ञोऽस्मि** યજ્ઞોમા જપયજ્ઞ એ મારી વિભૂતિ છે. એજ કારણથી સંધ્યા સમયે ગાયત્રી વગેરે મંત્રના જપથી તુરત પવિત્રતા પમાય છે

---

## ધર્મ.

**धरति लोकान् ध्रियते पुण्यात्मभिरिति वा। धृ+ "अर्त्तिस्तुसुहु"मिति" उणा १।१३६ इतिमन्** એ સૂત્રથી ધૃ ધાતુને **मन्** પ્રત્યય લાગતા ન્ નો લોપ થઇ ધર્મ શબ્દ સિદ્ધ થયો છે. ધર્મ શબ્દના પર્યાય ( સમાન અર્થ વાચક ) શબ્દો સંસ્કૃત કોષમા નીચે મુજબ વર્ણાવ્યા છે —

पुण्यम्, श्रेय, सुकृतम्, वृष. इत्यमर ।१।४।२४।
न्याय', स्वभाव', आचार ।

**અર્થ** —પુણ્ય, શ્રેય, સુકૃત, અમરકોષ ૧।૪।૨૪
ન્યાય, ( નીતિ ), સ્વભાવ, આચાર ( મહાભારત )

આ વિશ્વનો મુખ્ય આધાર ધર્મજ છે ધર્મવિના કઇ પણ કાર્ય સિધ્ધ થઇ શકતું નથી ધર્મવડેજ આ સૃષ્ટિનું ચક્ર યથાવિધિ ચાલ્યા કરે છે પ્રાણીમાત્રની સદ્દઇચ્છાઓના ફલિત થવામા પણ ધર્મજ મુખ્ય પ્રધાન હોય છે, તેમજ સસારમા ભોગવાતા સુખાદિ વૈભવો પણ ધર્મને અધીન હોય છે પરતુ મનોરથોનુ પ્રાબલ્ય કેટલીક વખતે ધર્મમા વિઘ્નકર્તા થઇ પડતુ હોવાથી બુદ્ધિમાન્ પુરુષો એવી ઇચ્છાને આધીન ન થતા ઇચ્છાને પોતાને વશ કરે છે, કે જેથી ધર્મમા કોઇ પણ રીતે વિઘ્ન ન થાય વળી ધર્મવડેજ મનુષ્ય પ્રાણી આ સસારરુપી સાગરને તરી પરમાત્માના ચરણકમળરુપ જે કીનારો તેને પ્રાપ્ત કરી શકે છે કે જેથી આ લખચોર્યાસીના ચક્રમા ફરી અવાય નહિ તેમજ સૃષ્ટિના નિયામકે જે ચાર પુરુષાર્થો સિધ્ધ કરવાની મનુષ્ય પ્રાણીને માથે ખાસ ફરજ નાખેલી છે, તેમા પણ ધર્મને મુખ્ય માનેલો છે કેમકે અર્થાદિ બીજા પુરુષાર્થો પણ ધર્મને અધીન હોઇ મનુષ્યને ફળદાયક નીવડે છે જો મનુષ્ય કેવળ અર્થને વિષે અનુકૂળ રહી કામને વિષે સ્પૃહાવાન્ થાય તો તેથી તે ધર્મથી હીન થાય છે ધર્મહીન પુરુષ ધર્માધર્મનો વિચાર કરી શકતો નથી જેથી તેની બુદ્ધિ નષ્ટપ્રાય થાય છે માટે ધર્મ એજ મનુષ્યનુ પ્રથમ કર્મ હોવાથી તેનો કઇક વિચાર કરીશુ ધર્મનુ મૂળ વેદ છે, તેથીજ વેદમા પરાત્પર પરમાત્મા પડેજ આજ્ઞા કરે છે કે **"धर्मंचर"** અર્થાત્ ધર્મમા ચાલો પ્રાચીન ઇતિહાસોપરથી સ્પષ્ટ માલમ પડે છે કે, ધર્મમાર્ગને અનુસરીને ચાલનારા પુરુષો મહાપ્રતાપી થઇ ગયા છે, તેમજ આવા કલિકાળમા પણ અનેક મહાત્મા થયેલા છે અને કેટલીક વાર આપણે સાભળીયે તેમજ જોઇયે પણ છીએ કે ધર્મથી વિરુધ્ધ માર્ગે ચાલનારા પાપબુદ્ધિવાળા મનુષ્ય અપ્રતાપી હોઇ પૃથ્વીને પણ ભાર રૂપ થઇ પડે છે આવા પાપબુદ્ધિવાળા પુરુષ આર્યધર્મ શાસ્ત્રાનુસાર દેહત્યાગ કીધા બાદ પરલોકમાં પણ અત્યત દુખને પામે છે માટે મનુષ્યમાત્રે ધર્મમાર્ગને અનુસરી સર્વ કર્મ કરવા જોઇયે છે, કેમકે કર્મમા પણ મુખ્ય ધર્મજ છે ધર્મનુ આચરણ આચરવુ એમ ધર્મશાસ્ત્રમા સ્પષ્ટ દર્શાવ્યુ છે તેથી ધર્માચરણ એ મનુષ્યનુ મુખ્ય કર્તવ્ય સિધ્ધ થાય છે ધર્માચરણ આ મનુષ્ય શરીરથીજ બની શકે છે કેમકે મરણબાદ કઇ પણ બનતુ નથી, માટે પ્રથમ આપણે ધર્મનુ મૂળ જાણવુ જોઇએ. ધર્મસબધી વિચાર દર્શાવતા મનુ ભગવાન્ કહે છે કે —

वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् ।
आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च ॥
(मनु. अ २० श्लो. ६.)

**અર્થ**—સંપૂર્ણ વેદ, (તે વેદને જાણનાર મનુ, અત્રિ વગેરે ઋષિઓની) સ્મૃતિ, તથા તે જાણનારાઓના સદાચાર, સાધુ (સત્પુરૂષો) ના આચારો, તથા આત્મતુષ્ટિ એ ધર્મનું મૂળ છે. આમાં જે આત્મતુષ્ટિ કહી છે, તેનો "મરજી માફક વર્તવું" એમ હાલમાં કેટલાક મનસ્વી જનો અર્થ કરે છે, પરંતુ એ અર્થ ખરો નથી. ખરી રીતે જોતાં એનો અર્થ એવો થાય છે કે "જેમ બીજાના સદ્વર્તનથી આપણું મન સંતુષ્ટ પામે છે, તેમ આપણે પણ આપણા વર્તનથી બીજાના મનને સંતુષ્ટ કરવું" અર્થાત્ અન્યના મનને સંતોષ થાય તેવું વર્તન રાખવું. જો "સ્વચ્છંદ વર્તન" એમ અર્થ કરવામાં આવે તો પછી સદસતનો કંઈ પણ ફરક રહે નહિ, તેથી નીતિશાસ્ત્રાનુસાર પણ એ અયોગ્ય ઠરે છે. અર્થનો અનર્થ કરવાથી મનુષ્ય આડે માર્ગે દોરવાય છે. માટે મનસ્વી અર્થો ન કરતાં ધર્મ તથા નીતિને અનુસરીનેજ દરેક શબ્દના અર્થ કરવા જોઈએ છે.

વળી "મત્સ્યપુરાણમાં" પણ ધર્મના મૂળ નીચે મુજબ વર્ણવ્યા છે.

अद्रोहश्चाप्यलोभश्च दमो भूतदया तपः ।
ब्रह्मचर्यं ततः सत्यमनुक्रोशः क्षमा धृतिः ॥
सनातनस्य धर्मस्य मूलमेतद्दुरासदम् ॥ (मत्स्यपुराणम्).

**અર્થ**—કોઈ સાથે દ્રોહ ન કરવો, લોભ ન રાખવો, દમ (ઈંદ્રિયનિગ્રહ) કરવો, પ્રાણીમાત્રપર દયા રાખવી, તપ (દેહકષ્ટ ખમવું તથા આલોચન કરવું) બ્રહ્મચર્ય પાળવું, સાચું બોલવું, અનુક્રોશ (કોઈપર ક્રોધ ન કરવો), ક્ષમા અને ધૃતિ (ધીરજ અથવા તિતિક્ષા) એ સનાતન ધર્મના મૂળીઆ છે, પણ તે કષ્ટ સાધ્ય છે. મતલબ કે ધર્મ પાળતાં કદી કષ્ટ ખમવું પડે તો, તેથી ડરીને ધર્મ છોડવો નહિ. કેમકે અનાદિ કાળથી ચાલતા આવેલા ધર્મના સર્વ મૂળો કષ્ટસાધ્ય હોય છે. કષ્ટવિના સુખની પ્રાપ્તિ થતી નથી. અને તે જગ જાહેર છે. આ જગ્યાએ કષ્ટનો અર્થ દુઃખ નહિ પણ સહનશીલતા એમ કરવો જોઈયે. કેમકે તપમાં મુખ્ય સહનશીલતાની જરૂર છે. જો મનુષ્યમાં સહનશક્તિ ન હોય તો તેનાથી કોઈપણ તરેહનું તપ પળી તે કાયિક, વાચિક કે માનસિક કંઈ પણ બની શકે નહિ. માટે દરેક મનુષ્યે સહનશીલતા રાખવાનો અનુભવ રાખવો જોઈયે કે જેથી તપ જેવું ધર્મનું મૂળ પરિપક્વ કે જેના વડે ઈશ્વર પ્રાપ્તિ થઈ શકે તે કર્મ નિર્વિઘ્ન પાર પડી શકે. વળી સહનશીલતાથી મનુષ્ય ક્રોધને આધીન થતો નથી, જેથી તેના સ્થૂળદેહને પણ અત્યંત લાભ થાય છે

## ધર્મનાં લક્ષણો

જેમ પદાર્થ માત્રમા સાધારણ અને વિશેષ એમ બે પ્રકારના ભેદ હોય છે, તેમ ધર્મ ના લક્ષણોમા પણ સાધારણ અને વિશેષ એમ બે પ્રકારના ભેદ હોય છે

धृति क्षमा दमोऽस्तेय शौचमिन्द्रियनिग्रह ।
धीर्विद्या सत्यमक्रोधो दशक धर्मलक्षणम् ॥

(मनु अ ६ श्लो ९२)

અર્થ—ધૃતિ ( ધીરજ, ) ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇંદ્રિયનિગ્રહ, ધી, વિદ્યા, સત્ય અને અક્રોધ એ દશ ધર્મના સાધારણ લક્ષણો છે આ પ્રત્યેક લક્ષણોનું વિવેચન પણ આ પત્રમા આપવુ શીક કર્યુછે વિશેષ લક્ષણ દર્શાવતા મનુ ભગવાન્ કહે છે કે -

वेद स्मृति सदाचार स्वस्य च प्रियमात्मन ।
एतच्चतुर्विध प्राहु साक्षाद्धर्मस्य लक्षणम् ॥

(मनु अ २ श्लो १२)

અર્થ —વેદ, ધર્મશાસ્ત્ર ( સ્મૃતિઓ ), પુરાણોક્ત શિષ્ટ પુરુષોનો આચાર, અને પોતાના આત્માને બીજાનું જે આચરણ પ્રિય લાગે તેવુ સદાચરણ એ ચાર પ્રકારનુ ધર્મનુ સાક્ષાત્ ( પ્રત્યક્ષ ) લક્ષણ કહ્યુ છે વળી "પાદ્મોત્તરખડ" મા પણ ધર્મના લક્ષણો નીચે મુજબ જણાવ્યા છે –

पात्रे दान मति कृष्णे मातापित्रोश्च पूजनम् ।
श्रद्धा बलिर्गवा ग्रास षड्विध धर्मलक्षणम् ॥

(पाद्मोत्तरखड .)

સત્પાત્રને દાન દેવુ, પરમાત્મા શ્રીકૃષ્ણના સ્વરુપના ચિતનમાં બુદ્ધિને લગાડવી, માતાપિતાનું પૂજન કરવુ, વેદશાસ્ત્રોના વચનોપર વિશ્વાસ રાખવો, અતિથિ તથા પશુપખીને અન્ન આપવુ, ગાયને ઘાસ નાખવુ એ છ ધર્મનાં લક્ષણો છે આ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે દાન આપવુ એ ધર્મનુ એક લક્ષણ છે, પરતુ દાન આપવામા પણ ધર્મશાસ્ત્રે પાત્રાપાત્રનો વિચાર કરવાનુ જણાવેલુ છે હાલમા દાન આપવાની જે કેટલીક રૂઢી પ્રચલિત છે, તે વિશેષ કરીને લાગવગ યાને શરમને આધીન હોઇ પાત્રાપાત્રનો વિશેષ વિચાર કર્યા વગરની હોવાથી તેનુ ઉત્તમ ફળ દાતાને પ્રાપ્ત થવુ અશક્ય બને છે જો કે પેલી જાણીતી કહેવત "ન મામા કરતા કેહેણો મામો સારો" મુજબ કજૂસની માફક દાન ન કરવા કરતા તો તે અધિક સારૂ છે, પરતુ દાનનો મુખ્ય હેતુ પાત્રનો વિચાર કરી તેમજ ખરા હાજતમદોને કરવાનો હોવાથી દાન આપનારે પ્રથમ પાત્રનો તેમજ ખરા હાજત મદનો વિચાર કરી દાન કરવુ જોઇએ, કે જેથી દાનનુ યોગ્ય ફળ પ્રાપ્ત થઇ શકે

જે પાત્રાપાત્રનો વિચાર કર્યાં વગર ગમે તેને દાન કરવામાં આવે ને દાન લેનાર ધણી દાનનો ઉપયોગ અધર્મકૃત્ય કરવામા કરે, તો તેવા કૃત્યથી જે દોષ કૃત્ય કરનારને લાગે તેમાનો કેટલોક અંશ દાતાને પણ લાગે છે, એમ આર્યધર્મશાસ્ત્ર સ્પષ્ટ રીતે કથે છે માટે પાત્રાપાત્રની પરીક્ષા કરી દાન આપવુ જોઇયે પાત્રા પાત્રનો વિચાર કર્યા વગર દાન કરવાથી શેઠ સગાળશાને દોષની પ્રાપ્તિ થઈ હતી તે પ્રાચીન ઇતિહાસપરથી સ્પષ્ટ સમજાય છે માટે આર્ય બાધવોએ આર્ય ધર્માનુસાર વર્તી દાન આપવુ જોઇયે કે જેથી ધર્મનુ યોગ્ય ફળ પ્રાપ્ત થાય. ધર્મશબ્દની નિરૂક્તિ શ્રીમદ્ ભાગવતમા નીચે મુજબ શ્રીમદ્ વેદ વ્યાસે કરી છે —

वेदप्रणिहितो धर्मो ह्यधर्मस्तद्विपर्ययः ।
वेदो नारायणः साक्षात् स्वयम्भूरिति शुश्रुम ॥

( श्रीभागवत )

**અર્થ** —વેદમા જે કર્તવ્ય કહ્યુ છે, તે ધર્મ અને તેથી જે ઉલટુ તે નક્કી અધર્મ વેદ એ સાક્ષાત્ નારાયણના મુખથી સ્વયભૂ ( પોતાની મેળે પ્રગટેલા) છે, એમ અમે સાભળ્યુ છે અર્થાત્ વેદ એ સાક્ષાત્ શબ્દ બ્રહ્મરુપ પરમાત્માનો અવતાર છે

શબ્દ ( અક્ષર ) બ્રહ્મ એટલે નિર્ગુણ બ્રહ્મ એમ અર્થ થાય છે શુધ્ધ નિર્ગુણ પુરુષોત્તમના બે સ્વરૂપ છે એક સાક્ષાત્ શ્રીકૃષ્ણ અને બીજુ ધર્મરૂપ અક્ષર બ્રહ્મ. તેથીજ ગીતામા કહ્યુ છે કે —

" त्वमक्षरं "

આપ અક્ષર ( બ્રહ્મ ) છો આ અક્ષર બ્રહ્મને પરબ્રહ્મનું ધામ ગણી શુધ્ધાદ્વૈતી બ્રહ્મવાદી જ્ઞાનીઓ ઉપાસે છે અને એ આધ્યાત્મિક સ્વરૂપ કહેવાય છે કેટલાક આગ્રહી લોકો જીવનેજ સાક્ષાત્ પૂર્ણ માની અક્ષર બ્રહ્મ ઠરવે છે પરતુ તે યોગ્ય નથી કેમકે "**इयदामननात्**" આદિ સૂત્રોથી અક્ષર કરતા પુરુષોત્તમનો ઉત્કર્ષ સૂત્રકાર વધુ બતાવે છે, એટલે અક્ષર બ્રહ્મ કરતા સાક્ષાત્ શ્રીકૃષ્ણ સ્વરૂપ જે આધિ દૈવિક છે તે પૂર્ણ પુરુષોત્તમ છે માટે શ્રીકૃષ્ણ સ્વરૂપને ભજવા જોઇયે કેમકે અક્ષર અવ્યક્ત ( અપ્રકટ ) છે ને શ્રીકૃષ્ણ તો પ્રકટ ( વ્યક્ત ) છે. અક્ષર અનિર્દેશ્ય છે ને શ્રીકૃષ્ણ અલૌકિક શબ્દ વડે પ્રતિપાદ્ય છે અક્ષર સર્વસાધારણ છે ને શ્રીકૃષ્ણ અસાધારણ છે વળી નામ રૂપ વિશિષ્ટ પ્રપચમા રહીને નામ રૂપ રહિત અક્ષર બ્રહ્મની ઉપાસના બ્રહ્મવાદ પૂર્વક કરવી જીવને કઠિણજ છે, કેમકે અક્ષરબ્રહ્મપ્રાપ્તિ પણ સાક્ષાત્ રસાનન્દરૂપ નથી તેથીજ અક્ષર (બ્રહ્મ ) ની ઉપાસના કરનારને ક્લેશ થાય છે, એમ બતાવતા ગીતામા શ્રીકૃષ્ણ ભગવાને પડેજ કહ્યુ છે કે —

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ (ગીતા અ. ૧૨ શ્લો. ૫)
અવ્યક્તાસક્ત ચિત્તો જે, તેને ક્લેશ વધૂ અતિ,
મેળવે દેહીઓ દુઃખે, યુક્ત અવ્યક્તની ગતિ.
( સમશ્લોકી ગીતા, પંડિત શ્રી ગટ્ટૂલાલજી )

**અર્થ** —અવ્યક્ત ( નિર્ગુણ અક્ષર બ્રહ્મ ) મા જેઓનુ ચિત્ત આસક્ત છે એવા તેઓને વિશેષ ક્લેશ થાય છે ( કારણ કે ) દેહાભિમાની ( દેહને આત્મા માનનારા ) જનોથી અવ્યક્તમા ( નિર્ગુણ અક્ષરબ્રહ્મને વિષે ) મનની વૃત્તિ દુઃખે કરીને કરાય છે અક્ષર ( નામ ) બ્રહ્મ એ પરમાત્માનો અવતાર છે, અર્થાત્ ધામ છે ને શ્રીકૃષ્ણ પૂર્ણ છે, અર્થાત્ ધામી છે માટે ધામ કરતા ધામીમા રહેનાર ઉત્તમ હોવાથી તેને ભજવા જોઈએ.

### ધર્માધર્મલક્ષણ

ધર્માધર્મનુ ટુક લક્ષણ દર્શાવતા મહાભારતમા કહ્યુ છે કે

अहिंसा लक्षणो धर्म्मो हिंसाचाधर्म्म लक्षणा । ( महाभारत. )

**અર્થ** —અહિંસાએ ધર્મનુ લક્ષણ છે અને હિંસાએ અધર્મનુ લક્ષણ છે ધર્મના જે કર્મો તેનેજ પુણ્ય કહે છે અને સંપૂર્ણ ધર્મશાસ્ત્રનો સાર એ છે જે પરોપકાર તે ધર્મ અને પરપીડા તે અધર્મ હિંસામા બીજાને પીડા થાય છે, માટેજ તેને મુખ્ય અધર્મમા ગણી છે વેદવ્યાસ માટે પણ કહેવાય છે કે —

अष्टादशपुराणाना व्यासस्य वचनद्वयम् ।
परोपकार पुण्याय पापाय परपीडनम् ॥

વળી " ધર્મ દીપિકા " મા પણ કહ્યુ છે કે —

विहितक्रियया साध्यो धर्म्म पुसा गुणो मत ।
प्रतिषिद्धक्रियासाध्य सगुणोऽधर्म्म उच्यते ॥ ( धर्मदीपिका )

**અર્થ:**—વેદમા વિધાન કરેલી ક્રિયાથી જે સાધ્ય ગુણ તેને પુરુષોએ ધર્મ માન્યોછે અને જે જે કર્મોનો વેદે નિષેધ કર્યોછે, તે વડે જે સાધ્ય ગુણ તેને અધર્મ કહે છે — જેવી રીતે ધર્મના લક્ષણો ધર્મશાસ્ત્રમા વર્ણવ્યા છે, તેવીજ રીતે ધર્મના અગ પણ ધર્મશાસ્ત્રે નીચે મુજબ જણાવ્યા છે —

ब्रह्मचर्य्येण सत्येन तपसा च प्रवर्त्तते ।
दानेन नियमेनापि क्षमाशौचेन वल्लभ. ॥
अहिंसया सुशान्त्या च अस्तेयेनापि वर्त्तते ।
एतैर्दशभिरङ्गैस्तु धर्म्ममेव प्रसूचयेत् ॥ ( મ

**અર્થ**—બ્રહ્મચર્યથી, સત્યથી, તપથી, દાનથી, નિયમથી, ક્ષમાથી, પવિત્રતાથી, અહિંસાથી, શાંતિથી અને પ્રામાણિકપણાથી એ દશ અંગવડે ધર્મની રચના થાયછે

ધર્મના લક્ષણો તથા ધર્મના અંગ આપણે ઉપર જોઇ ગયા છીએ હવે ધર્મના આધારસ્થાન જાણવા જોઇએ કે જેથી સ્પષ્ટ સમજાય કે આવી આવી જગ્યાના આધારે ધર્મ રહી શકે છે. ધર્મશાસ્ત્રમા ધર્મના આધારસ્થાનો નીચે મુજબ જણાવ્યા છે -

वैष्णवेषु च सर्वेषु यतिषु ब्रह्मचारिषु ।
पतिव्रतासु प्राज्ञेषु वानप्रस्थेषु भिक्षुषु ॥
नृपेषु धर्मशीलेषु सत्सु सद्वैश्यजातिषु ।
द्विजसेविषु शूद्रेषु सत्ससर्गस्थितेषु च ॥
एषु त्वं सन्ततं पूर्णो धर्मराज ! विराजसे ।
युगे युगे तवाधारो एते पुण्यतमा जना ॥

**અર્થ**—સર્વ વૈષ્ણવો, યોગાભ્યાસીઓ, બ્રહ્મચારીઓ, પતિવ્રતા સ્ત્રીઓ અને ધર્મ જાણનાર ગૃહસ્થો, વાનપ્રસ્થો, સંન્યાસીઓ, ધર્મશીલ ક્ષત્રીઓ, સાત્વિક બ્રાહ્મણો, સદાચારી વૈશ્યજાતિઓ, દ્વિજ (ત્રણ વર્ણો) ની સેવા કરનાર અને સત્સસર્ગમા રહેનારા શુદ્રો એઓને વિષે હે ધર્મરાજ ! તમે નિરંતર પૂર્ણરૂપે બિરાજો છો એ ઉપર લખેલા પુણ્યવાન જનો તમારા યુગ યુગમા આધારસ્થાનો છે આમા સ્પષ્ટ કહ્યુ છે કે સનાતન ધર્મના મુખ્ય આશ્રય વૈષ્ણવધર્મ, યોગાભ્યાસ તથા વર્ણાશ્રમ ધર્મ છે આવુ સ્પષ્ટ હોવા છતા પણ કેટલાક વર્ણ વિરોધિઓ તરફથી વર્ણાશ્રમ ધર્મને તિલાંજલી આપી શભુ મેળો કરવામા આવે છે તેથી ધર્મધ્વંશ શિવાય બીજુ કઈ પણ થાય તેમ નથી કેમકે વર્ણાશ્રમધર્મ પાળવાથી મનુષ્ય આ સંસારબંધનથી છૂટે છે તેથીજ "બૃહન્નારદીય" પુરાણમા કહ્યુ છે કે—

सर्वे च मुक्तिमायान्ति स्वाश्रमोचितकर्मणा ।

**અર્થાત્**—પોતપોતાના આશ્રમ (વર્ણાશ્રમ) ધર્મ કર્મ કરવાથી સર્વ લોક આ સંસાર બંધનથી છૂટે છે આ સંસાર બંધનથી છૂટવાનુ મુખ્ય સાધન ધર્મ છે ધર્મરૂપી સુધાનું પાન સનાતન ધર્મના રહસ્યથી જ્ઞાત થયા વગર થઈ શકતુ નથી અજ્ઞાન દશામાં પણ અમૃત ઝેરસમાન લાગે છે. અમર (મોક્ષ) પદની પ્રાપ્તિ માટે ધર્મરૂપી સુધા (અમૃત) નુ પાન કરવુ જોઇયે કેમકે, અમૃતપાનવિના અમર થઇ શકાતુ નથી અને અમૃત પાન ધર્મથીજ થઇ શકે છે અર્થાત્ મોક્ષ પ્રાપ્તિ ધર્મથીજ થાય છે માટે દરેક આર્ય બાંધવે સ્વશ્રેય માને મોક્ષ પ્રાપ્તિ માટે ધર્મ સાધવો જોઇયે

---

**ઝીણારામ** એ. એમ. એસ. વગેરે એ પોતાના લેખ આપી અમારી પુષ્ટિમા જે સહાયતા કરી છે, તેમનો આ પ્રસગે પ્રથમ આભાર માનીએ છીએ.

આ વર્ષમા અમારા વાચકોનેમાટે કવિ **ગણપતરામ રાજારામ ભટ્ટે** જે ધાર્મિક કવિતા બનાવી મોકલી છે, તેથી તેમનો તેમજ **"આર્યધર્મપત્રિકા"** ના વ્યવસ્થાપક તરફથી અમારા ગ્રાહકોને માટે "પત્રિકા" ના જે જે અંકો વખતો વખત પુરા પાડવામા આવ્યા છે, તે માટે તેમનો, તેમજ "ધર્મ પુસ્તકાલય" ના વ્યવસ્થાપકનો તથા બીજા જેમણે આ પત્રના ઉદય માટે તન,મન ધન કે વચન વડે જે અનુગ્રહ કર્યો છે, તે સર્વ સદ્ગૃહસ્થોનો અમે ઉપકાર માનીયે છીયે

વિશેષમા ગોસ્વામિ **શ્રી અનિરૂદ્ધાચાર્યજી**નો તથા તેમના ભાષણનો સાર આ પત્રમાટે પુરા પાડનાર શાસ્ત્રી **મગનલાલ ગણપતરામ એમ. એ.** નો પણ ખાસ આભાર માનીએ છીએ અને આશા છે કે આજરીતે અન્ય ગોસ્વામિ બાલકો પોતાના શિષ્ય વર્ગની ઉન્નતિ માટે ધર્મોપદેશ કરવાનુ પોતાનુ એક કર્તવ્ય તે બજાવવા બહાર આવશે

આ પત્રના નમૂનાના અંકો માગે કે વગર માગે વખતો વખત અનેક ગૃહસ્થોને તેમજ જાહેર પુસ્તકાલયોને તથા વિદ્વજ્જનોને ભેટ તરીકે મોકલી કે આપી શકયા છીએ તે એક સદ્ગૃહસ્થની સહાયતાને આભારી હોવાથી અમો મજકુર સદ્ગૃહસ્થનો મહદુપકાર માનીએછીયે

અમારા પૂરા થતા વર્ષના વિષયોમાના કેટલાક વિષયો અધુરા રહ્યા છે, તેની પણ પરિપૂર્તિ ઇશ્વરકૃપાથી નવીન વર્ષમા કરવાને બની શકશે એવી આશા છે જે પરાત્પર પરમાત્મા સફળ કરે.

આ સસાર અપારના પારાવારને પામવાનું મુખ્ય સાધન ધર્મજ છે ધર્મવિના કોઇપણ કાર્ય બની શકતુ નથી. મનુષ્ય ધર્મથીજ સુખાદિ વૈભવોને પામી છેવટે પરમાત્માના ચરણ કમલને પ્રાપ્ત કરી શકે છે એવુ હોવાથી મનુષ્ય માત્રને ધર્મ જાણવાની જીજ્ઞાસા થાય છે. અને તેઓની જીજ્ઞાસા તૃપ્ત કરવાના સાધન પણ પરમાત્માએ પૂરા પાડેલા છે. ધર્મ જીજ્ઞાસુઓને માટે પરમશાંતિ મેળવવાનુ મુખ્ય સાધન સદ્ગુરૂનો સદ્બોધ છે બોધ બે પ્રકારે થાય છે. એક શ્રવણથી ને બીજો વાચનથી. શ્રવણથી જે બોધ હાલમા કેટલેક સ્થળે મળે છે, તે પ્રવૃત્તિના પ્રવાહમા ઘસડાતાઓને અતિ કાઠિન્ય થઈ પડે છે તેમા પણ હાલમા ગુરુશિષ્યનો સબધ અગાઉના જેવો દેખાતો નથી ત્યારે ધર્મ જીજ્ઞાસા તૃપ્ત કરવાનુ સાધન જે સદ્બોધ છે તે યથાવિધિ થઇ શકતુ નથી એથી શ્રવણરૂપી બોધ દિનપ્રતિદિન નષ્ટપ્રાય થતો જાય છે. માટે ગુરૂશિષ્યે પોતાના પવિત્ર સબધને દૃઢ કરી સ્વકર્તવ્ય તરફ લક્ષ

રાખવું જોઈએછે મતલબ કે ગુરુશિષ્યો મળીને શ્રવણરૂપી બોધ સારૂ અનુકૂળ યોજના કરે, સાસુધી વાચનરૂપી બોધની અતિ જરૂર છે વાચનકળા હાલ છોકરાઓને મફત અને વળી ફરજ્યાત શીખે એવી ગોઠવણો ચાલુ છે, તે વખતે ઉછરતા બાળક બાળ-કીઓના હાથમા સારૂ અને સસ્તુ વાચન મૂકવાની બહુ જરૂર છે. તે તરફ આર્યપ્રજાનુ ધ્યાન ખેચવાની બહુ જરૂર છે આ મુબાઈ જેવા શેહેરમા વારવાર સારા વિદ્વાનો ધર્મોપદેશ આપવા માટે આવેછે, તથાપિ તેમને ઉતરવાને કે વ્યાખ્યાન આપવા માટે એક નિશ્ચિત સ્થાનની પણ આવા મોટા શેહેરમા ગોઠવણ નથી જો કોઈપણ સદ્ગૃહસ્થ "હિંદુધર્મના વ્યાખ્યાનો માટે એક ધર્મસ્થાન" ની યોજના કરવા આગળ પડે, તો તેમને રૂ ૧૦૦૦) એક હજારની મદદ આપવાને એક ગૃહસ્થે પોતાની ઇચ્છા દર્શાવી છે આજ રીતે બીજા બહાર પડે તો આ કાર્ય થવુ અશક્ય નથી

---

# સુધા.

સુધા શબ્દનો આ માસિક સાથે નિકટનો સબધ છે "શ્રી આર્ય ધર્મ સુધા" એવુ આ માસિકનુ નામ છે તે નામ યથાર્થ છે કે નહિ, તેની તુલના અમારા વાચકવર્ગને કરવાને બને તેટલા માટે ગયા ૯ મા અકથી ક્રમે દર માસે શ્રી, આર્ય અને ધર્મ એ ત્રણેનુ વિવેચન આ વર્ષમા આપેલુ છે હવે આ બીજા વર્ષના અતિમ અકમા "સુધા" નુ સ્વરૂપ સક્ષેપથી દર્શાવીએ છીએ.

સુધા એટલે અમૃત, પીયૂષ, દરેક મનુષ્ય જેને જે વસ્તુ વહાલી લાગે, તેને તે અમૃતની ઉપમા આપે છે જેમકે,

अमृतं शिशिरे वह्निरमृतं प्रियदर्शनम् ।
अमृत राजसन्मानममृत क्षीरभोजनम् ॥

શિશિરઋતુ (શીઆળા) માં વહ્નિ (અગ્નિ) એ અમૃત છે, પોતાને જે પ્રિયવસ્તુ તેનું દર્શન એ અમૃત છે, કેટલાકને રાજસન્માન (રાજા તરફથી જે માન મળે કે, પદવી મળે તેજ) અમૃત લાગે છે, અને કેટલાકને ભોજનમા ક્ષીર (દૂધપાક) તેજ અમૃતસમાન લાગે છે આ રીતે ગમે તે પદાર્થને અમૃત કહે છે તેમ કેટલીકવાર જે દુર્લભ (ઘણી મેહનતે પ્રાપ્ત થાય) પદાર્થ તેને પણ અમૃત કહે છે જેમકે —

ताप हन्ति सुख सूते जीवयत्युज्ज्वलं यश ।
अमृतस्य प्रकारोऽय दुर्लभ. साधुसगम ॥

તાપને હણે છે, સુખ ઉપજાવે છે, ઉજ્વળ કીર્તિને જીવાડે છે, એવો અમૃત-સમાન સત્સગ દુર્લભ છે

જે અમૃતનું પાન કરવાથી દેવલોકમા અમુક સમય સુધી મૃત્યુ પણ આવક કરતુ નથી. તે ખરૂ અમૃત પણ કાળે કરીને મૃતપણાને પામે છે, કેમકે ગીતામા કહ્યુ છે કે, **क्षीणेपुण्येमृत्यलोकेविशन्ति ॥** જ્યારે પુણ્ય ક્ષીણ થાય, ત્યારે દેવતાઓને પણ મૃત્યુલોકમા આવવુ પડે છે ત્યારે કદી પણ મરે નહિ એવુ શુ છે? તેનો જવાબ એજ છે કે, "શ્રી આર્ય ધર્મ" એજ ખરૂ અમૃત છે કેમકે તે ત્રિકાલાબાધિત છે. જો કે દુનિયામા જે અનેક ધર્મો નજરે ચઢે છે, તે સર્વ "શ્રી આર્ય ધર્મ" ના અશો છે જેટલો અશ જેમા વધારે, તેટલો સમય તે વધારે સ્થિર રહેશે સૃષ્ટિના પ્રારભકાળમા આર્ય ધર્મજ પરમાત્માએ પડે પ્રવર્તાવ્યો છે અને વળી નવી સૃષ્ટિ પણ આ આપણા આર્યધર્માનુસારજ પ્રવર્તશે એવો અનાદિ સિધ્ધ આર્યધર્મ છે અને તે ધર્માનુસાર જે જે સત્કર્મો મનુષ્ય કરે તેની તે કર્માનુસાર કીર્તિ પણ સ્થિર–અમૃત–રહે છે. માટેજ કહ્યુ છે કે—

अस्थिरं जीवितं लोके अस्थिरे धनयोवने ।
अस्थिर पुत्रभार्याश्च धर्मकीर्तिर्द्वयं स्थिरं ॥

આ લોકમા જીવન પણ અસ્થિર ( મરણને વશ ) છે, ધન અને જોબન પણ અસ્થિર છે, પુત્ર તથા પત્ની પણ અસ્થિર છે, માત્ર ધર્મ અને કીર્તિ એ બેજ સ્થિર ( અમૃત ) છે. તેમા સર્વોત્તમ આર્યધર્મમા પણ ભગવત્પ્રાપ્તિના ત્રણ માર્ગો ભગવાને પડે દર્શાવ્યા છે જ્ઞાન, કર્મ અને ઉપાસના એ ત્રણે એક એકમેકને ઉપકારક છે અને અશાઅશી ભાવે ત્રણે દરેક ધર્મમા વિદ્યમાન હોય છે તથાપિ તે ત્રણમા પણ જેમા ઉપાસના અધિક તે ધર્મ અપાર સુધાસમાન ગણ્યો છે. એ અપાર સુધાસાગર ઉપર નિરતર તરતા રહેવા માટે શ્રીકૃષ્ણની કથા અને સેવા એ બેજ ઉત્તમોત્તમ સુધાની પરાકાષ્ટા કહી છે તેને મુખ્ય રાખીને, ઇતર આર્ય ધર્મના સર્વ અંગોનુ પ્રસગોપાત આ માસિકમા વિવેચન કરવાના ઇરાદાથીજ આ માસિકનુ નામ શ્રી આર્યધર્મસુધા પાડયુ છે.

સર્વ સુધા કરતા ઉત્તમ સુધા ભક્તિરસ છે. ભક્તિથી જે આનદ પ્રાપ્ત થાય છે, તેવો અન્યમા થતો નથી તેથી ભક્તિને ઉત્તમ કહી છે, આ કલિકાલમા તો ઇશ્વર પ્રાપ્તિનુ મુખ્ય સાધન ભક્તિ છે તેથીજ કહ્યુ છે કે "**कलौ केशव कीर्तनम्**" અર્થાત્ કલિમા કેશવ કહેતા શ્રી કૃષ્ણ પરમાત્માની કીર્તન ભક્તિ કરવી, કે જેથી મનુષ્ય સ્વશ્રેય સાધી શકે ભક્તિસુધાનો એવો મહિમા છે કે તેનાથી ભક્તને પોતાને તેમજ અન્યને પણ લાભ થાય છે તેવો યોગાદિમા લાભ થતો નથી કેમકે યોગી તથા સિદ્ધપુરુષ જ્ઞાન ધ્યાનથી પોતેજ લાભ મેળવી શકે છે પરતુ ભક્તિસુધા પીનાર પોતે પી તેમજ અન્યને પાયી પણ શકે છે તેથીજ કવીશ્વર દયારામ સાહેબે કહ્યુ છે કે

યોગીતરે . । એકનો
હરિજન તારે સહુ સંગી,
સિદ્ધ ઉદાસી રહે સદા,
હોય સત સુંદર સંગી
રંગે રસિકમેવે ગુણગાય,
પોતે પીયે સુધા સામાને પાય,
ભક્ત સ્નેહી સઉનુ એક કામ,
જ્ઞાની આવે કોઇનો નહી હામ

( ભક્તિપોષણ )

આમા ભક્ત કવીશ્વર સ્પષ્ટ કહે છે કે યોગીપોતે એકનોજ તરી શકે છે પણ હરિજન કે જે ભક્તિસુધાના સંગીછે તે પોતે પીઇને સામાને એટલે બીજાને પાય અર્થાત્ હરિજન ભક્તિસુધાવી બીજાને તારી શકે છે ભક્તિસુધાએ રીતી ભોજન જેવુ ઉત્તમ છે કહ્યુ છે કે "सुधा समन्त दुग्धाच" અર્થાત્ દુધ ને સુધા સમાન છે એટલે દુધ પીવાથી જે આનંદ અને પોષણ થાય છે તેવો ભક્તિસુધા પાનથી પણ થાય છે વળી હરિની ભક્તિનુ સેવન રંગે ચંગે કરવુ જોઇયે, કદાચ પૂર્વજન્મના કર્માનુસાર હરિસેવતા કંઇ પણ ઉપાધી નડે તો તેને ઉપાધી ન ગણતા સુધાસમાન ગણવી જોઇયે તેથીજ કવીશ્વર દયારામભાઇએ ગાયુ છે કે —

દુખ થાવે હરિ સેવતા,
તે સુધા સમુ પરમાણો
વિષયભોગનુ સુખ છે,
તે વિષ સરખુ સહુ જાણો
જાણો જેમ ખસ ઘસતા મીઠી,
ક્ષણ પછી આગે ઉઠે અંગીઠી,
ઓસડ પીતા કડુક તર્તલાગે
રોગ ગયા પછી આનંદ જાગે

( ભક્તિ પોષણ )

આમા સ્પષ્ટ રીતિ કહ્યુ છે કે જેમ ખસ ઘસતા મીઠી લાગી ક્ષણિક આનંદ થાય છે ને પછી અગન બળે છે તેમ વિષય સુખથી પણ ક્ષણિક આનંદ મળે છે તે પછી નિર્મળતા આદિને લીધે તે સુખને બદલે દુખદાયક થઇ પડે છે તેથી વિષય સુખને ઝેર સમાન જાણવુ વળી રોગી મનુષ્યને ઔષધ તાત્કાલિક તો કટુ ( કડવુ ) લાગે પણ રોગની નિવૃત્તિ થયાથી જે આનંદ થાય છે તે અમૃત સમાન લાગેછે તેમ

હરિભક્તિવિના ઉપાધી નડે તો તાત્કાલિક દુઃખદાયક લાગે પણ હરિ ચરણ પ્રાપ્તિ યથાખ્યાત આનંદ લાગે છે. તેથી તેવી ઉપાધિને દુઃખને બદલે સુધા સમાન વર્ણવીછે સુધાનો આવો અગાધ મહિમા હોવાથી તેનું જે પાન અર્થાત્ જે વડે મનુષ્ય જન્મ મરણના ફેરાથી બચી શકે એવો જે વેદોક્ત ભક્તિધર્મ છે તે ધર્મરસનું જેમા વિસ્તીર્ણ વિવેચન થાય છે એવુ જે માસિક તે આ "શ્રી આર્યધર્મસુધા"

---

## ઉત્સાહ.

ઉત્સાહ એટલે ઉદ્યમ. ઉદ્યમ ત્રણ પ્રકારથી થાય છે. કાયાથી, વાચાથી અને મનથી. કાયિક ઉદ્યમને ઉદ્યોગ અથવા વ્યાપાર કહે છે વાચિક ઉદ્યમને' ઉપદેશ બોધ કહે છે. માનસિક ઉદ્યમને ઉત્સાહ અથવા ઊમંગ કહે છે. આ પણ જાણીતી વાત છે કે કાયા કરતા, વાચા શ્રેષ્ઠ અને વાચા કરતાં મન શ્રેષ્ઠ છે. મનને આધીન કાયા અને વાચા રહે છે પરંતુ કાયા કે વાચાને આધીન મન સાધારણ રીતે રહેતુ નથી. તે કારણથીજ માનસિક ઉદ્યમ એ સર્વથી શ્રેષ્ઠ છે. તેનેજ ઉત્સાહ કહે છે હાલ આપણા 'આર્ય' ભાઇઓમા ઉત્સાહ ઓછો થયો છે અને તે ઉત્સાહનો ઘટાડો એજ તેમને ધાર્મિક, સાંસારિક તથા રાજકીય સર્વ બાબતમા પાછા પડવામા કારણ ભૂત છે એ ઉત્સાહ પાછો જાગ્રત કરવામાટે મનને સુધાર વાની પ્રથમ જરૂર છે. અને મનને સુધારવામાટે અન્ન ( આહાર ) શુદ્ધિનો વિચાર પ્રથમ કરવો જોઇએ જેવુ અન્ન ખાઇએ, તેવુ મન બને છે. ઘણા લોકો એમ કહે છે કે અમારીપાસે ધન નથી, તેથી અમારો ઉત્સાહ ઘટયો છે, પરંતુ અમને તો એમ દેખાય છે કે ઉત્સાહ ઓછો થવાથી લક્ષ્મી પોતાની મેળે આપણાથી દુર રહેવા ઇચ્છે છે લક્ષ્મી કદીપણ આળસુની પાસે રહેવા ઇચ્છતીજ નથી કવિએ કહ્યુ છે કે—

विद्याधन उद्यमविना, कहो जु पावे कौन ?
विना डुलाये ना मिले, ज्यों पंखेकी पौन ॥

ઉદ્યમ કર્યાવિના વિદ્યા કે ધનની પ્રાપ્તિ કહો કોને થાય છે ? પંખો અને પવન બેઉ હાજર છતા, પણ હાથ હલાવ્યાવિના તે પંખાથી પણ પવન શરીરને મળી શકતોજ નથી જ્યારે શારીરિક આળસુને પેટ પુરતુ ધન પણ ઉદ્યોગ વગર મળતુ નથી, ત્યારે માનસિક આળસુ ( નિરૂત્સાહી ) ને વિશેષ ધન તે ક્યાથી મળે ? ધન કોને મળે છે ? તે માટે પ્રખ્યાત હિતોપદેશ છે કે—

उद्योगिन पुरुषसिंहमुपैति लक्ष्मी ।
दवेन देयमिति कापुरुषा वदन्ति. ॥

ઉદ્યોગી પુરૂષોસિંહ જેવા છે, તેમનેજ લક્ષ્મી આવી મળે છે દૈવમા હશે, તો મળશે, એમતો કાયર પુરૂષો બોલે છે. વળી લક્ષ્મી પ ટેપણ કેવા પુરૂષને ઘેર રહેવા ઇચ્છે છે ? તે માટે કહ્યુ છે કેઃ—

उत्साहसपन्नमदीर्घसूत्रम् क्रियाविधिज्ञ व्यसनेष्वसक्तम् ॥
शूर कृतज्ञं दृढसौहृद च लक्ष्मी समायाति निवासहेतो ॥

ઉત્સાહસપન્ન, અદીર્ઘસૂત્રી, ક્રિયાવિધિને જાણનાર, કોઇપણ જાતના વિષયમાં અનાસક્ત, શૂર, પોતાનાપર કરેલા ઉપકારને જાણનાર અને દઢ સ્નેહ રાખનાર એવો જે નરવીર હોય, તેની પાસે લક્ષ્મી પડે જઇને વસવા ઇચ્છે છે હાલ ઉપરના ગુણો આર્યોમા ઓછા થઇ જવાથી, તેઓની લક્ષ્મી પણ તેમને દર્શન દેતા શરમાય છે તથા બીજે સ્થળે જઇ વસવા ઇચ્છા રાખે છે અને તે પ્રત્યક્ષ છે રામાયણના કિષ્કિન્ધા કાડના પ્રારભમાજ વર્ણન છે કે, **રાવણ** જ્યારે **સીતાને** હરી ગયો, ત્યારે **રામને** ઘણો ખેદ થયો, તે એટલે સુધી કે સીતાવિના મારે જીવવુ વ્યર્થ છે, હવે હુ મારા પ્રાણ છોડીશ એમ જ્યારે **શ્રીરામચદ્રે** કહ્યુ, તેજ સમયે, તેમના નાનાભાઇ **શ્રી લક્ષ્મણજી** જોડેજ હતા, તેમણે કહ્યુ કે મોટા ભાઇ શ્રી પુરુષોત્તમ ! આપ આ શુ બોલો છો પ્રિયવસ્તુનો વિયોગ થવો સભવિત છે અને સ્નેહપાશને લીધે, તે વિયોગ અસહ્ય દુ ખકારક પણ બને છે, તથાપિ ધીર પુરુષો એ તેથી નિરુત્સાહી ન થવુ જોઇએ

स्वास्थ्य भद्र भजस्वार्य त्यज्यता कृपणा मति
अर्थो हि नष्टकार्यार्थैरयत्नेनाधिगम्यते ॥ २१ ॥
उत्साहो बलवानार्य नास्त्युत्साहत्पर बलम् ।
सोत्साहस्य हि लोकेषु न किंचिदपि दुर्लभम् ॥ २२ ॥
उत्साहवन्त पुरुषा नावसीदन्ति कर्मसु ।
उत्साहमात्रमाश्रित्य प्रतिलप्स्याम जानकीम ॥ २३ ॥
त्यज्यता कामवृत्तत्व शोक सन्यस्य पृष्ठत ।
महात्मानं कृतात्मानमात्मान नावबुद्ध्यसे ॥ २४ ॥

(કિષ્કિધાકાડ સર્ગ ૧).

હે કલ્યાણ સપન્ન આર્ય ! ધૈર્યનુ સેવન કર કૃપણના જેવી બુદ્ધિ (નિરુત્સાહીપણુ) છોડી દે, કેમકે નષ્ટ થયેલો અર્થ જેને ફરી પાછો સપાદન કરવો છે, તે તેને યત્નવિના કદી પણ મળતો નથી હે આર્ય ! ઉત્સાહનુ જોર જબર છે. ઉત્સાહથી ચડતુ બળ બીજુ નથી, માટેજ ઉત્સાહી પુરુષને ત્રિલોકીમા કોઈ પણ પદાર્થ દુર્લભ નથી. ઉત્સાહી પુરુષને સકટ પ્રાપ્ત થાય, તોપણ તે પોતાના

કર્મથી પાછો હઠતો નથી, માટે આપણે કેવલ ઉત્સાહનું અવલંબન કરીને જાનકીને પાછી મેળવીશું. શોકને દબાવીને, તેમ વિષયાધીનતાને તજો. આપ મહાત્મા છો, કૃતાત્મા છો, છતાં સાવધાનતા કેમ છોડો છો ? એવોજ ઉપદેશ અર્જુનને પણ ભારતયુદ્ધ વખતે થયેલો શોક દૂર કરવા માટે શ્રીકૃષ્ણે પણ કર્યો છે—

> क्लैब्यमास्म गम पार्थ नैतत्त्वय्युपपद्यते ।
> क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥
> નપુંસક મથા પાર્થ, તમમાં એ ઘટે નહી,
> મનોદુર્બલતા ક્ષુદ્ર, પરંતપ ઉઠો તજી
> ( સમશ્લોકી ગીતા–પંડિત શ્રી ગટ્ટુલાલજી )

હીજડા ન થવું એજ આર્યનું પ્રથમ લક્ષણ છે, માટેજ પરમાત્માએ શ્રીરામ-કૃષ્ણાવતારમાં એજ ઉપદેશ પ્રજાને, ભક્તોને, દોસ્તોને નિમિત્ત કરી આખા આર્યાવર્તને અરે–અખિલ વિશ્વને–આપ્યો છે માટે તે આર્યલોકોએ તો કદી પણ વિસરવો જોઈતો નથી એ ઉત્સાહ ચિત્તશુદ્ધિ વિના સ્થિર રહી શકતો નથી, અને સદાચાર વિના ચિત્ત શુધ્ધ થતું નથી, માટે આર્ય ભાઈઓએ ઉત્સાહપૂર્વક આર્યવર્તન રાખવું એથીજ તેમની ઉન્નતિ થશે બાકી વર્ણાશ્રમ ધર્મ છોડવાથી, શ્રાદ્ધાદિક પિતૃસેવા છોડવાથી, પ્રીતિભોજન જેવા અનાચાર દાખલ કરવાથી, વિષયવાસનાને વધારી વર્ણસંકર પ્રજા પેદા કરવાથી, કે પરદેશગમનને નામે હોટલ અને ખાટલ ભક્ત થવાથી આ આર્યાવર્તની ઉન્નતિ કોઈકાળે પણ થવી સંભવિત નથી. માટે અધર્માચરણમાં પોતાના ઉત્સાહનો વ્યર્થભોગ ન આપતાં, સ્વધર્માચરણ માટે સદોદિત ઉત્સાહિત રહેવું એજ આર્યોન્નતિનો ઉત્તમ માર્ગ છે

---

## મનોનિગ્રહ.

> मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।
> बंधस्य विषयासंगि मुक्तेर्निर्विषयं तथा ॥
> ( વિષ્ણુ પુરાણ અ ૬ અ ૭ )

જેમ મૃત્તિકામિશ્રિત સુવર્ણ શોભા આપતું નથી, તેમ કામક્રોધાદિ વિકાર સહિત મનુષ્ય શોભતું નથી સુવર્ણને મૃત્તિકાથી નિર્મળ કરવાને માટે પાણીમાં ધોઈ અગ્નિમાં તપાવી શુદ્ધ કરવામાં આવે છે, ત્યારે તે આભૂષણો બનાવવાને લાયકનું થાય છે, તેમ મનુષ્ય શમ દમાદિકોથી પરિપક્વ થઈ વિજ્ઞાન સંપન્ન થાય છે, ત્યારે તે પરમાનંદનો અંશ મેળવવાને લાયક થાય છે વળી સફેદ વસ્ત્રપર જેવો જોઈએ તેવો રંગ ભલીભાતે ચડાવી શકાય છે, તેમ શમાદિથી નિર્મળ થએલા

મનવાળાને જેવુ જોઈયે તેવુ જ્ઞાન-પ્રાપ્ત કરાવી શકાય છે જ્ઞાન પ્રાપ્ત કરવામા મુખ્ય કરીને અતઃકરણ શુદ્ધિની પ્રથમ જરૂર હોય છે મન, બુદ્ધિ, ચિત્ત અને અહકાર એ ચારને અંતઃકરણ કહે છે અતઃકરણ શુદ્ધિ યમ નિયમના પરિપૂર્ણ પાલનથી થઇ શકે છે માટેજ પ્રથમ યમાદિથી મનુષ્ય માત્રે પરિપક્વ થવુ જોઈયે શમાદિ નિયમો પાળવાનો મુખ્ય હેતુ સર્વ ઇંદ્રિયોના સ્વામીન જે મન છે તેને વશીભૂત કરવામાજ સમાયેલો છે મનના વશ થવાથી તેને આધીન રહેલી સર્વ ઇંદ્રિયો તરતજ કાબુમા આવી શકે છે માટે મનને વશ કરવુ જોઇયે. મનનો સ્વભાવ ચચળ હોવાથી મનનુ સ્વાતત્ર્ય મનુષ્યને દુષ્કર થઈ પડે છે મનની ગતિ અતિ-તીવ્ર છે કેમકે જ્યાં મનુષ્યને પહોચવાને વર્ષોનાવર્ષો લાગે ત્યા મન વગર વિલબે એકજ ક્ષણમા પહોચી શકે છે માટેજ મનને વશ કરવુ જોઈયે મન વશ થવાથી મનુષ્ય પોતાનુ શ્રેય સાધી શકે છે જો મન વશ ન થયુ હોય તો, તે મનુષ્યને સ્વશ્રેય સાધવાના કાર્યમા અડચણ કર્તા થઈ પડે છે. મનને વશીભૂત કરવુ અત્યાવશ્યક છે જેમ સુશિક્ષિત સારથી રથના માલિકને નિર્વિઘ્ને તેની ધારેલી જગ્યાએ પહોચાડેછે, તેમ વશીભૂત મન ઇંદ્રિયોને શરીરરૂપી રથમા નિયુક્ત કરી સત્વર આત્માને પરમાનદનો લાભ લેવામા સરળતા કરી આપેછે મનનુ સ્વાતત્ર્ય ઇંદ્રિયોને કુમાર્ગે જતા રોકતુ નથી ઇંદ્રિયો નિરકુશિતપણે કામ-ક્રોધાદિ ષડ્રિપુ, કે જે પરમાત્મપદના વૈરી છે, તેની લાલસાથી લોભાઇ તેને વશ થાય છે ઇંદ્રિયો એ ષડ્રિપુના સપાટામા આવી કે તરતજ મન કે જે સકલ્પ વિકલ્પવાળુ હોવાથી મનુષ્યની બુદ્ધિને પરિભ્રમણમા નાખી ધર્માધર્મનો કઈપણ નિશ્ચય કરવા દેતુ નથી માટે મનને વશ કરવુ એજ મનુષ્યનુ મુખ્ય કર્તવ્ય છે મન સ્વાભાવિક રીતેજ ચચળ છે, તેમજ શરીર તથા ઇંદ્રિયોને ક્ષોભ પમાડનાર અને વિષયવાસનામા આસક્ત કરનાર હોવાથી તેને વશ કરવુ યાને મનનો નિગ્રહ કરવો અતિ કઠણ છે, તોપણ પરા પર પરમાત્મા શ્રીકૃષ્ણે ગીતામા મનની ચચળતા સ્વીકારતાજ નિગ્રહનો ઉપાય દર્શાવ્યો છે કે –

असशय महाबाहो मनो दुर्निग्रह चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥

(गीता अ० ६ श्लो. ३५)

**અર્થ** –હે મહાબાહો કૌંતેય ! નિસશય ચચળતા આદિક કારણોને લીધે મનને રોકવુ એ મહામુશ્કેલ છે, તથાપિ અભ્યાસ અને વૈરાગ્ય વડે મનનો નિગ્રહ થઈ શકે છે

આમા શ્રીકૃષ્ણ પરમાત્મા અર્જુનને નિમિત્ત કરી આખી સૃષ્ટિને બોધે છે કે મનનો નિગ્રહ કરવામાં અભ્યાસ અને વૈરાગ્યની જરૂર છે. અર્થાત્ અભ્યાસ કર-

વાથી મનનો નિગ્રહ થાય છે. અને વૈરાગ્યથી વિક્ષેપ દૂર થાય છે એટલે તન્દ્રુસ્ત મન નિવૃત્તિવાળું બને છે. મનની ગતિ એક ઘડીયાલની ગતિ સમાન હોવાથી તે સત્વ, રજ અને તમ એ ત્રણે ગુણોમા આવે છે. અર્થાત્ મનમા કોઈ વખતે સત્વના ખ્યાલ આવે, તો કોઇ વખતે રજોના અને કોઇ વખતે તમો ગુણોના ખ્યાલ પેદા થાય છે. માટેજ મનની વૃત્તિઓને રોકી મનને નિવૃત્તિવાળું બનાવવું જોઇએ. આ અભ્યાસ વગર બની શકે તેમ નથી. તેથીજ યોગશાસ્ત્રમા કહ્યુ છે કે -

"मनसो वृत्तिशून्यस्य" અર્થાત મનની વૃત્તિશૂન્ય જેવી થવી જોઈએ અર્થાત્ મનને નિવૃત્તિવાળુ કરવુ જોઇએ એ રજો તથા તમો ગુણથી મનની વૃત્તિઓને રોકી કેવળ સત્વગુણમા લાવવાથી બની શકે છે બીજો ઉપાય વૈરાગ્યનો છે. આ લોક તથા પરલોકના વિષયોમા તૃષ્ણાદિનો ત્યાગ કરી સાંસારિક વિષયોમા વિરક્ત થઇ વિચરવુ તેને વૈરાગ્ય કહે છે કદાચ કોઇ એવો પણ પ્રશ્ન કરે કે સંસારમા રહી તૃષ્ણાદિથી વિરક્ત થવુ અતિ કઠણ છે, તો તેના ખુલાસામા કે જેમ કડવી ખારા, ખાટા, મીઠા વગેરે સર્વ પ્રકારના રસમાં પરિભ્રમણ કરે છે, તોપણ પોતાને કોઇનોપણ સ્પર્શ થવા દેતી નથી, તેમ મનુષ્યે સંસારમા રહી મનને વશ કરવા વિષયોથી વિરક્ત રહેવુ જોઇએ મનને વશ કરવામા પ્રથમ મનની શુદ્ધિની જરૂર છે ને મનની શુદ્ધિમાટે અન્નશુદ્ધિની અત્યાવશ્યક છે. કેમકે મનનો નિર્ભર અન્નઉપર છે તેથીજ ઉપનિષદ્મા લખ્યુ છે કે અન્ન જે ખાવામા આવે છે, તેનો સૂક્ષ્મ અંશ મનના પોષણ અર્થે જાય છે આથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે મનનો આધાર અન્નઉપર છે મન જે સંકલ્પવિકલ્પ કરે છે તે પણ અન્નને આધારે હોય છે. સાધારણ રીતે આપણામા કહેવતપણ પડી છે કે "અન્ન તેવુ મન" અર્થાત્ જેવુ અન્ન મનુષ્ય ખાય તેવુજ તેનુ મન પણ થાય છે માટે મનશુદ્ધિ સારૂ શુદ્ધ અન્ન ખાવુ જોઇએ અહિ શુદ્ધ શબ્દનો ઉપયોગ દ્વિઅર્થમા વપરાએલો છે. એક તો સ્વચ્છ ને બીજુ સત્યમાર્ગે સિવાય ઉપાર્જન (પેદા) કરેલુ ને શુદ્ધ કહેવાય.' અન્યાયમાર્ગ અને ચોરી વગેરેથી ઉપાર્જન કરેલુ શુદ્ધ નહિ પણ અશુદ્ધ કહેવાય. અન્નના ત્રણ પ્રકાર ગીતામા વર્ણવ્યા છે રજો તથા તમોગુણયુક્ત ભોજનથી રાક્ષસીવૃત્તિ થાય છે. ને સાત્વિકવૃત્તિ નષ્ટ થતી હોવાથી રજો તથા તમોગુણયુક્ત ભોજન ન ખાવુ કેમકે પ્રમાદ, તૃષ્ણાદિકની વૃદ્ધિ રજો તથા તમોગુણયુક્ત ભોજનથી થાય છે અને પ્રમાદાદિ સ્વધર્મમા બાધકરૂપ હોવાથી મનુષ્યે તેવુ ભોજન તજવુ યોગ્ય છે. વળી જે લોકો એવુ ભોજન કરે છે, તેના મનમા સત્વગુણની વૃદ્ધિનો સંભવ થતો નથી એટલે તેનો સત્વગુણ અદૃશ્ય થાય છે, જેથી તેના મનની શક્તિપણ ઓછી થઈ જાય છે, એટલે તેવો પુરૂષ ધર્મના તત્વને યથાર્થરીતિ સમજી શકતો નથી, પરન્તુ સર્વથા વિપરીત રીતિએ

સમજે છે જેનુ મન શુદ્ધ અને કષાયપક્વ હોય છે તેનામા રાગ, દ્વેષની પ્રતીત થતી નથી. માટે રાગ, દ્વેષના પરિત્યાગ માટે મનને શુદ્ધ તથા કષાયપક્વ બનાવવુ જોઇએ મનને વિષયથી શૂન્ય બનાવવુ અર્થાત્ મનને મારી નાખવુ. એ કહેવુ બહુજ સહેલ છે પણ તે કરવુ મુશ્કેલ અથવા આ કાળમા તો અશક્યવત્ છે માટેજ મન જે કદી નિર્વિષયી રહેતુ જ નથી, તેને ભગવદ્વિષયી બનાવવુ એટલે મનને જ્યારે ખાવાની ઇચ્છા થાય ત્યારે ભગવત્પ્રસાદી અન્ન તેને ખાવા આપવુ, પીવાની મરજી થાય ત્યારે પ્રસાદી જલાદિ પેય આપવા, જોવાનુ મન થાય ત્યારે તેને ભગવત્સ્વરૂપના દર્શન કરાવવા, સાભળવાનુ મન થાય ત્યારે તેને ભગવદ્ ગુણાનુવાદના કીર્તનો સભળાવવા, સુઘવાની વૃત્તિ થાય ત્યારે ભગવત્પ્રસાદી ચદન, માળા ઇત્યાદિ સુઘાડવા, સ્પર્શ કરવાની વાસના થાય ત્યારે ભગવચ્ચરણ સ્પર્શ કરવા, એ રીતે વિષયાભિમુખ ઇંદ્રિયોને બદલે ઇશ્વરાભિમુખ બનાવવાનો અભ્યાસ રાખવો, એથી મનોવૃત્તિ શુદ્ધ થાય છે, આવા અભ્યાસથી મનોવૃત્તિનો નિરોધ થાય છે અને ભગવત્સેવા કહે છે **चेतस्तत्प्रवण सेवा** ચિત્તનુ ભગવાનમા પરોવાવુ એજ સેવા, અને એજ મનો નિગ્રહ કરવાનો મુખ્ય માર્ગ છે . .

---

## ચાલુ ચર્ચા.

### બે બલદ (પશુજ્ઞાન પરીક્ષણ)

'આરકોટના શ્રીયુત મહારાજના વાડામા ગાયના ગોઠામા એક "રામ્યા" નામનો બલદ છે. તેને શનિવાર તા ૮-૧૨-૦૬ રોજે સવારે ૮ વાગે હમેશ મુજબ ગાડીએ જોડવાને છોડયો તે હમેશા મુજબ ગાડીતરફ મુખ કરી એક ટકે દેવદર્શન કરવા લાગ્યો ગાડીવાને તે બળદને ગાડીતરફ લઇ જવા, પોતાથી બની તેટલી ખટપટ કરી, પરતુ તે સર્વ વ્યર્થ ગઇ પછી બીજા કેટલાક માણસોએ આવીને તેની નાથ પકડી ખેચ્યો, પગના નળામા લાકડીઓ લગાવી ગોઠામાથી બીજા બળદ આણ્યા, લીલુ ઘાસ નાખ્યુ, ચદી વીગેરે પુષ્કળ જણસો તેની આગળ મૂકી, પરતુ એમાના એક પણ ઉપાયથી તેની કાર્યસિદ્ધિ થઇ નહિ. એક સરખો ૪૮ કલાક તે ઉભો રહ્યો તેટલા અરસામા તેણે ચારો કે પાણી કશાને સ્પર્શ કીધો નહિ. છેવટે શ્રી પડિત મહારાજે દેવ આગળ બે ચીઠી મૂકી, પહેલીમા "આ બળદને બળજબરીથી કામે લગાડો" અને બીજીમા "આ બળદને સર્વ કામથી મુક્ત કરી દેવ આગળ "નદી" કરી છૂટો મુકવો અને સર્વ ઋણ છૂટયાબદલ પાણી છોડવુ" એવી મતલબ હતી તે ચીઠી ઉપાડવા માટે પાસે ઉભેલામાંથી એક ૭-૮ વર્ષના બાળકને કહ્યુ તેણે બીજી ચીઠી ઉપાડી. વાચતા શ્રી પડિત મહારાજે હાથમા જળ લઇ તે બળદને ઉદ્દેશીને "તારૂ સર્વ

અર્ધું ધૂટયું, તું મુક્ત થયો છે અને તું હવે ત્યાં સુધી દાણો પાણી ખા અને શ્રીચરણે સ્વસ્થ બેસ " એમ ઉચ્ચારતાંજ, એકાદ જ્ઞાની અને કૃતજ્ઞ મનુષ્યની પેઠે બળદના નેત્રમાંથી એકદમ અશ્રુધારા ચાલી આ હૃદયદ્રાવક દેખાવ જોતાં સહૃદય પ્રેક્ષકોના નેત્રમાં પણ અશ્રુ આવ્યાં. આ કૃત્ય થયા પછી તેણે દાણો પાણી લીધાં આ વાતની સત્યતા જોવાને ઘણા જણા રોજ ત્યાં જતા હતા.

કોલ્હાપુરના શ્રીમન્મહારાજા છત્રપતિની સવારી પણ તા. ૧૬ મીએ આ ચમત્કાર જોવા ગઈ હતી. તેમણે પણ બળદને ગોઠામાં લઈ જઈ બહુ ખટપટ કરી પણ છેવટે " ચમત્કાર છે, ઈશ્વરીલીલા અગાધ છે " એવા ઉદ્ગાર કાઢયા

(વિદ્યાવિલાસ તથા જ્ઞાનપ્રકાશ તા ૨૫-૧૨-૦૬)

* * * * * *

**એક બળદની અલૌકિક જ્ઞાનશક્તિ**—એમ જણાવવામાં આવે છે કે, એક ખેડુત પોતાના અલૌકિક જ્ઞાનશક્તિવાળા બળદને લઈને હમણાં બનારસ (કાશી) ગયો છે મનુષ્ય અથવા મનુષ્યના કરતાં પણ અલૌકિક જ્ઞાનશક્તિ બળદમાં છે અને હજારો લોકો તેને જોઈને તથા પ્રશ્નો પૂછીને અજબ થાય છે "અમૃત બઝાર પત્રિકા" નો એક લેખક જણાવે છે કે, તે ગંગાસ્નાન કરવાને જતો હતો તેવામાં લોકોના એક મોટા ટોળા વચ્ચે તેણે પેલો બળદ અને તેનો માલિક જોયો હતો માલિક એક ગામડીઓ હોઈ ઝાઝો બુદ્ધિશાળી હોય એમ જણાતું નથી, પરંતુ તેનો બળદ તો જોનાર અને પ્રશ્ન પૂછનારાઓને છક કરી નાખે છે ઉપલો ખબરપત્રી લખે છે કે બળદની જ્ઞાનશક્તિ જોવાને એ ટોળામાં ઉભો હતો ત્યારે એક માણસે બળદને પૂછ્યું હતું કે, "આટલામાં કોઈ હજામ છે?" પ્રેક્ષકોની તરફ એક ફેરો મારી તથા સુંઘી તુરતજ તેણે એક હજામને બતાવ્યો હતો એક પોલીસ સિપાઈએ બળદની પરીક્ષા જોવાને તેણે કહ્યું કે, "આટલામાં એક વીસીની ગાઈડ છે તે શોધી આપ" બળદે આંટો મારી પોતાના માલિકને તુરતજ નિશાની કરી ગાઈડ બતાવી હતી "અમૃત બઝાર પત્રિકા" નો ખબરપત્રી વધુ લખે છે કે, મેંજ આ ચમત્કાર જોયો છે, એમ નથી, પરંતુ બનારસના હજારો માણસોએ આ બળદના ચમત્કાર જોયા છે મારો એક મિત્ર તેણે જોયેલા ચમત્કારનો દાખલો આપતાં જણાવે છે કે, તેઓના કેટલાક મિત્રો એકવાર એ બળદની પાસે ગયા અને તેને પ્રશ્ન કર્યો કે, "અમારામાં યુનિવર્સીટીની સઉથી મોટી ડીગ્રી પામેલો માણસ હોય તે બતાવ જોઈએ" બળદે બધાઓની સામું તાકીને જોયા પછી અમારામાં જે એક એમ. એ. હતો તેને બતાવ્યો અને અમે આશ્ચર્ય પામ્યા બળદનો માલિક આ પ્રશ્નમાં તેને કંઈ નિશાની કરીને કે કહીને મદદ કરી શકે તેમ ન હતું, કારણકે તે પણ ન હતો જાણતો કે અમારામાં એમ. એ. કોણ હતો આ પ્રમાણે બનારસમાં બુદ્ધિશાળી બળદે લોકોમાં મોટું કૌતુક અને અચંબો ઉત્પન્ન કર્યો છે (ગુજરાતી.)

---

## સનાતન ધર્મસભામાં પ્રતિનિધિ.

પંડિત શ્રી ગટ્ટુલાલજી સ્થાપિત "શ્રી વિદ્યાલક્ષ્મી સંસ્કૃત પાઠશાળા" તરફથી, કલકત્તામાંને ભારત ધર્મ મહામંડલના અધિવેશનમાં પ્રતિનિધિ તરીકે ગયેના, ધારવાડ સંસ્કૃત પાઠશાળાના મુખ્ય અધ્યાપક વેદશાસ્ત્ર સંપન્ન કૃષ્ણશાસ્ત્રી એટ્ટિગિરીને "વિદ્વદ્રત્ન" તથા "મહામહોપદેશક" એની શ્રેષ્ટ માનનીય પદવી ઉપરાંત એક મહાવસ્ત્ર અર્પણ કરવામાં આવ્યું છે તેની નોંધ લેતા અતિઆનંદ પ્રાપ્ત થાય છે એ પ્રમાણ પત્રો નીચેમુજબ છે –




श्री.

महतस्तमस पारेपुरुषं ह्यतितेजसम ।
यज्ज्ञात्वामृत्युमत्येति तस्मैज्ञेयात्मने नम ॥

विद्यामानपत्रम् ।

श्रीयुक्त कृष्णशास्त्री येट्टिगिरि महाशय । श्रीजगद्गुरु
शङ्कराचार्यसंस्कृत शालामुख्याध्यापक ( धारवाडनिवासी )

ज्ञानस्य जननीविद्या । अविद्यारूप तमोयया निरस्यते साविद्या । पारमार्थिक च तस्या विद्याया स्वरूप संस्कृता देवगिर दूरीकृत्यैव जगति प्राकाश्यत । साम्प्रतमथ पतितायामार्यजातौ सद्विद्या पुन प्रचार्याज्ञानोद्यमराहित्यादिदोषजात च दूरीकृत्य यावदस्या धर्मशक्तिर्न पुनराविर्भाव्यते तावदस्या जीवनरक्षा कर्तुं न शक्यते । आदि शिक्षितायामादि मननशीलायामादिविज्ञानविदि जगद्गुरु त्वेनाभिमतायामार्यजातौ सद्विद्याया पुनर्विकाशार्थं सनातनधर्मस्य पुनरभ्युदयसाधनपुरस्सर जगत्कल्याण्यकारिण्या धर्मशक्तेराविर्भावार्थ च सकल धर्मसमाधर्मालयाना समष्टिरूपाया श्रीभारतधर्ममहामण्डलाख्याया विराड्धर्मसभाया स्थापनमभूत् ।

यत्र ये केचित् श्रीसरस्वतीदेव्या कृपास्पदीभूता संस्कृतज्ञा विद्वासो विद्योन्नतो रतास्ते सर्वेऽप्यस्या. स्वजातीय विराड् धर्मसभाया. प्रेमभाजनानीति भवत. संस्कृतवि-

द्याया योग्यतया प्रसन्नेय स्वजातीयधर्ममहासभा सद्विद्याया सम्मानवृद्ध्यर्थं भवन्त "विद्वद्रत्नं" विद्योपाधिरूपालङ्कारेणालङ्कृत्य परम प्रमोदमश्नुत । सर्वज्ञानमयस्य सर्वशक्तिमतः परमेश्वरस्य चरणकमलयो सविनय प्रार्थ्यते च भवत आध्यात्मिकयुक्तिर्भूयादितिशम् ।

श्रीकाशीधाम ।
श्रीभारतधर्म महामण्डल प्रधानकार्यालय
९ तिथौ शुक्लपक्षे पौषमासे १९६३ वर्षे
(महाराज नारायण शिवपुरी रायबहादूर)
प्रधानाध्यक्ष

मिथिलाधिपति, औनरेबल, के. सी आई
इत्याद्युपाधिक श्रीदरभङ्गा नरेश्वर-
श्रीरमेश्वरसिंह
प्रधानसभापति .
श्रीभारतधर्म महामण्डलम्




॥ श्री ॥

अकुण्ठं सर्वकार्येषु धर्मकार्यार्थमुद्यतम् ।
वैकुण्ठस्याहितद्रूपं तस्मै कार्यात्मने नम ॥

महामहोपदेशक प्रमाणपत्रम् ।

श्रीयुक्त पण्डित कृष्णशास्त्री वेट्टगिरी विद्वद्रत्न महाशय ।

धारवाड श्रीशङ्कराचार्य संस्कृत शाला मुख्याध्यापक ( धारवाड निवासी )

मनुष्यजातिर्निष्कामकार्याभ्यासेनैवोन्नतिमधिगच्छति । निखिलजगन्मुकुटमणिमये कर्मक्षेत्रे भारतवर्षे सनातनादेवापौरुषेयवेदो ज्ञानज्योति प्रकाशयन्नास्ते । अस्मिन्नेव स्वर्गकल्पे क्षेत्रे ध्रुवप्रल्हादादयो बाल्का जज्ञिरे । अस्मिन्नेव धर्मान्त पुरेऽरुन्धती सावित्री प्रभृतय कुलाङ्गना बभूवु । अत्रैव धर्मनिकेतने जनकप्रभृतयो गृहिण पृथुयुधिष्ठिरादयो राजानो वसिष्ठ भरद्वाजाद्या ब्राह्मणा भीष्मार्जुनप्रभृतय क्षत्रियाश्चाभाविरे । अस्यामेव तीर्थभूमौ भृग्वङ्गिर प्रभृतयस्तपोनिरता वर्तिरे । अस्यामेव परमेश्वरलीलाभूमौ व्यासवाल्मीकिप्रभृतयो ग्रन्थप्रणेतार मनुयाज्ञवल्क्यप्रभृतयो धर्मव्याख्यातारो जज्ञिरे । अस्यामेव धर्मधराया कपिलप्रभृतय सिध्दा शुकाद्याश्च

ज्ञानिनोऽभूवन् । परन्तु यार्यजातिरात्मनो ज्ञानविज्ञानाचारधार्मिकतासभ्यतादिभिर्गुणै पुरा जगद्गुरुपदमधिष्ठिता तस्या एव प्रमादेनास्या परमपवित्र कर्मभूमौ समन्ततोऽपवित्रतानास्तिकतालस्याधर्मानाचारोधमराहित्यादयो दोषा दृश्यन्ते । सर्वमेतदेतज्जातेर्निष्कामकर्मयोग त्यागनिमित्तकमेव । घोरमनिष्ट करमघोगामिनमिम दुष्पवृत्तिवेग निवार्य सद्विद्याविस्तार सनातनधर्मपुनरभ्युदय भारतव्यापि धर्मशक्त्याविर्भाववर्णाश्रमाचार दृढतादिक संपादयितु समस्तधर्मालय धर्मसभाना समष्टिरूपस्य श्री भारतधर्ममहामण्डलस्य सुस्थिरभूत् । एतन्महायज्ञोपयोगिनश्च प्रयत्ना अत्र विधीयमाना सन्ति । एतस्मिन् धर्माधर्मसघर्षे सनातन धर्मो जयेत्सुतरामसौ प्रचरेत् महामण्डलस्योद्देश्य जात च सिद्धयेदित्युपदेशक महोपदेशक महामहोपदेशकपदानि व्यवस्थापितानि । भवतश्च गुणे प्रसन्नेय स्वजातीयविराट् धर्मसभा भवन्त सर्वोत्तमाधिकारशालि महामहोपदेशकोपाधिरूपालङ्कारेणालङ्कृत्य पर परितोषमश्नुते, धर्मोद्धारस्य सर्वशक्तिमतो भगवतश्चरणकमलयो सविनय प्रार्थयते च भवत आध्यात्मिकयुन्नतिर्भूयात् । भवादृशाना धर्मोपदेशकाना यत्नैश्च श्रीमद्भगवद् गीतोक्त कर्मयोग प्रवृत्तिपूर्वक महामण्डलस्य निखिलोद्देश्याना पूर्णोन्नतिर्भूयादिति शम् ।

श्री काशीधाम ।
श्री भारतधर्म महामण्डलप्रधानकार्यालय
९ तिथौ शुक्लपक्षे पौषमासे १९६३ वर्षे ।
महाराज नारायण शिवपुरी रायबहादुर
प्रधानाध्यक्ष ।

मिथिलाधिपति, ऑनरेबल, के सी आई इ
इत्याद्युपाधिक श्रीदरभङ्गानरेश्वर
श्री रमेश्वरसिंह
प्रधानसभापति
श्री भारतधर्म महामण्डलम् ।

---

## ષોડશોપચાર.

આર્યશાસ્ત્રોમા દેવપૂજન એ નિત્ય કર્મમા ગણ્યુ છે તે ન કરવાથી દોષ લાગે છે. એ દેવપૂજનમા ષોડષ ઉપચારો ગણાવ્યા છે તે સોળ ( ૧૬ ) ઉપચારો વડે પૂજન કરવાથી દેવ પ્રસન્ન થાય છે તે ઉપચારો નીચે પ્રમાણે —

आवाहनासन पाद्यमर्घमाचमनीयकम् ।
स्नान वस्त्रोपवीतं च गधमाल्यान्यनुक्रमात् ।
धूप दीपं च नैवेद्य ताबूल च प्रदक्षिणा ।
पुष्पाजलिरितिप्रोक्ता उपचारास्तु षोडश ॥

આવાહન, આસન, પાદ્ય, અર્ઘ, આચમન, સ્નાન, વસ્ત્ર, ઉપવીત, ગધ, માળા, ધૂપ, દીપ, નૈવેદ્ય, તામ્બૂલ, પ્રદક્ષિણા, અને પુષ્પાન્જલિ એ સોળ ઉપચારો અનુક્રમથી કહ્યા છે

૧ આવાહન એટલે નિમત્રણ કરવુ નોતરૂ દેવુ અને આવે ત્યારે પધારો એમ કહેવુ

૨ આસન એટલે બેઠક. બાજઠ, ચોકી, પાટલો, સિહાસન વગેરે તે ભોયથી ઉચી બેસવાની જગા તે

૩ પાદ્ય એટલે પગ ધોવા તે પાદોદક (ચરણામૃત) પીવું તે પાદ્યપાત્ર જે પાત્ર બનાવવું તેનું વર્ણન પણ શાસ્ત્રમાં કહેલું છે —

षडङ्गुल प्रविस्तारमुत्सेवञ्चतुरङ्गुलम् ।
ओष्ठमेकाङ्गुल कुर्य्यान्नासिका चतुरङ्गुलाम् ॥
पृष्टे पादसमायुक्त चतुरङ्गुलमानत ।
पाद्यपात्रमिति ख्यातं सर्वदेवप्रपूजने ॥ (सिद्धान्तशेखर)

૪ અર્ઘ એટલે દૂર્વા, અક્ષત, ચંદન, પુષ્પવાળું જળ.
૫ આચમન એટલે હાથ ધોવડાવવા
૬ સ્નાન એટલે નવડાવવા
૭. વસ્ત્ર એટલે ધોએલું ચોખ્ખું વસ્ત્ર
૮. ઉપવીત એટલે યજ્ઞોપવીત, જનોઇ.
૯ ગંધ એટલે સુગંધવાળા પદાર્થો, અત્તર, પુષ્પાદિ
૧૦. માળા એટલે હાર પહેરાવવો.
૧૧ ધૂપ એટલે ધૂપસળી, અગરબત્તી સળગાવવી.
૧૨. દીપ એટલે દીવો કરવો
૧૩ નૈવેદ્ય એટલે ભોજનસામગ્રી ધરાવવી
૧૪ તાંબૂલ એટલે પાનસોપારી સુગંધી તેજાના વાળી બીડી ધરાવવી.
૧૫ પ્રદક્ષિણા એટલે ચોતરફ ફરવું
૧૬ પુષ્પાંજલિ એટલે વિસર્જન કરતીવખતે દેવને ખોબે ભરી ફુલથી વધાવવા

આ સોળ ઉપચારો દેવપૂજનના છે મનુષ્ય પૂજનના પંચોપચાર કહ્યા છે અને મનુષ્યમાં પણ રાજોપચાર આ સોળ ઉપરાંત પણ ઘણા કહ્યા છે અને ભજન એટલે સેવામાં ઉપચારનો કંઇ નિયમ હોતો નથી, કેમકે તેમાં જે કંઇ ઉપચારો જે વખતે મળે તે વડે સેવા કરવામાં આવે છે, અને જે કંઇ ન્યૂનાધિક થાય તે શ્રીહરિના નામથી પૂર્ણ કરવામાં આવે છે.

ઉપરના ઉપચારો ગૃહ ચર્યામાં દેવપૂજનના કહ્યા છે, તેજ દેવાલયોમાં મોટા પ્રમાણમાં થાય છે, કેટલાક દેવાલયોમાં આ ઉપરાંત રાજોપચાર પણ ચાલે છે જેઓ પોતાને હાથે દેવપૂજન કરે છે, તેવા દ્વિજો માટે આ ઉપચારો ગણાવ્યા છે પરંતુ જેઓ ગોર બ્રાહ્મણને તેડાવી, તેમની સમક્ષ કે તેમના શીખવ્યા પ્રમાણે દેવપૂજન કરે છે, તેમણે ગોરને પૂજનમાં દેવવિસર્જન કર્યા બાદ, તે બ્રાહ્મણને જમાડીને દક્ષિણા આપવી જોઇએ, ત્યારે તે પૂર્ણ થયું ગણાય. જો બ્રાહ્મણ ભોજનમાં વર્ણાશ્રમ ધર્મનો કંઇ વાંધો દેખાયતો, તેવા ગોર બ્રાહ્મણને આમાન્ન કે ફલાહાર આપી, દક્ષિણા દેવી કહ્યું છે કે —

फलेन सफलावाप्ति साङ्गतादक्षिणार्पणम् ॥

ફળ આપવાથી પૂજન સફળ થાય છે અને દક્ષિણા આપવાથી કર્મ સંપૂર્ણ થાય છે. વળી બ્રાહ્મણદ્વારા જો પૂજન કરાવ્યું હોય, તો તે પૂજનનું ફળ પણ ગોરને દક્ષિણા દેનાર યજમાનને મળે છે

# શ્રીહરિકથા કીર્તન.

( પદ, રાગ કલ્યાણ )

પ્રાણી કૃષ્ણ કથારસ પી પી પી    ટેક ૧

કૃષ્ણ કથામૃત પાન કરીશ તો, જન કરશે તને જી જી જી    પ્રા૦ ૨
ધન વનિતાદિક સ્થિર માને તુ, કાળ હસે તને ખી ખી ખી    પ્રા૦ ૩
હરિ સેવનમા મન રાખી તુ દુષ્ટસંગ બી બી બી    પ્રા૦ ૪
ગોવર્ધન પ્રભુભક્તિ રહિત જે, ઇતર કથા તે શી શી ની    પ્રા૦ ૫

કીર્તન એટલે યશનુ વર્ણન, યશોગાન શ્રીહરિના અનંત અદ્ભુત ચરિત્રો વડે, તેમનો યશ અખિલ વિશ્વમા તેમની સત્તાની સાથેજ વ્યાપ્યો છે પરાત્પર પરમાત્માનુ એક પણ ચોકસ નામ નથી અને તેનાંજ અનંત નામો છે તે અકર્તા છતા સર્વ કર્તા છે આ રીતે પ્રભુ વિરુદ્ધધર્માશ્રયી હોવાથી તેનુ તત્વ, શાસ્ત્ર તથા સદ્ગુરૂપાસે ન સમજનારને એમા સંશય ઉઠે છે, માટેજ કહ્યુ છે કે "ગુરૂ વિના જ્ઞાન મળતુ નથી

શ્રીહરિના પવિત્ર ચરિત્રોમાહેલા અકેક ચરિત્ર પરથી તેનાં અનેક નામો પડયા છે. તે કારણથી પરમાત્મા ગુણરહિત ને નિરાકાર છતાં તેના ચરિત્ર સમયના દિવ્ય ગુણે, અને આકાર વડે આસ્તિક અને ભાવિક ભક્તો નિરંતર તેના ગુણાનુવાદ ગાય છે તથા તે અપ્રતિમ પ્રભાવવાળા પ્રભુની પ્રતિમાને પણ પ્રેમભાવથી પૂજે તથા સેવેછે

શ્રીહરિ એ નામમા શ્રી અને હરિ એ બે શબ્દો છે શ્રીએ પરમાત્માની સર્વભવન સામર્થ્યરૂપા પરા શક્તિનુ નામ છે परा यस्य शक्तिर्विविधा એમ વેદે કહ્યુ છે તે અગણિત પ્રકારની છે આજ સુધી કોઇપીતે ગણાઇ નથી, ગણાતી નથી અને ગણાશે પણ નહિ વેદમા કહ્યુ છે કે विष्णोर्नु कं वीर्याणि प्रवोच

વિષ્ણુના પરાક્રમો અને કર્મોની કોણ ગણતરી કરી શકે તેમ છે? મતલબકે પૃથ્વીના પરમાણુ કોઇ ધારે તો કદી ગણી શકે, તથાપિ શ્રીવિષ્ણુ (હરિ) ના પરાક્રમો ગણાય તેમ નથી

ભક્તોના દુ:ખ જનક પાપો વગેરેને હરનાર પરમાત્મા છે, તેથી તેનુ હરિ નામ પડયુ છે મહાભારતમા ભગવાને કહ્યુ છે કે

हराम्यघं हि स्मर्तृणां हविर्भागं क्रतुष्वहम् ।
वर्णाश्रमे हरिर्श्रेष्ठस्तस्माद्धरिरिह स्मृतम् ॥

સ્મરણ કરનારના પાપોને હું હરૂં છું, યત્નમાં ક્લેશોને હું હરૂં છું વર્ણાશ્રમમાં હરિ એજ શ્રેષ્ઠ છે માટે મને હરિ કહે છે. દરેક જીવ પોતાને અપ્રિય લાગતી વસ્તુ, વિકાર કે વિચારનું હરણ થએલું જોવા ઇચ્છે છે પરંતુ તે કરવાનું સામર્થ્ય તેના પોતાનામાં ન હોવાથી તે શ્રીહરિનું સ્મરણ કરેછે પૂર્વના દુઃસંગ કે દુષ્ટવાસનાથી જેનું મન મલીન હોય, તેવા પણ જો વાર વાર શ્રીહરિનું સ્મરણ કરે તો, તેથી તેના અંતઃકરણના મળ કપાઇને તેનું મન સ્વચ્છ થાયછે પછી સ્વચ્છ મનથી એક વખત પણ શ્રીહરિનામનો ઉચ્ચાર કરે, તો તેટલા માત્રથી સર્વ પાપ ને તેથી થએલું દુઃખ મટે છે માટેજ નારદીય પુરાણમાં નારદજીએ કહ્યું છે કે

हरेर्नामैव नामैव नामैव मम जीवनम् ।
कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥

હરિનું નામ એજ હરિનું નામ એજ, હરિનું નામ એજ, મારૂં જીવન છે કલિયુગમાં એ શિવાય બીજી ગતિ નથી, નથી, ને નથીજ માટેજ આ યુગમાં ઉદ્ધારનું સાધન ભગવત્કીર્તન જ છે. कलौ केशव कीर्तनात् ॥

શાસ્ત્રમાં પણ સઘળે સારરૂપે એજ દેખાયછે કહ્યું છે કે

वेदे रामायणे चापि पुराणे भारते तथा ।
आदावन्तेच मध्येच हरिः सर्वत्र गीयते ॥

વેદમાં, રામાયણ, મહાભારતાદિ ઇતિહાસોમાં તથા સર્વ પુરાણોમાં આદિમાં, મધ્યમાં તથા અંતમાં સર્વ ઠેકાણે શ્રીહરિનાજ ગુણાનુવાદ ગવાયછે માટે તે તે ગ્રંથોની કથા દેવાલયમાં તથા દરેક ઘરમાં નિત્યનેમમાં આ આર્યાવર્તમાં રાખવામાં આવીછે જોકે એ પ્રચાર હાલ શિથિલ થયો લાગે છે પરંતુ તે પાછો પ્રચલિત કરવાની સૂચના મથાળે મુકેલા પત્રથી આપણને આપીને પંડિત શ્રીગટુલાલજી ગોલોક પધાર્યા છે તે ઉપર આસ્તિક ભાઇઓનું ધ્યાન ખેંચાવા વિનંતિ કરૂં છું એક મહારાષ્ટ્ર કવિએ કહ્યું છે કે " कीर्तनासि नरहो तुम्ही जागा "

આ એક ચરણનાજ ચાર અર્થ થાયછે ૧ હે નર ! તમે કીર્તનને માટે જાગો (બીજા કામમાટે જાગરણ ન કરો ) ૨ હે નર ! તમે કીર્તનમાં જાઓ અને ત્યાં ગાઓ ૩ હે નર ! કીર્તનને માટે જાગા (સ્થળ, જગા) એ તમેજ છો ૪ ગા (અરે) હો નર ! તમે કીર્તનમાં જાઓ તેમ સંસ્કૃતમાં પણ કહ્યું છે કે —

तस्माद्भारत सर्वात्मा भगवान् हरिरीश्वरः ।
श्रोतव्यः कीर्तितव्यश्च स्मर्तव्यश्चेच्छताऽभयम् ॥

" માટે હે ભારત ! સર્વાત્મા ભગવાન ઇશ્વર શ્રીહરિનું, અભયને ઇચ્છનારે નિરંતર શ્રવણ, કીર્તન અને સ્મરણ કરવું એજ આપણી ફરજ છે વિ ગ ત્સાય

---

નિર્ણયસાગર પ્રેસ [illegible] મુંબઈ

# આર્યસમાજનું પ્રીતિભોજન.

( વર્ણધર્મનો વિનાશ. )

સ્વામી દયાનંદ સરસ્વતીએ સંવત્ ૧૯૩૧ ની સાલમાં મુંબાઈમાં એક "આર્યસમાજ" નામની સભા સ્થાપી છે. તે સમયે વેદશાસ્ત્રનું આર્યપ્રજાને અધ્યયન કરાવવું અને ગોરક્ષણ જે આર્યાવર્તમાં ઓછું થયું છે, તેની વૃદ્ધિ કરવી એ બે મુખ્ય ઉદ્દેશો સ્વામીના દેખાતા હતા. તે માટે તેમણે પોતાની શક્તિ તથા મતિઅનુસાર "વેદનું ભાષ્ય" તથા "ગોકરુણાનિધિ" એ ગ્રંથો પ્રકટ કર્યા હતા. વેદાભ્યાસ અને ગોરક્ષા એ સર્વે આર્યોના સર્વ સાધારણ ધર્મો હોવાથી એ સમાજમાં સાધારણ બુદ્ધિવાળા ધર્મજીજ્ઞાસુ જનો સામેલ થવા લાગ્યા, પરંતુ જેમ જેમ લોકોની જાણમાં આવતું ગયું કે સ્વામીએ લખેલું વેદભાષ્ય યથાર્થ નથી, તેમ "ગોરક્ષણ" ની ખરી લાગણી "આર્યસમાજ" ને નથી, પણ લોકોને આકર્ષણ કરવાની એ એક જાળ છે, ત્યારે લોકોનો તેનાપર અભાવ થતો ગયો, તેમ ગામેગામ તેમની સામે સનાતન આર્યધર્મપ્રતિપાદક સભાઓ સ્થપાવા લાગી.

આર્ય અને અનાર્ય આ ભેદ અનાદિકાલથી ચાલે છે. વર્ણ અને આશ્રમનું આર્યાવર્તમાં રહીને પરિપાલન કરવું એ આર્યોનો મુખ્ય ધર્મ છે. ઉત્તરમાં હીમાલય અને દક્ષિણમાં વિન્ધ્યાચળ એ બે પર્વતો તથા પૂર્વ પશ્ચિમમાં હિન્દીમહાસાગર એ આર્યાવર્તની ચતુ સીમા છે. હવે આર્ય કોણ? અને અનાર્ય કોણ? એવો આ ઉપરથી સ્વાભાવિક પ્રશ્ન ઉત્પન્ન થાય છે. તેનો ઉત્તર જેના માતાપિતા વેદશાસ્ત્રોક્ત વર્ણ તથા આશ્રમ ધર્મોના યથાશક્તિ આચાર પાળનાર તથા વેદશાસ્ત્રોક્ત અધર્મ તથા વિધર્મથી દૂર રહેનાર અને પરંપરાથી આર્યાવર્તનિવાસી હોય તે આર્ય, અને આર્યાવર્તની હદ બહાર પરંપરાથી વસનારા તથા વેદશાસ્ત્રોક્ત ધર્મની પરવા ન કરનાર તે અનાર્ય. આર્યધર્મ પાળવાથી આર્યોને આ લોકના વ્યવહારમાં લૌકિક સુખ એટલે અર્થ અને કામ એ પુરુષાર્થો સિદ્ધ થતા અને પરલોકમાં સ્વર્ગપ્રાપ્તિ થતી અને જેઓ સ્વર્ગસુખની પણ કામના ન રાખતા એવા ખરા સન્યાસી (વિરક્ત) હતા, તેઓની ધર્માચરણથી ચિત્તશુદ્ધિ થતી અને તેમ થવાથી તેઓને જ્ઞાન અને ઉપાસના ( ભક્તિ ) ની પ્રાપ્તિ સુલભ થતી, જેને પરિણામે તેઓને મુક્તિ મળતી અને આ લોકમાં તેઓની અવિચળ કીર્તિ રહેતી હતી. ધર્મશાસ્ત્રમાં આર્યનું લક્ષણ નીચે મુજબ કહ્યું છે.

कर्तव्यमाचरन् कर्म अकर्तव्यमनाचरन् ।
तिष्ठति प्राकृताचारे स तु आर्य इति स्मृतः ॥

જે પોતાના કર્તવ્યકર્મ ( વર્ણ અને આશ્રમધર્મ )નું આચરણ કરે અને.

અકર્તવ્ય (જેથી વર્ણ અને આશ્રમધર્મનો વિનાશ થાય એવું) આચરણ ન કરે, તથા પ્રાકૃત એટલે પોતાના માતાપિતાથી જન્મત પ્રાપ્ત જે સ્વાભાવિક આચાર તેમા ટકી રહે, તેને આર્ય કહ્યો છે.

મૂળ વેદમાં આર્યોની ચાર વર્ણો કહેલી છે, તેમજ વેદોક્ત પરમાત્મા શ્રી વિષ્ણુએ પોતાના અવતાર સમયે પણ સ્પષ્ટ કહ્યુ છે કે—

**चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः। (ગીતા ૪,૧૩)**

ગુણ અને કર્મના વિભાગોવડે ક્રમથી ચારે વર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્ર) મેં સરજી છે મતલબ કે આ વર્ણો ભગવાને ઠરાવી છે, માણસોએ પોતે બનાવેલી નથી તેમાં જે ગુણ તે માતાપિતાની પ્રકૃતિ, જાતિ અને કર્મ તે વેદશાસ્ત્રોક્ત કર્તવ્ય છે તે કારણથી સવર્ણો અને તેમા પણ અસમાનગોત્રા કન્યા સાથે વિવાહ કરવાનું આર્યધર્મશાસ્ત્રોમાં ઠેકઠેકાણે ફરમાવ્યું છે અનાર્ય ધર્મશાસ્ત્રમા વર્ણ અને ગોત્રના નામ પણ દેખાતા નથી અને જે જે લોકોએ અસવર્ણો કન્યા સાથે પાણિગ્રહણ (વિવાહ) સબંધ કરવા માડ્યો, તેઓને આર્યોએ વર્ણસકર પ્રજા ગણી તેનો વર્ગ જુદો પાડ્યો છે આ કારણથી ચાર વર્ણમાથીજ અનુલોમ તથા પ્રતિલોમ સકર પ્રજા મળીને ૧૮ વર્ણો થઇ હતી આર્યધર્મિષ્ઠ રાજાઓનુ રાજ આર્યાવર્તમા હતું, ત્યાસૂધી આ વર્ણધર્મ ઉપર આક્રોશ પણ યથાર્થ રહેતો હતો

આજકાલ આ આર્યાવર્ત ઉપર વિદેશી અને વિધર્મી પરદ્વીપસ્થ મહાન શહેનશાહતનુ રાજ હોવાથી તેઓએ દીર્ઘદૃષ્ટિથી કોઇપણ ચોક્સ ધર્મનુ શિક્ષણ શાળામા આપવાનુ ઠરાવ્યુ નથી તેમ સર્વ પ્રજાને પોતપોતાનો પરંપરાગત સ્વધર્મ, બીજાને હરકત ન કરતા પાળવાની સપૂર્ણ છૂટ મૂકી છે જ્યારે રાજતરફથી ધર્મ શિક્ષણ ન મળે ત્યારે ધર્મગુરુઓ તરફથી ધર્મશિક્ષણની વિશેષ ગોઠવણ થવી જોઇએ પરતુ આર્યાવર્તના કમ નસીબે તેઓની પણ બેદરકારીથી આજકાલ આર્યપુત્રો ધર્મશિક્ષણથી બેખબર રહેવા લાગ્યા છે તેઓને આ નવી સમાજે મનસ્વી ધર્મનો અને તે પણ ખરા નામનો અધાર પીછોડો ઓઢાડી, વેદ અને આર્યને નામે ઉપદેશ કરવા માંડ્યો છે, જેથી ખરા વેદધર્મ અને ખરા આર્યધર્મનુ ઉલ્લઘન આજકાલ પ્રચલિત થવા માડ્યુ છે અને તે પ્રત્યક્ષ થવાની સાથેજ વર્ણધર્મના વિનાશનુ પ્રથમ પગથિયુ આર્યસમાજ તરફથી પ્રીતિભોજન દાખલ ભરવામા આવ્યુ છે તે નીચેની હકીકતપરથી સ્પષ્ટ સમજાય છે.

"પક્તિભેદ વિનાનુ પ્રીતિભોજન" તા૦ ૮ મી જાનેવારી ૧૯૦૬ ને દિને મુબઇ આર્યસમાજે કર્યું હતું. એ ભોજનમા ભાગ લેનારાઓમાં દક્ષિણી તથા ગુજરાતી બ્રાહ્મણો, જુદી જુદી ગુજરાતી વણિક ન્યાતોના ગૃહસ્થો, ભા આ બહ્મણાઓ તપો' બારોટ વગેરે હતા એમ

"સાંજ" વગેરે વર્તમાનપત્રોમાં છપાયુ હતુ પરતુ આર્યધર્મશાસ્ત્રનુ એ પારસી પત્રકારોને જ્ઞાન ન હોવાથી ગમે તેવા અનાર્ય આચારની પણ ખરી અથવા ખોટી હીમાયત તેવા વર્તમાનપત્રકારો કરે છે, એમ વિલાયતગમનના સવાલે આપણને સ્પષ્ટ દેખડાવી આપ્યુ છે, તેથી તે ઉપર વજન આપવાની જરૂર ન હતી તથાપિ મુબાઈની આર્યસમાજની ઓફીસમાથી એક અઠવાડિક પત્ર પ્રકટ થાય છે, તેના તા૦ ૧૪-૧-૦૬ ના અકમા આર્યસમાજના ઉત્સવની પૂર્ણાહુતિમા પંક્તિભેદ વિનાનું પ્રીતિભોજન, જેમા "મુબાઈ ઇલાકાની આર્યસમાજે તરફના પ્રતિનિધિઓ તથા આર્યસમાજના ઉત્સવમા ભાગ લેવા પધારેલા અન્ય ગૃહસ્થો તથા પડિતો તેમજ સ્થાનિક સમાજના ઘણા અગ્રેસર સભાસદો મળીને જુદા જુદા વર્ણો તથા ન્યાતોના આસરે સો ગૃહસ્થો પક્તિભેદ રાખ્યા વિના એક સાથે પ્રીતિભોજન કરવા બેઠા હતા વેદમત્રોથી ઈશ્વર સ્તુતિ કરવા બાદ ભોજન આરભ્યુ હતુ ભોજનમા ભાગ લેનારાઓ દક્ષિણી તથા ગુજરાતી બ્રાહ્મણો, જુદી જુદી ગુજરાતી વણિક ન્યાતોના ગૃહસ્થો, ભાટીઆઓ, લુહાણાઓ, વગેરે હતા" એવો સત્તાવાર હેવાલ એ પત્રના અધિપતિ મી૦ મોતીલાલ ત્રિ. દલાલે પ્રકટ કર્યો છે આ અધિપતિ પડે સુરતના વિશા અડાલજા મોઢવણિક છે અને તેઓ સ્થાનિક સમાજના અગ્રેસર સભાસદ હોય એમ દેખાય છે, એટલે એ હેવાલ ખરો હોવો જોઇએ જ્યારે સુરતના વણિક મહાજને વિલાયતગતાને ગમે તેવુ પ્રાયશ્ચિત્ત આપીને ભોજનપક્તિમા બેસાડવાનુ સાહસ કર્યું છે, ત્યારે સુરતના વણિક આર્યસમાજી તો વર્ણભેદ કે પંક્તિભેદ ગખ્યાવિના, જુદી જુદી વર્ણના ભોજનના સમુમેળામા સામેલ થવા લાગ્યા છે આથી પરિણામે વર્ણભેદનો સપૂર્ણરીતે વિનાશ આગળ ઉપર ન થાય એની સાવચેતી વર્ણાશ્રમ ધર્મના સરક્ષક આર્યધર્મ ગુરુઓ, જ્ઞાતિ તથા મહાજનના અગ્રેસરોએ રાખવાની હાલને સમયે ઘણી જરૂર છે જો આવા પ્રીતિભોજનોનો અટકાવ જુદી જુદી જ્ઞાતો તરફથી નહિ કરવામા આવે તો "ખાનપાન" નો વિચાર કે આચાર આ પોતાને આર્ય કહેનાર તથા કહેવડાવનારમાથી પ્રતિદિન શિથિલ થશે અને પછી દેખાદેખી હોટલો અને જીમખાનામા જાતિભેદ વગર જમણો છૂટથી થવા લાગશે માટે આ ઉગતા વિષવૃક્ષના અકુરને ખરા ધર્માભિમાની સદ્ગૃહસ્થોએ ઉખેડી નાખવાનો સવેળા યત્ન કરવો જોઇએ, નહિ તો તેના માઠા ફળ તેમને તથા તેમની પ્રજાને ભોગવવાનો અવસર આગળ ઉપર આવશે આ બાબતમા નવસારીના મોઢ ચાતુરવેદી ન્યાતના અગ્રેસરોની એક સભા મળી હતી, એમ તા ૫-૩-૦૬ ના "સાજવર્તમાન" મા તેનો નવસારીનો ખબરપત્રી જણાવતા લખે છે, કે—"જેમા શાસ્ત્રી જયકૃષ્ણ

જણાવ્યુ કે મેં પ્રીતિભોજન પંગતમાં બેસીને કર્યુ નથી, પણ ઓછવને દિવસે રસોડામા રેશમી કાપડ પહેરીને જ્ઞાતિના રિવાજ મુજબ ભોજન કર્યું હતું મારી પેઠે ઉપર જણાવેલા બન્ને ગૃહસ્થો (ખરસાડવાળા પંડિત કૃષ્ણારામ તથા ગણદેવીવાળા શાસ્ત્રી મણીશંકરે) પણ એમજ કર્યું હતુ આથી શાસ્ત્રીને સૂચના કરવામા આવી હતી કે તમારે હવે આઠ દિવસની અંદર હમારી ખાતરી કરી આપવી કે તમોએ પંગતમાં બેસી પ્રીતિભોજન કર્યું નથી શાસ્ત્રીએ એક બે આર્યસમાજીઓ પાસેથી પત્રદ્વારા આ બાબે ખાતરી કરી આપવા કબુલ કર્યું હતું આ સઘળા ઉપરથી જ્ઞાતિયે ઠરાવ કર્યા કે આઠ દિવસમા તમો પત્રદ્વારા આ બાબતનો નિશ્ચય નહિ કરશો તો ન્યાતને અનુકૂળ વ્યવસ્થા થશે આજ પછી તમારે આર્યસમાજી મેલાવડામા પણ જવુ નહી શાસ્ત્રીએ આ બન્ને ઠરાવનો સ્વીકાર કર્યો છે જ્ઞાતિએ જણાવ્યુ છે કે આ ઠરાવ વિરૂદ્ધ વર્તન જોવામા આવશે એટલે તમો ન્યાતથી બહારજ છો કરી ન્યાત ભેગી કરી ઠરાવ કરવાની જરૂર નથી" વગેરે આમા સાચા કોણ? વર્તમાનપત્રો કે સમાજી શાસ્ત્રી?

આ રીતે પ્રત્યેક ગામના ન્યાતીલાઓએ પોતપોતાની જ્ઞાતના આર્યસમાજી જનોની તપાસ કરવાની કેટલીબધી જરૂર દેખાય છે કારણ કે સ્વામી દયાનંદજીનો સર્વોત્તમ ઉદ્દેશ જે વેદ ભણવો અને ગોરક્ષણ કરવુ તે તો કોરાણે મૂકીને, વર્ણભેદ, જાતિભેદ તોડવા એકાચાર-અનાચાર-નો પ્રીતિભોજનને નામે જે પગપેસારો હાલના સમાજીઓ તરફથી થવા માંડ્યો છે, તેના ઊંડા મૂળીઆ જમીનની અંદર ધુસ્યા પછી, સહસા ઉખેડી શકાશે નહિ માટે પેલી જાણીતી કહેવત મુજબ "ઉગતું દાબવુ" એ સ્વધર્માભિમાનીની ફરજ છે સમજુ હિંદુઓ તો નાહીને તરતજ બીજાને અડકયાવગર જમવા બેસનાર અને ગમે ત્યારે એકવાર નાહીને જમનાર તથા વગર નાહે જમનાર સ્વજ્ઞાતિ કે સ્વકુટુંબીમાં પણ પંક્તિભેદ રાખીને જમે છે ત્યારે આ તો ગમે તે ન્યાતજાત વર્ણ આચારવાળા સાથે પંક્તિભેદવગરનુ પ્રીતિભોજન, તે આર્યશાસ્ત્ર અને સદાચારથી કેટલુ વિરૂદ્ધ છે, તે સાધારણ સમજવાળા સજ્જનો પણ સમજી શકશે ધર્મ પાળવામા આરંભમા સહેજ અડચણ વેઠવી પડે છે તેથીજ કહ્યુ છે કે —

न सीदन्नपि धर्मेण मनोऽधर्मे निवेशयेत् ।
अधार्मिकाणां पापानामाशु पश्यन्विपर्ययम् ॥

ધર્માચરણ કરવાથી આપણને પીડા પડે, તોપણ મનને અધર્મ તરફ વળવા ન દેવુ, કેમકે અધાર્મિક પાપવૃત્તિવાળા લોકનો નાશ સત્વર થાય છે

સંવત્ ૧૯૬૨ ચૈત્ર શુદ ૧ રવિ — લા. વિ. રા. દ.

નિ સા પ્રેસ

# શ્રીમદ્‌ગોસ્વામી શ્રી અનિરુદ્ધાચાર્યજી મહારાજે
# "ભક્તિ સામ્રાજ્ય"
## વિષે કરેલા વ્યાખ્યાનનો સારાંશ.

સંવત્ ૧૯૬૨ ના શ્રાવણ વદ ,,) સોમવાર તા૦ ૨૦-૮-૦૬ ને રોજ સાંઝે ૪।। વાગે મુંબઇના સુપ્રસિદ્ધ શેઠ ચતુર્ભુજ મોરારજી જે પી ની તારદેવ રોડપર આવેલી વાડીમા નડીઆ વાળા બાલગોસ્વામી શ્રી અનિરુદ્ધાચાર્યજીએ ભક્તિસામ્રાજ્ય વિષયપર સંસ્કૃત અને ગુજરાતી ભાષામા એક છટાદાર વ્યાખ્યાન આપી, અનેના વૈષ્ણવ મંડળપર એક સરસ છાપ બેસાડ્યો હતો હોલમા આસરે ૪૦૦ પુરૂષો હાજર હતા. સ્ત્રીઓ વાસ્તે જુદી ગોઠવણ રાખી હતી

આરંભમા મી૰ ઠાકોરદાસ દલાલે શ્રોતાસજ્જનોને આવકાર આપતા નીચે પ્રમાણે ભાષણ કર્યું હતુ

### શા૦ ઠાકોરદાસ કેશવરામ દલાલનુ ભાષણ.

વૈષ્ણવ બંધુઓ,

હમારી આમંત્રણ પત્રિકાને માન આપી આપ સર્વ આજે અત્રે વ્યાખ્યાન શ્રવણ કરવા આવ્યા, તેથી હમારાપર આપ સર્વનો મોટો ઉપકારજ થયો છે આમંત્રણ પત્રિકા પરથી આપને વિદિત થયુ હશેજ કે આજનો વિષય ભક્તિસામ્રાજ્ય છે ભક્તિ સામ્રાજ્ય એટલે સર્વ ધર્મ કર્મમા ભક્તિ ઉંચપદે હોવાથી તે સામ્રાજ્ય કહેવાય છે અર્થાત્ ભક્તિએ ચક્રવર્તિની છે. ભક્તિની મહત્તા સુપ્રસિદ્ધ છે માતૃભક્તિ, પીતૃભક્તિ, રાજભક્તિ, ગુરુભક્તિ, અને દેવભક્તિ વગેરે અનેક પ્રકારની ભક્તિઓ છે, પરંત સર્વને માથે પરાત્પર શ્રી પુરુષોત્તમની ભક્તિ છે તે ચક્રવર્તિની કહેવાય છે ભક્તિનો સર્વોત્કર્ષ સિદ્ધ કરવો એ જ આજનો વિષય છે એ વિષયના ઉપદેશ્ટા શ્રીમદ્ ગોસ્વામી શ્રી અનિરુદ્ધાચાર્યજી છે પ્રથમ શ્રીમદ્‌અનિરુદ્ધલાલજીના સબંધમા કેટલુક જણાવવાની જરૂર છે શ્રી ડાકોજીના મંદિરવાલા, શ્રી લાલમણિજીના લાલજી શ્રી વિઠ્ઠલેશરાયજીના પુત્ર શ્રી મુરલીધરજીના એ શ્રી અનિરુદ્ધાચાર્યજી દ્વિતીય પુત્ર થાય જન્મથીજ સ્વાભાવિક સૌજન્ય ચાતુર્ય આદિ સદ્‌ગુણો એ આચાર્યશ્રીમા પ્રકાશતા હતા અને એજ સદ્‌ગુણોને લીધે નડીઆદની ગાદી એ મહારાજશ્રીને આપે ૪૦ ઉપનયન સંસ્કાર થઇ ગયા પછી અધ્યયનનો પ્રારંભ કર્યો અને હજી પણ અધ્યયન ચાલુજ છે સામાન્ય રીતિથી ઉક્ત આચાર્યશ્રીની કીર્તિ આપણે ઘણા વખતથી શ્રવણ કરીએ છીએ, પરંતુ આપણા વૈષ્ણવ સંપ્રદાયના ઉત્કર્ષ વિષે વિચાર કરવા ગયા માસમા વડોદરામા જે વૈષ્ણવ પરિષદ્ મળી હતી તે પરિષદ્‌મા એ બાલગોસ્વામી કે જેઓની વય માત્ર ૧૪વર્ષની છે, તેમણે સ્વોત્સાહ માત્રથીજ પધારી, બીજા દિવસનું અધિપતિપદ અગીકાર કરી પરિષદ્‌નુ કાર્યતંત્ર અચ્છી રીતે ચલાવ્યુ હતુ એ વર્તમાનપત્રો વાચનાર વૈષ્ણવોના ધ્યાનમાજ હશે. વિદ્યારસિક શ્રી અનિરુદ્ધાચાર્યજી માત્ર પોતેજ વિદ્યાધ્યયન કરે છે એટલુજ નહિ પણ નડીઆદ શહેરમા બીજા બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય વગેરે પણ અધ્યયન કરે એવા ઉદ્દેશથી એ

કાવ્ય-વ્યાકરણાદિ ઉપરાંત સ્વમાર્ગીય ગ્રંથોપર પણ લક્ષ આપવામાં આવે છે એ પાઠશાળાના શાસ્ત્રી વે. શા. સ. વિષ્ણુનાથજી પણ આજે આ સભામાં પધારેલા છે. માત્ર પાઠશાળા સ્થાપી કે પરિષદનું કાર્ય ઉત્સાહથી ચલાવ્યું તેથીજ પોતે અટકેલા છે એમ નહિ, પરંતુ આપણા સર્વદેશીય સર્વસ્વ (તાળીઓ) સંપ્રદાયના ગ્રંથોના અભ્યાસપર જે આગ્રહ બાલ્ય અવસ્થામાં જોવામાં આવે છે તે સ્તુતિને પાત્ર છે. આપણા શ્રીમદ્વલ્લભાચાર્યજીના ભાષ્ય-નિબંધ-સુબોધિનીજી આદિ નાના મોટા ગ્રન્થોનો આ અત્યાભ્યાસ વ્યાસંગ લાગ્યો, એ કાંઇ જેવી તેવી વાત નથી. આજથી તેર માસપર શ્રીમદ્ ગોસ્વામી શ્રી બાલકૃષ્ણલાલજી મહારાજે આજ ટૌનમાં જેનું સુધાપાન કરાવ્યું હતું, તેનું પીયૂષપાન શ્રીમદ્ અનિરૂદ્ધાચાર્યજી પોતાના વચનામૃતથી કરાવશે, માટે તે પાન કરવા આપ સર્વ સજ્જ થશો, એટલીજ પ્રાર્થના કરી હું બેસવાની રજા લઉં છું. (તાળીઓ)

## શ્રીમદ્ અનિરૂદ્ધાચાર્યજીનું સંસ્કૃત ભાષણ.

મી૦ ઠાકોરદાસના ભાષણ પછી શ્રીમદાચાર્યશ્રીએ મંગળાચરણ કરી લગભગ ૩૦ મિનીટ સુધી સંસ્કૃત ભાષામાં ઋગ્વેદ સંહિતાના કેટલાક મંત્રો તથા કેટલાક ઉપનિષદ્‌ના મંત્રો ભણી બતાવી, દેવગિરામાંજ તેનું વ્યાખ્યાન ચલાવ્યું હતું. તે સમાપ્ત થયા પછી ૩૦-૩૫ મિનિટ તેનો અનુવાદ પોતેજ નીચે પ્રમાણે ગુજરાતી ભાષામાં કરી બતાવ્યો હતો.

## શ્રીમદ્ અનિરૂદ્ધાચાર્યજીના સંસ્કૃત ભાષણનો ગુજરાતી ભાષામાં તેમણે કરેલો અનુવાદ.

પરમ ભાગવતાન્ વૈષ્ણવ સદ્ગૃહસ્થો,

આજનો વિષય ભક્તિસામ્રાજ્ય છે, એ આપ સર્વને વિદિત છે. ભક્તિ સામ્રાજ્ય એટલે ભક્તિનો ઉત્કર્ષ. ભક્તિ એટલે શું, એ પ્રથમ વિચાર કર્યા પછી તેનું સામ્રાજ્ય પ્રતિપાદન કરવામાં આવશે.

આજકાલ ભક્તિ વિષયક અનેકાનેક ભાષણો થાય છે. કેટલાક માત્ર શ્રીમદ્ ભગવદ્ગીતાના વચનો આપી ભક્તિ સિદ્ધ કરે છે. બીજા તંત્રશાસ્ત્રના વચનો આપે છે. ઇતર શ્રીમદ્ ભાગવતના પ્રમાણો આપે છે. અન્ય નારદ પંચરાત્ર આદિ આગમના કે ભક્તિમીમાંસાના સૂત્ર આગળ કરે છે. પરંતુ એ બધા વચનોનું મૂળ વેદ જ છે એમ જ્યાં સુધી જન સમાજને સ્પષ્ટ બતાવવામાં આવે નહિ, તથા સ્વતઃ પ્રમાણભૂત વેદ જ એ સર્વ વાક્યોનું પરમ મૂલ છે એમ યુક્તિ પ્રયુક્તિથી પ્રતિપાદન કરવામાં આવે નહિ, ત્યાં સુધી સર્વમાન્ય ભક્તિપર જે પરમ આદર થવો જોઇએ તે થઇ શકતો નથી. માટે હમે હમારા શ્રીમદ્ અખંડ-ભૂમંડલાચાર્યચક્રચૂડામણિ શ્રીમદ્વલ્લભાધીશની પ્રાચીન પદ્ધતિ પ્રમાણે પ્રથમ વેદનાજ પ્રમાણો આપી ભક્તિ સિદ્ધ કરી આગળ ચાલીશું. (તાળીઓ)

ઋગ્વેદના પ્રથમ મંત્રમાંજ અગ્નિમીળે પુરોહિતનું શ્રવણ થાય છે, ઇળે શબ્દ વૈદિક છે, સંસ્કૃતમાં તેને ઈડે કહે છે. ઈડ્ ધાતુનો અર્થ “સ્તુતિ કરવી” એમ થાય છે, અર્થાત્ ઋગ્વેદનો પ્રથમ મંત્ર જ ઈડ ધાતુવડે સ્તુતિરૂપ ભક્તિનું જ પ્રતિપાદન કરે છે. (તાળીઓ) વાસ્તવિક વિચાર કરનારને તો દરેક વેદમાં વર્ણે વર્ણે ભક્તિની જ પ્રતીતિ થાય છે, પરંતુ સામાન્ય વર્ગ આગળ વેદમાંથી બીજા કેટલાક શુદ્ધ ભક્તિ-પ્રતિપાદક મંત્રો અર્થ સહિત બતાવવાની જરૂર રહે છે. ઉક્ત ઋગ્વેદમાં જ આગળ ચાલતાં વિષ્ણુસૂક્ત નામનું સૂક્ત

સિદ્ધ સૂક્ત આવે છે જેમા એક સ્થળે विष्णो सुमतिं भजामहे એમ સ્પષ્ટ ઉપદેશ છે વિષ્ણુ એટલે વ્યાપનશીલ સર્વવ્યાપક બાહ્યાભ્યતર રસાવિષ્ટ પ્રભુની સુમતિનુ, દર્શીના પ્રતિપાદક મતિનુ, હમે ભજન કરીયે છીએ, એમ એ મત્રપાદનો અર્થ થાય છે આ મત્રમા भज् ધાતુનો भजामहे પ્રયોગ પ્રત્યક્ષ છે ભજ ધાતુનો અર્થ "સેવા કરવી" થાય છે, એ પણ ધાતુપાઠ કરનારની ધ્યાનબાજ હશે અર્થાત્ સેવારૂપ ભક્તિનુ પ્રતિપાદન એ ચરણમા કરવામા આવ્યુ છે (તાલીઓ) એજ સૂક્તમા વિષ્ણુના ચરણ કમળનો અને વિષ્ણુલોકનો પણ ઉત્કર્ષ બતાવ્યો છે विष्णोर्यत् परमं पदम् એમ પ્રથમજ શ્રવણ કરવામા આવે છે એ મત્રનો શબ્દાર્થ એટલો જ છે કે "જે પરમ પદ છે તે વિષ્ણુનુ છે" વિષ્ણુ શબ્દનો અર્થ હમે પ્રથમ નિરૂપણ કરી ગયા છીએ તોપણ ફરીથી સ્મરણ કરાવીએ છીએ કે વિષ્ણુ એટલે માત્ર સત્ત્વગુણના અધિષ્ઠાતા નહિ પણ સર્વ વ્યાપક-વ્યાપનશીલ-બાહ્યાંતરરસાવિષ્ટ શ્રીમ પુરુષોત્તમ વેદમા એ સર્વવ્યાપક રસાત્મક પુરુષોત્તમના પદને परम કહ્યુ છે અર્થાત્ એ પદ પ્રકૃતિ-કાલ-કર્મ-સ્વભાવથી પણ અતીત છે પ્રકૃતિ, કાલ, કર્મ, સ્વભાવ આદિનુ બલ ત્યા ચાલી શકતુ નથી એ મત્રમા पदम् શબ્દ સ્પષ્ટ પ્રત્યક્ષ છે, એટલે પ્રભુનો લોક નથી કે પ્રભુનો આકાર નથી એમ મિથ્યાગ્રહ રાખવો એ ભૂલ છે पदम् એટલે પ્રાપ્તકરવા યોગ્ય, એ વ્યાપિ-વૈકુંઠલોકછે સર્વવ્યાપક પરમાત્મા એ લોકમા સચ્ચિદાનન્દ સ્વરૂપે પ્રકટ દશ્યમાન છે એ શ્રી પુરુષોત્તમને ચરણારવિન્દ પણ છે (તાલીઓ) એજ સિદ્ધાન્તનું સમર્થન કરવા આગળ એજ સૂક્તમા કહેવામા આવ્યુ છે કે विष्णो पदे परमे मध्व उत्स એનો શબ્દાર્થ આ પ્રમાણે થાય છે. "પ્રભુના પરમ ચરણારવિન્દમા ભક્તિરસ મકરદનો નિષ્યદ વહે છે" અર્થાત્ વ્યાપક રસાત્મક શ્રીમત્પ્રભુચરણના ચરણારવિન્દ માત્ર લૌકિક નથી પણ તે ચરણનલિનમા ભક્તિરસ-મકરન્દનો નિ'ષ્યન્દ વહે છે, એવા અલૌકિક આનદાત્મક તે પદકમલ છે શુદ્ધ નિર્ગુણ ભગવદીઓ એ ધામમા શ્રીમત્પ્રભુચરણકમળરૂપ ભક્તિરસાત્મક મકરન્દના નિષ્યન્દમા સદા સર્વદા અવગાહન કરે છે (તાલીઓ) એજ સૂક્તમા આ મત્રની આગળજ એક સરસ મત્ર આવે છે તે આ પ્રમાણે છે —

ता वा वास्तून्युश्मसि गमध्यै यत्र गावो भूरिशृंगा अयास ।
अत्राह तदुरुगायस्य वृष्ण परम पदमवभाति भूरि ॥ (તાલીઓ)

એ ઋચાનો અર્થ શ્રીમદ્ ભાષ્યકાર શ્રીમદ્ વલ્લભાચાર્યજી શ્રી અણુભાષ્યના ફલાધ્યાયમા અને શ્રીમત્પ્રભુચરણ શ્રીમદ્ગોસ્વામી શ્રી વિઠ્ઠલનાથદીક્ષિત (શ્રીગુસાઇજી) પોતાના વિદ્વન્મડન નામના ગ્રથમા આ પ્રમાણે આપે છે —

वाम्-ભગવાન્ અને ભગવાનના કોઈ મહા ભાગ્યવાન્ વિરલ અતરગ ભગવદીયના, ता-તે, તે એટલે લોક વેદ ભક્તિ માર્ગમાં પ્રસિદ્ધ, धामानि ધામોમા, गमध्यै જવાને વાસ્તે, उश्मसि હમે કામના રાખીએ છીએ यत्र જે શ્રીમદ્ગોકુલ આદિ (તાલીઓ) અલૌકિક ધામોમા भूरिशृंगा અનેક શૃંગવાલી अयास શુભ આપનારી गाव ગાયો છે તેવા ભગવદ્ધામો કયા છે એમ આકાક્ષા થાય તો શ્રુતિરૂપા શ્રુતિ જણાવે છે કે अत्र-આ ભૂમંડળમાજ (તાલીઓ) તે તે ધામો છે-ભૂમડલમાજ છે તો તે કેમ દેખાતા નથી? ત્યારે ઋચા કહે છે "अह"-(તાલીઓ) એ બહુ ખેદની વાત છે કે ભૂમડલમા જ એવાં ધામ છે છતા

પ્રાકૃત ચર્મચક્ષુથી તે તે સ્થલ દેખાઈ શકાતા નથી એ ધામોમા જે પ્રભુ બિરાજે છે તે "उरुगाय" છે. ગોપિકા નારદ આદિ, ઉભય પ્રકારના મહાન્ ભક્ત તે પ્રભુનુ ગાન કરે છે એ પ્રભુ તૃષા છે, ગાન કરનાર ભગવદીઓની અલૌકિક કામના પરિપૂર્ણ કરે છે, કામનાની વૃષ્ટિ કરે છે એમનુ પરમ પદ, પરમ સ્થલ, ભૂતલમા જ अवभाति પ્રકાશે છે; તે પણ માત્ર એક પ્રકારે નહિ પણ ભૂરિ અનેકાનેક પ્રકારે સ્થલભેદવડે પ્રકાશે છે. શ્રીયમુનાજી, ઉપવન, શ્રી ગિરિરાજજી, ગહ્વર, કદરા આદિ અનેક રમણીય પ્રદેશમા તે પ્રકાશે છે તે સર્વ પ્રદેશ પ્રાકૃત માત્ર નથી પણ પરમ છે, વૈકુંઠાદિથી પણ ઉત્કૃષ્ટ છે વૈકુંઠ આદિ ધામમા જે લીલા દશ્યમાન થતી નથી તે લીલાના પણ પ્રત્યક્ષ દર્શન શ્રીમદ્ગોકુલ આદિ પરમ અલૌકિક સ્થલોમા થાય છે (તાલીઓ)

આ પ્રમાણે આપણા માર્ગના ગેય શ્રીકૃષ્ણ, તેમના શ્રીગોકુલ આદિ અલૌકિક ધામ, તેમના ભક્તિરસાત્મક ચરણારવિંદ અને તેને પ્રાપ્ત કરવાનો ભક્તિમાર્ગ, એ સર્વને પ્રતિપાદન કરનારા વચનો માત્ર શ્રીમદ્ભગવદ્ગીતામા છે એટલુ જ નહિ પણ સ્વત પ્રમાણભૂત વેદમાથી પણ જોઇએ એટલા મળી આવે છે એક સ્થલમા તો આપણા આત્મનિવેદન અથવા તો બ્રહ્મસબધપ્રતિપાદક પણ વચનો જોવામા આવે છે બૃહદારણ્યક ઉપનિષદ્મા आत्मन कामाय सर्वं प्रिय भवति (તાલીઓ) એમ અનેકશ શ્રવણ થાય છે એનો અર્થ એમ થાય છે કે સ્ત્રી, પુત્ર, વિત્ત, દેહ, ગેહ, આદિપર એ જે સ્નેહ આવે છે તે સ્નેહ કાઇ સ્ત્રી પુત્ર વિત્ત દેહ ગેહ આદિને લીધેજ નથી, પણ સ્ત્રી, પુત્ર, વિત્ત, દેહ, ગેહ આદિ વસ્તુ આત્માના પણ આત્મા જે પરમાત્મા શ્રીકૃષ્ણ તેમની સેવા કરવામા ઉપયુક્ત થાય છે, માટેજ પ્રભુની સેવામા વિનિયોગ આવનાર સ્ત્રી પુત્ર વિત્ત દેહ ગેહાદિમા સ્નેહ રહે છે તાત્પર્ય એ છે કે અમુક આપણી સ્ત્રી છે માટે તેપર પ્રીતિ રાખવી અમુક આપણો પુત્ર છે માટે તેપર મમતા રાખવી અમુક આપણુ વિત્ત આદિ છે માટે તે વિત્ત આદિપર આસક્તિ રાખવી, એમ તો સર્વથા નહિજ, પરતુ એ સ્ત્રી પ્રભુસેવા કરવામા ઉપયોગી છે, એ પુત્ર ભગવત્સેવામા વિનિયુક્ત છે વિત્ત આદિ પ્રભુમા ઉપયુક્ત છે માટેજ ભગવદીઓ તે તે ભગવદુપયોગી પદાર્થપર પ્રભુસબધથીજ મમતા રાખે છે જે પદાર્થ શ્રી પ્રભુચરણના ઉપયોગમા આવે તે વસ્તુપરજ આસક્તિ રાખવી ઇતર પદાર્થપર આસક્તિ રાખવાથી જીવને બંધ પ્રાપ્ત થાય છે (તાલીઓ)

આપ સર્વેની ધ્યાનમા આવ્યુ હશે કે આ પ્રમાણે આપણા પ્રાચીનઆચાર-વિચાર બને વેદથી અનુકૂળ છે કોઇ પણ રીતે વેદથી પ્રતિકૂળ વર્તન કે વિચાર નથી-પુન હમારા વર્ગમા અને શિષ્ય વર્ગમા વેદ આદિનુ સરસ અધ્યયન અધ્યાપન શરુ થાય તો ઘણા જીવોનુ કલ્યાણ થાય એમા સશય નથી (તાલીઓ)

આ સ્થળે કદાચ કોઇ એમ શકા કરે કે જ્યારે સ્વત પ્રમાણભૂત વેદનેજ પ્રમાણ માનો છો અને ભક્તિ આદિ આચાર વિચારના મૂલ તરીકે પણ વેદનેજ માનો છો ત્યારે પછી બીજા ભગવદ્ગીતા, સૂત્ર, શ્રીમદ્ભાગવતાદિ પ્રમાણ માનવાની શુ જરૂર છે? એ શકાનુ સમાધાન આ પ્રમાણે કરવુ–सदेहवारक शास्त्र बुद्धिदोषात्तदुद्भव । ૬૯ અઙ્ગ અને ૬૭ સમગ્રંથી (

છે ત્યારે પ્રમાણમા પણ અપ્રમાણ બુદ્ધિ થવાનો પ્રસગ આવતાં વેદના સ્પષ્ટ અર્થ પણ સૂઝતા નથી. વેદના અર્થમા પણ જ્યારે આ પ્રમાણે સદેહ થાય ત્યારે તે સદેહ નિવારણ કરવામા શ્રીમદ્ ભગવદ્ગીતા ઉપયોગી છે શ્રી ગીતાજીમા સદેહ થાય ત્યારે તે નિવારણ કરવામા સૂત્ર ઉપયુક્ત છે જ્યારે સૂત્રમા સદેહ થાય ત્યારે શ્રીમદ્ભાગવત કામ લાગે છે શ્રીમદ્ભાગવતમા પણ જ્યારે સદેહ થાય ત્યારે નિબધ-સુબોધિની આદિ શ્રીમદા ચાર્યજીના અર્થોવડે તે સદેહનુ નિરાકરણ કરવુ માટે જ શ્રીમદાચાર્યજી નિબંધમા ઉપદેશ કરે છે કે

वेदा श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि । समाधिभाषा व्यासस्य प्रमाण तच्चतुष्टयम् । उत्तर पूर्वसदेहवारक परिकीर्तितम् ॥

અર્થાત્ જે હીન-મધ્યમ અધિકારી છે તેને વાસ્તે તો ગીતા-સૂત્ર-અને શ્રીભાગવત આદિ ઉપયોગી છે પરતુ જે ઉત્તમ અને ઉત્તમોત્તમ અધિકારી છે તેને પણ સ્થૂણાખનન ન્યાયે ગીતા આદિ તેટલા જ ઉપયોગી છે-માટે ગીતા-સૂત્ર-શ્રી ભાગવત આદિ કોઇ પણ પ્રકારે વેદથી હીન છે તેમ કલ્પી તે મહાગ્રથોની અવગણના કદાપિ ન કરવી (તાલીઓ)

આ પ્રમાણે વેદ-ગીતા-સૂત્ર-અને ભાગવતનો પ્રભુના માહાત્મ્યનુ જ્ઞાન થવુ જોઇયે પ્રભુના માહાત્મ્ય જ્ઞાન થવામા જ એ તમામ વેદાદિકનો ઉપયોગ છે તે માહાત્મ્ય જ્ઞાન ભક્તિનુ અગ છે, ભક્તિ થવામા એક જાતનુ સાધન છે,•માટે જ•કહ્યુ છે કે—

माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढ सर्वतोऽधिक । स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्ति र्नचान्यथा ॥

માહાત્મ્યજ્ઞાનપૂર્વક સુદૃઢ સર્વ કરતા ( પ્રભુમા ) અધિક સ્નેહ તેજ ભક્તિ કહેવાય છે અને ભક્તિથી જ સસારમાથી મુક્તિ પ્રાપ્ત થાય છે ભક્તિ વિના બીજા કોઇ ઉપાયવડે સસારના દુ ખમાથી નિવૃત્તિ થતી નથી—

આ શ્લોકમા સ્પષ્ટ પ્રતિપાદન છે કે ભક્તિવિના મોક્ષને વાસ્તે પણ બીજો ઉપાય જ નથી તેજ અભિપ્રાયથી શ્રીમદાચાર્ય શરણ નિરૂપણ કરે છે કે-

इदमेव विनिश्चित्य कृष्णो ह्यर्जुन मब्रवीत् । मामेव ये प्रपद्यन्ते माया मेता तरन्ति ते ॥ एवकारेण सर्वेषा मनुपायत्व माह हि । ज्ञानादीना हि सर्वेषा तदधीनत्वत सदा । विश्वास सर्वतस्त्यक्त्वा कृष्णमेव भजेद्बुध ॥

શ્રીકૃષ્ણે ગીતાજીમા અર્જુનને ઉપદેશ કર્યો છે તેમા આજ્ઞા કરી છે કે मामेव ये प्रपद्यन्ते मायामेता तरन्ति ते જેઓ મારે જ (કૃષ્ણને જ) શરણે આવે છે તેઓ આ માયાને તરી જાય છે આ સ્થળે मामेव કહ્યુ છે, મારૂજ—શ્રીકૃષ્ણનુજ-શરણ નિરૂપણ કર્યું છે. તેથી શ્રીકૃષ્ણનો પણ વિનિશ્ચય છે કે જ્યા સુધી જીવ શ્રીકૃષ્ણને શરણે જતો નથી ત્યા સુધી બીજા સાધન નકામા છે જ્ઞાન કર્મ પણ ભક્તિનાં અગ છે પણ જ્ઞાન-કર્મવડે ભક્તિ પ્રાપ્ત થાય નહિ તો પછી તેવા જ્ઞાન-કર્મ પણ શા કામના? વસ્તુત તો જ્ઞાન-કર્મ પણ ભગવદાધીન છે, તેનુ ફળ પણ પ્રભુસત્તાધીન છે માટે ઇતર સાધનમાથી વિશ્વાસનો ત્યાગ કરી સુજ્ઞ વિવેકી પુરૂષ સદાસર્વદા શ્રીકૃષ્ણનેજ ભજે છે. ( તાલીઓ ) શ્રીમદ્વલ્લભાચાર્યજી ભક્તિના સામ્રાજ્યમા પુરાવો આપે છે કે—

न दृष्ट श्रुतपूर्वो वा भजन्कृष्णमनामयम् । न मुक्त सर्वथा यस्माद् गोप्योगावस्तथाऽभवन् ॥

એવુ જોયુ પણ નથી, એવુ શ્રવણ પણ કર્યું નથી કે શ્રીકૃષ્ણને ભજનાર અનામય

ગયા. ભગવાનની ભક્તિ કરનારને પુન સસારમા આવવુ પડતુ જ નથી તેવો એકપણ ઐતિહાસિક દાખલોજ નથી કે શ્રીકૃષ્ણભક્તને સસાર પ્રાપ્ત થયો હોય—

આ શ્રવણ કરીને કોઇને તેમ શકા થતી હોય કે ત્યારે તો માત્ર ભક્તિનો જ આશ્રય કરવો જ્ઞાન વગેરે પણ નકામા જ છે, માટે તે માહાત્મ્ય જ્ઞાન વાસ્તે પણ પ્રયત્ન વાસ્તે કરવો ? તો તે શકાનુ સમાધાન આ પ્રમાણે કરવુ પ્રભુનુ માહાત્મ્ય જ્ઞાન થવુ પ્રભુની સત્તામા છે માટે પ્રભુની કૃપા વાસ્તે આગ્રહ રાખી પ્રભુના માહાત્મ્ય જ્ઞાન વાસ્તે પ્રયત્ન થવામા દોષ નથી, પરતુ જીવ જો પોતાના સાધનપણાનો અભિમાન રાખે તો તેને માહાત્મ્ય જ્ઞાન પણ થતુ નથી માટે માહાત્મ્ય જ્ઞાન વાસ્તે પણ ભક્તિની અથવા શરણની જરૂર રહે છે (તાલીઓ) માટેજ શ્રી ગોપાલ તાપનીય ઉપનિષદ્‌મા સ્પષ્ટ કહ્યુ છે

मुमुक्षुर्वै शरण मनुव्रजेत् "મુમુક્ષુએ નિશ્ચય શરણે જવુ,"

એજ પ્રમાણે શ્વેતાશ્વેતર ઉપનિષદ્‌મા પણ કહ્યુ છે કે

मुमुक्षुर्वै शरणमह प्रपद्ये "હુ મુમુક્ષુ નિશ્ચય શરણે આવુ છુ" (તાલીઓ)

શ્રીમદ્ ભગવદ્‌ગીતામા પણ અર્જુન કહે છે કે

शिष्यस्तेह शाधि मा त्वा प्रपन्नम् ॥

"હે શ્રીકૃષ્ણ, હુ આપનો શિષ્ય છુ, આપને શરણે આવ્યો છુ મને ઉપદેશ આપો

આ સર્વ નિગૂઢ આશય ધ્યાનમાં રાખી શ્રીમદાચાર્યજી પણ ઉપદેશ કરે છે કે

कृष्णसेवापर वीक्ष्य दभादिरहित नरम् । श्रीभागवततत्त्वज्ञ भजेज्जिज्ञासुरादरात् ॥

"શ્રીકૃષ્ણની સેવામાં તત્પર દભાદિકથી રહિત શ્રીમદ્‌ભાગવતના તત્ત્વને સમજનાર ગુરૂને આદરપૂર્વક જીજ્ઞાસુએ ભજવા" આવા ઉત્કૃષ્ટોત્કૃષ્ટ ગુરૂને શરણે જીજ્ઞાસુએ જવુ. (તાલીઓ)

આ પ્રકારે ગુરૂને અને ગુરૂએ બતાવેલા શ્રીકૃષ્ણને શરણે રહીને જો માહાત્મ્ય જ્ઞાનાર્થ પ્રયત્ન જીવ કરે તો તેવા પ્રયત્નથી ભગવત્કૃપાથી માહાત્મ્ય જ્ઞાન પણ થઇ જાય છે અને છેવટે ભક્તિ સિદ્ધેર્ગરીયસી સિદ્ધિથી અથવા મુક્તિથી પણ વધારે મહત્ત્વવાળી ભક્તિ પ્રાપ્ત થાય છે (તાલીઓ)

તમે સર્વે ધ્યાનમા લીધુજ હશે કે તમામ સાધનનું મુખ્ય ફળ ભક્તિજછે અને ભક્તિ વિના બીજા સાધનો પણ નિરર્થક છે માટે સાધન તરીકે તેમજ ફળ તરીકે પણ ભક્તિનો સ્વીકાર ઉત્તમોત્તમ છે (તાલીઓ)

શ્રીમદાચાર્યજી ભક્તિનુ સામ્રાજ્ય પ્રતિપાદન કરતા આજ્ઞા કરે છે કે भक्तावादरेणैव प्रकटो जायते हरि । आत्मान च ततो दद्यात् सुखे का परिदेवना ॥ ભક્તિમાર્ગમા એ વિશેષ જોવામા આવે છે કે શ્રીહરિ ઘણાજ આદરપૂર્વક ભક્ત આગળ પ્રકટ થાય અને પોતાના સ્વરૂપના આનદનું દાન ભક્તને કરે છે જ્યા પ્રારભમાં-મધ્યમા અતમાં પરમાનદજ છે ત્યા-ભક્તિમાર્ગમા કોઇપણ પ્રકારના કલેશનો તો સભવજ ક્યાથી હોઇ શકે ? બીજા સાધ્ય-વગેરે સાધનમા તો પ્રારભમા કલેશ પણ થાય છે માટે બીજા સાધન મા ભક્તિ ચક્રવર્તિની છે,

શુદ્ધાદ્વૈત જ્ઞાનનુ ફલ દુ ખનિવૃત્તિ માત્ર છે, તે ઉપરાંત જ્ઞાનનું ફલ નથી

અનુભવનો પણ વાસ્તવિક અવકાશ નથી, ભક્તિમા આત્મા સહિત એકાદશ ઇંદ્રિય અને બાહ્ય પરિકર પણ આનન્દરસનુ અવગાહન કરે છે જ્ઞાનમા માત્ર આત્માનુજ કલ્યાણ થાય છે જ્ઞાન કરતા ભક્તિમા અનુગ્રહ પણ વિશેષ હોય છે ભક્તિમા આરંભમાજ નિસ્સીમ આનન્દ છે પણ જ્ઞાનમા તો પ્રારંભાવસ્થામા અતિ કષ્ટ અને અંતમા માત્ર દુઃખનિવૃત્તિ કે બ્રહ્મના ગણિતાનંદ વિના બીજુ ફળ નથી, શુદ્ધાદ્વૈતીય જ્ઞાની अहं ब्रह्मास्मि આદિ વાક્યવડે અક્ષર બ્રહ્મની ભાવના માત્ર કરે છે પણ ભગવદીય તો तन्मनस्कास्तदालापास्तद्विचेष्टास्तदात्मिका થઈને ભગવાનની સર્વ લીલા પણ સાક્ષાત્ કરવાને સમર્થ થઇ જાય છે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર જ્ઞાન માર્ગમા બાધક પ્રતિબંધક છે તે પણ ભક્તિમા સાધક અનુકૂલ થઇ શકે છે, માટેજ શ્રીભાગવતમા કહ્યુ છે કે काम क्रोध भय स्नेह मैक्य सौहृद मेव च नित्य हरौ विदधतो यान्ति तन्मयता हि ते, गोप्य कामात् ઇત્યાદિ શ્લોકમા પણ એ જ તાત્પર્ય છે જ્ઞાનનુ રક્ષણ વૈરાગ્ય આદિથી કરવામા ન આવે તો જ્ઞાનનુ તિરોધાન થઇ જાય છે પણ ભક્તિનુ તિરોધાન થવાની પણ ભીતિ નથી કેમકે સાક્ષાત્ પ્રભુ પણ ભક્તિનો તિરોભાવ કરી શકતા નથી आनन्द ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ભક્ત કોઇથી પણ ભય પામતો નથી પણ ज्ञानिनामपिचेतांसि देवी भगवती हि सा बलादाकृष्य मोहाय महामाया प्रयच्छति । જ્ઞાનીના ચિત્તને માયાનો ભય રહે છે આ પ્રમાણે ઉત્તમોત્તમ શુદ્ધાદ્વૈત જ્ઞાન કરતા પણ માન વૈદિક માર્ગાદિક ભક્તિનો આટલો ઉત્કર્ષ છે તો केवलेन हि भावेन गोप्यो गाव खगा मृगा न ज्ञान न च वैराग्य प्राय श्रेयो भवेदिह ઇત્યાદિ વાક્યપ્રતિપાદિત સ્વતંત્ર રસાત્મક રસભર નિરૂપાધિ ભક્તિમાર્ગનો ઉત્કર્ષ તો સર્વથા અવર્ણનીયજ છે

એ ભક્તિ પણ બે પ્રકારની છે એક આંતર અને બીજી બાહ્ય

अच्छिद्रसेवनाच्चैव निष्कामत्वात्स्वयोग्यत । द्रष्टु शक्यो हरि सर्व नान्यथा तु कथचन ॥

પોતાની યોગ્ય શક્તિ પ્રમાણે નિરંતર પ્રભુની સેવા કરવાથી શ્રીહરિના સાક્ષાત્ દર્શન થઇ શકે છે સાક્ષાત્ દર્શન વાસ્તે બીજો કોઇ ઉપાય જ નથી અર્થાત્ યોગ્ય શક્તિ પ્રમાણે, નિષ્કામ વૃત્તિપૂર્વક નિરંતર પ્રભુની પ્રેમયુક્ત સેવા કરવી એ આંતર સાધન છે,

આંતર સાધન કરીને પણ બાહ્ય સાધન ન કરવામા આવે તો હીન-મધ્યમાધિકારીનો અનર્થ થઇ જાય માટે બાહ્ય સાધન પણ કરવા, તે આ પ્રમાણે છે

दयया सर्वभूतेषु सतुष्ट्या येनकेनचित् । सर्वेन्द्रियोपशान्त्या च तुष्यत्याशु जनार्दन ॥

પ્રાણી માત્રપર દયા રાખવાથી ભગવદિચ્છાથી જે પ્રાપ્ત થાય તેથી સંતોષ માનવાથી સર્વ ઇંદ્રિય વશમા રાખવાથી શ્રીકૃષ્ણ સત્વર પ્રસન્ન થઇ જાય છે દયા-સંતોષ-અને ઇંદ્રિયનુ સયમન એ ત્રણ બાહ્ય સાધન છે ( તાલીઓ )

એક સ્થળે શ્રીવલ્લભાચાર્યજી એવાજ આશયથી બાહ્ય સાધનનો ઉપદેશ કરે છે કે —

स्वधर्माचरण शक्त्या विधर्माच्च निवर्तनम् । इन्द्रियाश्वविनिग्राह सर्वथा न त्यजेत् त्रयम्

યથા શક્તિ સ્વધર્મનુ આચરણ, વિધર્મમાથી એટલે ભગવાનથી વિમુખ કરાવનાર જીવ કલ્પિત પાખડ ધર્મમાંથી, નિવૃત્તિ અને ઇંદ્રિયરૂપી અશ્વનો નિગ્રહ એ ત્રણ વાત સર્વથા તજવી નહિ." અર્થાત્ આંતર સાધનપરજ દૃષ્ટિ રાખીને પણ

સ્વધર્મે મધ્યમાધિકારીએ આચરવા, વિમુખ ધર્મમાથી નિવૃત્તિ રાખવી, ઇંદ્રિયનુ સયમન રાખવુ એ ત્રણ વાત તો કદાપિ ભૂલવાનીજ નથી (તાલીઓ)

આવા આતર બાહ્ય સાધન યથાશક્તિ કરતા કેવી વૃત્તિ રાખવી તે પણ શ્રીમદાચાર્યજી નિરૂપણ કરે છે

कृष्णे सर्वात्मके नित्य सर्वथा दीनभावना । अहङ्कार न कुर्वीत मानापेक्षा च वर्जयेत् ॥
सर्वथा तद्गुणालाप नामोच्चारणमेव वा । सभायामपि कुर्वीत निर्भयो नि स्पृहस्तत ॥

સર્વના આત્મા શ્રીકૃષ્ણ છે માટે સર્વથા દીનતા રાખવી, અહકાર કરવો નહિ, માનની અપેક્ષા ત્યાગ કરવી સર્વથા પ્રભુના ગુણનો આલાપ કરવો, પ્રભુના નામનો ઉચ્ચાર સભામા પણ કરવો, તેમ કરવામા કોઇ દૈત્ય કે અસુરની ભીતિ પણ રાખવી નહિ, કોઇ લૌકિક વૈદિક ફલની સ્પૃહા પણ રાખવી નહિ (તાલીઓ)

વૈષ્ણવો, આ પ્રમાણે સ્વમાર્ગીય ભક્તિનો ઉત્કર્ષ વૈદિક શાસ્ત્રીય રીતિથી હમે આપ આગળ પ્રતિપાદન કર્યો સ્વમાર્ગની આવી ઉત્તમતાનુ અવગાહન કરી નિજ માર્ગ કેવો સર્વદેશીય છે તેનો વિચાર રાખી શ્રીમદાચાર્ય ચરણે પ્રતિપાદન કરેલી ભક્તિમા જે પ્રમાણે આપ સર્વનુ ચિત્ત આવા કરાળ કલિકાલમા રહી આવ્યુ છે તેજ પ્રમાણે પ્રતિક્ષણ આપ સર્વનુ ચિત્ત શ્રીમત્પ્રભુચરણકમળમાજ રહે એવો અ ત કરણથી આપ સર્વને આશિષ આપી હવે હમારા ભાષણની સમાપ્તિ કરીએ છીએ (તાલીઓ)

## બીજા સભાસદોના ભાષણોનો સાર.

શ્રીમદ્ શ્રી અનિરૂદ્ધાચાર્યજીનુ ભાષણ થઇ રહ્યા પછી નડીઆદની પાઠશાળાના **શાસ્ત્રી** વે શા સ વિષ્ણુશર્માએ ગુરૂભક્તિ વિષે કેટલુક વ્યાખ્યાન કર્યું અને શ્રીમદ્ દેવકીનદનાચાર્યાશ્રિત પ ડિત શકર દયાલુએ બાલ્ય અવસ્થામા લીધેલા પરિશ્રમ વાસ્તે મહારાજશ્રીને અ ત કરણથી ધન્યવાદ આપ્યો સાક્ષરોત્તમ **નગીનદાસ પુરુષોત્તમ** સઘવીએ યથા પ્રસગ સનાતન ધર્મના ઉત્કર્ષ સબધી કેટલાક ઉદ્ગાર કાઢ્યા પછી **મગનલાલ ગણપતરામ** શાસ્ત્રીએ મહારાજશ્રીના વ્યાખ્યાનનો ઉપસહાર કરી, વેદ શ્રીમદ્ભગવદ્ગીતા, તત્ત્વસૂત્ર અને શ્રી ભાગવતના વિશેષ પ્રમાણો આપી ભક્તિનું સામ્રાજ્ય પ્રતિપાદન કરી, ભક્તિના મર્યાદા અને પુષ્ટિ એમ બે ભેદ નિરૂપણ કરી બ ને પ્રકારની ભક્તિ યથાધિકાર શ્રીમદાચાર્ય ચરણે ઉપદેશેલી હોવાથી શ્રીમદાચાર્યજી મર્યાદા અને પુષ્ટિ માર્ગના આચાર્ય અને ચૂડામણિ છે એમ વ્યકત કરી, નિરોધનું સ્વ રૂપ સ્પષ્ટ કરી, શ્રીમદનિરુદ્ધાચાર્યજીને અનેકશ ધન્યવાદ આપ્યા હતા ત્યારબાદ શેઠ ગિરિધરભાઇ જેઠાભાઇએ વૈષ્ણવ પરિષદ્ના ઉદ્દેશોની પ્રશસા કરી મહારાજશ્રીનાજ્ઞાન- ચાતુર્ય અને સૌજન્ય વાસ્તે ધન્યવાદ આપ્યો હતો સમાપ્તિમા શેઠ ધર્મસિંહભાઇએ સમયાનુસાર પ્રાચીન કીર્તન ગાયુ હતુ

શેઠ ચતુર્ભુજ મોરારજી જે પી એ મહારાજશ્રીનો સારી રીતે સત્કાર કર્યા પછી મહારાજશ્રીનો અને શેઠ ચતુર્ભુજ મોરારજી વગેરેનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી.

# ગોસ્વામી શ્રીમદ્ અનિરુદ્ધાચાર્યજીએ દુઃસંગ વિજ્ઞાન વિષે આપેલું વ્યાખ્યાન.



## શેઠ અમરચંદ માધવજીના પુત્ર ભાઇ અમરતલાલે કરેલો ઉપક્રમ.

વૈષ્ણવ બન્ધુઓ, આજે સર્વ આપ જે હમારી આમન્ત્રણ પત્રિકાનો આદર કરી અનેક પ્રવૃત્તિનું વિસ્મરણ કરી, અસન્ત પરિશ્રમ લઇ, અત્ર આવ્યા છો તેથી હમે આપ સર્વના પરમ ઉપકારપાત્ર થયા છીએ શ્રીમદ્ અનિરૂદ્ધાચાર્યજી મહારાજ આવી સ્વલ્પ અવસ્થામા વેદશાસ્ત્ર અને સાપ્રદાયિક ગ્રન્થોનુ અધ્યયન કરી, શ્રવણ કરી, મનન કરી, જે ઉત્તમોઉત્તમ સિધ્ધાતપર આવ્યા છે તે સિધ્ધાતનો ઉપદેશ કરવા બધ્ધપરિકર થયા છે તે અત્યન્ત સ્તુત્ય છે આપણા સપ્રદાયના આચાર્યોને એમની વૃત્તિ અનુકરણ કરવા જેવી છે એમ કહેવામા કોઇ પણ રીતે અતિશયોક્તિ કહેવારો નહિ અધ્યયન કરવુ, એ આચાર્યોનુ પ્રથમ પરમ કર્તવ્ય છે, પરમ ધર્મ છે અધ્યયન કરીને પણ પોતાના શિષ્યોને સરલ ભાષામા પોતાના સિધ્ધાતનુ મર્મ સ્પષ્ટ સમજાવવુ, શુદ્ધ સ્પષ્ટ ઉપદેશ કરવો એ એમનુ દ્વિતીય કર્તવ્ય છે એ બન્ને કર્તવ્યમા એ આચાર્યશ્રીની દક્ષતા જોઇ, એમના ચાતુર્યનો અનુભવ કરી, આપણે સર્વ અત કરણપૂર્વક જેટલા ધન્યવાદ આપીએ એટલા ઓછા છે એ મહારાજશ્રીનુ અધ્યયનાદિ વિષયમા બીજા સર્વે આચાર્યો યુક્ત અનુકરણ કરે તો આપણા ઉજ્જવલ સિદ્ધાતની વિજય પતાકા દશ દિગન્તમા ફરફરે એમ આશા રાખવામા આવે તો તે આપણી આશા નિષ્કારણ નજ કહેવાય શ્રીમદાચાર્ય શ્રી અનિરૂદ્ધલાલજીએ એક ભાષણ સસ્કૃતમા અને ચાર ભાષણ ગુર્જરગિરામા આપી આપણા સપ્રદાયનો ઉત્કર્ષ સિધ્ધ કર્યો છે એ સમ્પ્રદાયના આચાર વિચાર પાળવામા કેવા દુસગ પ્રાપ્ત થાય છે અને એ દુસગથી આપણે આપણુ પરિત્રાણ-

રક્ષણ—કેવી રીતે કરી શકાએ તે આજે શ્રી અનિરૂધ્ધાચાર્યજી આપણુને ઉપદેશ કરે તે શ્રવણ કરી, તેનુ મનન કરવુ, અને મનન કરીને હુ સગમાથી બચવાના જે ઉપાયો આપ પ્રતિપાદન કરે તે ઉપાયનો સમાશ્રય આપણે સર્વેએ સત્વર કરી ઉત્તમોત્તમ ફળપ્રાપ્તિમા વિલમ્બ થવા દેવો જોઇએ નહિ

વૈષ્ણવો, મે આજે આપનો ઘણો વખત લીધો, આપ સર્વ મહારાજશ્રીના વચનામૃતનુ પાન કરવા અત્યન્ત ઉત્સુક થયાજ હશો માટે તન્મયતાથી આચાર્યશ્રીના વચનસુધાનુ પાન કરી આપ સર્વ ત્રિવિધ તાપનુ ઉપશમન કરી અમૃતપદ પ્રાપ્ત કરો, એવી અભિલાષા પ્રકટ સૂચવી, હુ આપ સર્વની અનુજ્ઞા લઇ બેસી જાઉ છુ

## મહારાજશ્રીનું ભાષણ.

### દુઃસગ વિજ્ઞાન પ્રકાર નિરૂપણ.

પરમ ભાગ્યવાન્ વૈષ્ણવો, ભક્તિ સગુણ નથી, પણ નિર્ગુણ છે, એમ વૈદિકમત્રથી સ્પષ્ટ કર્યું ભક્તિનો સર્વોત્કર્ષ સિદ્ધ કર્યો ભક્તિ સપ્રમાણ છે નિરૂપાધિ છે—ઉપાધિ રહિત છે, એમ પણ પ્રતિપાદન કર્યું. સર્વ અષ્ટાદશ વિદ્યાનું તત્ત્વ ભક્તિ છે એમ નિરૂપણ કર્યું ભક્તિ વિના—પ્રભુ ભક્તિ વિના, અન્ય કાઈ આર્ય—સુધર્મ હોઇ શકે નહિ, એ પણ દિગ્દર્શન આપ સર્વને કરાવ્યુ અનેકાનેક દૃષ્ટિ બિન્દુથી ધર્મવિચાર અનેક પ્રકારે થઇ શકે છે આપણા દૃષ્ટિ બિન્દુથી ધર્મના ત્રણ ભાગ માનના લૌકિક, વૈદિક અને ભગવદ્ધર્મ એમ ત્રિવિધ ધર્મ છે આ લોક સિદ્ધ કરનાર સર્વ ધર્મનો સમાવેશ લૌકિક ધર્મમા થાય છે, તે લૌકિક ધર્મ સર્વથી હીન છે લૌકિક કરતા વૈદિક ધર્મ ઉત્કૃષ્ટ છે સદાચાર પૂર્વક વર્ણાશ્રમ ધર્મનુ રક્ષણ કરવુ એ વૈદિક ધર્મનુ પરમ રહસ્ય છે ભગવાનની વાણીમાથી જે વૈદિકી અથવા મર્યાદિકી સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે તે વૈદિક સૃષ્ટિનુ કલ્યાણ વૈદિક ધર્મ વિના કદાપિ થઇ શકતુ નથી. માટે જ શ્રીમદ્વલ્લભાચાર્યજી પુષ્ટિપ્રવાહ મર્યાદ નામના ગ્રથમા આજ્ઞા કરે છે કે, वेदस्य विद्यमानत्वात् मर्यादापि व्यवस्थिता વેદ માર્ગ વિદ્યમાન હોવાથી મર્યાદામાર્ગ પણ એક પ્રવાહથી જુદો માર્ગ છે એમ વ્યવસ્થા થાય છે આગળ શ્રીમદ્વલ્લભાચાર્યજી પ્રતિપાદન કરે છે કે इच्छामात्रेण मनसा प्रवाह सृष्टवान् हरि वचसा वेदमार्ग हि पुष्टिं कायेन निश्चय। सोऽकामयत ઇત્યાદિ શ્રુતિમા નિરૂપણ કરેલી સામાન્ય ઇચ્છા માત્રથી મન

વડે લૌકિક આસુર પ્રવાહિક સૃષ્ટિ શ્રીહરિએ પ્રગટ કરી, વાણીવડે શ્રીહરિએ વેદ માર્ગ પ્રકટ કર્યો અને શ્રીઅંગ વડે પુષ્ટિ માર્ગ પ્રકટ કર્યો, એ નિશ્ચય છે એમા લેશ માત્ર પણ સદેહ નથી ફ્ન નિરૂપણ કરતા પણ શ્રીમદાચાર્યજી સ્પષ્ટ આજ્ઞા કરે કે मूलेच्छात फल लोके वेदोक्त वैदिकेऽपि च પ્રવાહમાર્ગસ્થને લૌકિક ફ્ન મૂળ ઇચ્છા માત્રથીજ પ્રાપ્ત થાય છે અને વેદોક્ત ફ્લની પ્રાપ્તિ વૈદિક માર્ગનુ અવલમ્બન કરનારને થાય છે અર્થાત્ મર્યાદિકી સૃષ્ટિનુ કલ્યાણ થવા સારૂ તેને વેદ વિના ઇતર ઉપાય નથી માટે વૈદિક માર્યાદિક જીવોએ સદાચારપૂર્વક વર્ણાશ્રમ ધર્મનુ પ્રતિપાલન કરી, યથાશક્તિ અગ્નિહોત્રાદિ પચ નિત્ય નિષ્કામ યજ્ઞનુ આચરણ કરી, સર્વ વૈદિક કર્મ ઈશ્વર સમર્પણ કરી, જગત્ માત્ર જીવ માત્ર બ્રહ્મનો અશ છે એમ અખડ શુદ્ધ અદ્વૈત વેદાત સિદ્ધાતનુ શ્રવણ મનન અને નિદિધ્યાસ કરી, સમાપ્તિમા બ્રહ્મ સાયુજ્ય પ્રાપ્ત કરવુ યુક્ત છે વૈદિક ધર્મનો પ્રારમ્ભ વર્ણાશ્રમરૂપ સદાચારથી જ થાય છે અને તેનુ સામાન્યશ પર્યવસાન આ પ્રમાણે બ્રહ્મ સાયુજ્યમાં થાય છે આ વૈદિક માર્યાદિક જીવપર પણ પ્રભુ દયા કરે–અનુગ્રહ કરે તો બ્રહ્માનન્દમાથી પણ એ જીવનો પુન ઉદ્ધાર કરી અપ્રાકૃત અલૌકિક દિવ્ય દેહ, પ્રાણ, ઇંદ્રિય, અત કરણનુ દાન કરી ભગવદ્ભક્તિરસનો વ્યાપી વૈકુ ધામમા અનુભવ કરાવે છે માર્યાદિક વૈદિક માર્ગની વિરત સમાપ્તિ વર્ણાશ્રમ ધર્મપૂર્વક, પ્રભુ માહાત્મ્ય જ્ઞાન પૂર્વક, પ્રભુ ભક્તિમા જ થાય છે એવા વૈદિક ભક્તને પણ પ્રભુભક્તિ પ્રાપ્ત થાય છે ત્યારે તે મર્યાદામાર્ગીય પુષ્ટિ ભક્ત કહેવાય છે દેવર્ષિ નારદ આદિ ભક્ત મર્યાદામાર્ગીય પુષ્ટિ ભક્ત કહેવાય છે વૈષ્ણવો! આપે ધ્યાનમા લીધુ હશે કે મર્યાદાના માર્ગનો પ્રારમ્ભ વર્ણાશ્રમ ધર્મથી થાય છે છતા તેનું પણ વાસ્તવિક પર્યવસાન તો ભગવદ્ભક્તિમાજ થાય છે, અર્થાત્ આ વૈદિક ભક્ત ક્રમશ ક્રમશ દૈહિક ધર્મમાથી આત્મધર્મનુ અવલમ્બન કરે છે, અને તેમા પણ કૃપાવિશિષ્ટ વૈદિક જીવ ભગવદ્ધર્મનું અવલમ્બન કરે છે પરતુ આ વૈદિક મર્યાદા, સાધન, પ્રમાણ, આર્ય માર્ગથી અત્યત વિલક્ષણ પણ એક માર્ગ છે જેને આપણા શ્રીમદાચાર્યજી "પુષ્ટિ માર્ગ" સજ્ઞા આપે છે જ્યા મર્યાદા માર્ગની સમાપ્તિ થાય છે ત્યાથી એ પુષ્ટિ માર્ગનો પ્રારભ થાય છે વૈદિક માર્ગનુ પર્યવસાન પ્રભુ ભક્તિમા થયુ, પરતુ પુષ્ટિ માર્ગનો તો પ્રારભ ભગવદ્ધર્મથીજ થાય છે અસાધારણ ભગવત્કૃપાપાત્રનો પુષ્ટિ માર્ગમા અગીકાર પ્રભુ કરે છે એ ઉત્તમોત્તમ પુષ્ટિભક્તનો ભગવદ્ધર્મ ઉત્કૃષ્ટોત્કૃષ્ટ છે

લૌકિક ધર્મ કરતા વૈદિક ધર્મ ઉત્તમ છે પરતુ ભગવદ્ધર્મ સર્વોત્તમ, ઉત્તમો ત્તમ છે, ઉત્કૃષ્ટોત્કૃષ્ટ છે ભગવદ્દભક્તિ વિના ઇતર કોઇ આર્યસુધર્મ હોઇજ ન શકે એ હવે આપના ધ્યાનમા આવ્યુ હશે આ પ્રકારે આર્યસુધર્મ રૂપ ભગવદ્દભક્તિ ભગવદ્ધર્મ આચરણ કરવામા, સામાન્ય કૃપાપાત્રોને કેટલાક દુ સગ પ્રાપ્ત થાય છે. તે દુ સગ કેવા પ્રકારના છે અને તે દુ સગમાથી કયે પ્રકારે બચી શકાય એ સર્વ વિચાર કરવો હવે પ્રાપ્ત થાય છે, માટે આજના વ્યાખ્યાનનો વિષય દુ સગવિજ્ઞાન પ્રકાર નિરૂપણ રાખવામા આવ્યો છે,

દુ સગમાથી જીવનુ રક્ષણ કરવાને માટે વેદ, ગીતા, સૂત્ર, સમાધિભાષા પ્રવૃત્ત થયા છે એ સર્વ સિદ્ધાન્તનુ મથન કરી શ્રીમદાચાર્યજીએ દુ સગનું વર્ણન નિબંધ સુબોધિન્યાદિ મહાગ્રથોમા અને શ્રી કૃષ્ણાશ્રય આદિ લઘુ ગ્રથોમા કર્યું છે શ્રીમદ્દ્રાકપતિ શ્રીવલ્લભાધીશની અગાધ વાણીમા જે જીવનો પ્રવેશ ન થઇ શકે તેના ઉપર પણ શ્રીમદ્દગોસ્વામી શ્રી હરિરાયજીએ દુ સગ વિજ્ઞાન પ્રકાર નિરૂપણ નામનો સ્વતત્ર ગ્રથજ કર્યો છે એ આખા ગ્રથનુ વ્યાખ્યાન કરી દુ સગનું સ્વરૂપ આપ સર્વને યથાર્થ સમજવી દુ સગમાથી આપ સમસ્ત વૈષ્ણવોનુ પરિરક્ષણ કરવુ એ હમારૂ પરમ કર્તવ્ય છે, હમારો પરમ ધર્મ છે, પરતુ આજે તેટલો બધો અવકાશ આપ સર્વને નથી, માટે યથાસમય યથાવકાશ ઉપયુક્ત શ્લોકોનુ તે ગ્રથમાથી ગ્રહણ કરી, સુક્તિ પ્રયુક્તિથી હમે દુ સગ વિજ્ઞાનના પ્રકારનુ નિરૂપણ આજે કરીશુ એ દુ સગ વિજ્ઞાનનો પ્રકાર નિરૂપણ કરવામા, હમે કોઇપણ વ્યક્તિપર કે કોઇ પણ સ્થાપર દ્વેષથી પ્રવૃત્ત થતા નથી પરતુ હમારા શ્રીમદાચાર્યજીના પુષ્ટિ માર્ગમા જે જીવનો શરણ મત્રથી અને બ્રહ્મસબધથી અગીકાર થઇ ચુકયો છે, તે નિજભક્તોને પ્રભુ પ્રાપ્તિ કરવામાં વિઘ્ન ન થાય, નિજજનોની સર્વ ભ્રાન્તિ નિવૃત્ત થઇ જાય, એજ આકાક્ષાથી હમે આ વિષયપર પ્રવૃત્ત થયા છીએ

પૂર્વોક્ત ગ્રથમા શ્રીમદ્દવલ્લભાધીશને વદન કરી શ્રી હરિરાયજી ઉપક્રમ કરે છે કે

अथ श्रीवल्लभाचार्यकृपया स्फुरति हृदि ।

स्वीयानामभ्रमार्थाय किंचिदत्र निरूप्यते ॥

શ્રીમદાચાર્યચરણની કૃપાથી હૃદયમા સ્ફૂર્તિ થાય છે, હૃદયમા જે સિદ્ધાન્ત સ્ફુરાયમાન થાય છે, તે સિદ્ધાંત, નિજજનોની ભ્રાન્તિ નિવૃત્ત કરવા, અત્ર કાઇક નિરૂપણ કરવામા આવે છે શ્રીમદ્દભગવદ્દગીતાના સોળમાધ્યાયમાં

द्वौभूतसर्गौ लोकेस्मिन् શ્લોકમાં દૈવી અને આસુરી બે પ્રકારના જીવો બતાવેલા છે અને એજ ગીતા શાસ્ત્રના એજ અધ્યાયમાં दैवी सम्पद्विमोक्षाय निबन्धायासुरीमता એમ આજ્ઞા કરી, શ્રીકૃષ્ણચંદ્રે જ વ્યવસ્થા કરી આપી છે કે આસુર પ્રાવાહિક જીવને બંધ—સંસાર બંધ—પ્રાપ્ત થાય છે અને દૈવ જીવને મોક્ષ પ્રાપ્ત થાય છે પ્રાવાહિક આસુરી જીવો મુક્તિના અધિકારીજ નથી એટલે તે જીવો વિષે વિચાર કરવાની આવશ્યકતા નથી માત્ર દૈવી જીવ મોક્ષરૂપ પુરૂષાર્થ સિદ્ધ કરવામાં અધિકારી છે માટે એ દૈવી જીવ સંબંધી વિચાર કરવો પ્રાપ્ત થાય છે દૈવ જીવ પણ મર્યાદા અને પુષ્ટિ એમ બે પ્રકારના છે તેમા જેમનો અંગીકાર વૈદિક મર્યાદા માર્ગમા છે તેને પ્રાય સાયુજ્ય પ્રાપ્તિ પર્યન્ત ફળ પ્રાપ્ત થાય છે પરંતુ જે દૈવશિરોમણિ પરમ કૃપાપાત્ર ભક્તનો અંગીકાર ભક્તિમાર્ગમા થયલો છે તે જ શ્રીપુરૂષોત્તમને પ્રાપ્ત કરી શકે છે શ્રીમદ્ભાગવતમા સ્પષ્ટ છે કે मुक्तिं ददाति कर्हिचित्स्म न भक्तियोगम् । देवेष्वपि च जीवेषु यदङ्गीकरणं पुनः भक्तिमार्गे त एवात्र प्राप्स्यन्ति पुरुषोत्तमम् ઇત્યાદિ મહાનુભાવી શ્રીહરિરાયજીના વચન પણ આ વિષયમા પ્રમાણ છે વૈદિક ધર્મ માત્રમાંજ કે વૈદિક શુદ્ધ અખંડ બ્રહ્મમા રમમાણ જે માર્યાદિક જીવો નિમગ્ન રહે છે તેને બ્રહ્મ સાયુજ્ય ઉપરાંત ફળ કદાપિ પ્રાપ્ત થતું નથી. બ્રહ્મ સાયુજ્યના પણ અધિકારી સર્વ વૈદિક જીવો નથી જેઓ સકામ કર્મનું આચરણ કરે છે તેઓને માત્ર સ્વર્ગ પ્રાપ્તિજ થાય છે માટેજ શ્રીમદ્ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણચંદ્રે આજ્ઞા કરી છે કે

> त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
> ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नन्ति दिव्यान् दिवि देवभोगान् ॥
> ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।
> एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥

સ્વર્ગમા પણ તે ફલનો ઉપભોગ કરી પુણ્ય ક્ષીણ થઈ જાય છે એટલે પાછા મનુષ્ય લોકમા પડે છે અર્થાત્ સકામ કર્મ કરનારને સંસાર જ પુન પુન પ્રાપ્ત થાય છે પરંતુ સકામ કર્મમાંથી નિવૃત્ત થઇ, નિષ્કામ કર્મનુ આચરણ જો તે વૈદિક માર્યાદિક જીવ કરે, અર્થાત્ જે કર્મ કરે તે સર્વ કર્મનુ સમર્પણ શ્રીહરિને કરે, यज्ञो वै विष्णुः શ્રુતિનો અભિપ્રાય યથાર્થ સમજી ब्रह्मार्पणं ब्रह्म हवि શ્લોકમા જે કર્મ કરવાનું પ્રકરણ નિરૂપણ કરેલુ છે તે પ્રકારે કર્મ કરે તો सुष्ठु अर्ज्यते इति स्वर्गं એમ આત્માનન્દરૂપ સ્વર્ગ

પ્રાપ્તિ થાય છે એટલે નિષ્કામ કર્મ કરનારને સત્ત્વગુણોદયરૂપ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે માટે જ શ્રીમદ્વલ્લભાચાર્યજીએ સ્વર્ગનો અર્થ તત્ત્વદીપ નિબંધમા દ્વિતીય સર્વનિર્ણય પ્રકરણમા આત્માનન્દ કર્યો છે अत आत्मसुख वाक्ये वाच्य तस्य स्वतो भवेत् शुद्धे सत्त्वगुणोद्रेक स्वर्गो सत्वगुणोदय अतस्तदेव हि फल कामाभावेऽपि सिध्यति। નિષ્કામ કર્મ આચરનારની રાજસ તામસ વૃત્તિ શાત પડી જાય છે અને સત્ત્વગુણનો ઉદય થઇ જાય છે સત્વગુણનો ઉદય થવાથી આત્મસુખ રૂપ સ્વર્ગની પ્રાપ્તિ નિષ્કામ કર્મ કરનારને થાય છે અર્થાત્ નિષ્કામ કર્મ કરનારની પુનરાવૃત્તિ સસારમા થતી નથી અર્થાત્ રાજસ તામસ વૃત્તિથી પરાભવ પામી જઇ જીવ સકામ કર્મ કરે તો એ વૈદિક કર્મ માર્ગમા, વૈદિક ધર્મ માર્ગમા, સકામ વૃત્તિ જ મોટો દુસગ છે માટે વૈદિક કર્મ માર્ગસ્થ જીવોએ સકામવૃત્તિરૂપ દુસગનો ત્યાગ કરી, નિષ્કામ ધર્મ આચરણ કરી, સત્વગુણનો ઉદય સિદ્ધ કરી, આત્મસુખ પ્રાપ્ત કરવુ

વૈદિક કર્મમાર્ગીય દુસગનુ નિરૂપણ કર્યું હવે વૈદિક જ્ઞાનમાર્ગીય દુસગનો વિચાર કરીએ શ્રીમદ્ ભગવદ્ગીતામા જ્ઞાનના ત્રણ પ્રકાર અષ્ટાદશાધ્યાયમા નિરૂપણ કર્યાં છે તામસ, રાજસ અને સાત્વિક એમ ત્રણ પ્રકારનું જ્ઞાન છે.

यत्तु कृत्स्नवदेकस्मिन् कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्प च तत्तामसमुदाहृतम् ॥

આ સ્થળે અમૃત તરગિણી નામની આપણા સપ્રદાયની ટીકામા આ પ્રમાણે વ્યાખ્યાન કર્યું છે

यत् एकस्मिन् कार्ये भक्ते लीलास्वरूपे वा कृत्स्नवत् पूर्णवत् न तु सर्वलीलासामान्या दिविशिष्टाविर्भूतभगवदनुभवानन्दभगवद्रूपत्वेन सक्तम् असक्तम् । अहैतुक भगव-दाकारत्वेन तत्स्मारकानन्दानुभवोपपत्तिरहितम् । अतत्त्वार्थवत् भगवदाविर्भाववियुक्तम् । अल्प परिच्छिन्न स्वरूपत फलतश्च तज्ज्ञान तामस निष्फल विपरीतफल वा उदाहृतम् ॥

જે જ્ઞાન આવિર્ભાવક્રમમા ઉપયુક્ત ન થાય, નિષ્ફળ થાય અથવા જે જ્ઞાનમા અત્યત અભિનિવેશથી વિપરીત ફળ પ્રાપ્ત થાય એવુ એકદેશીય જ્ઞાન તામસ કહેવાય છે, જે અપૂર્ણ હોય છે, એકદેશીય હોય છે, છતા તેનેજ પરિપૂર્ણ માને છે તેને તામસ જ્ઞાન કહે છે જે જ્ઞાનમા ભગવત્સબધ નથી તે જ્ઞાન તામસ જ્ઞાન થઈ જાય છે જે જ્ઞાન ભગવદાનન્દનું સ્મ

રણુ કરાવી ભગવાન્ તરફ જવામાં ઉપયુક્ત નથી તેવા જ્ઞાનને તામસ જ્ઞાન કહે છે જીવમાં જે ભગવદાનન્દ ગુપ્ત (તિરોહિત) થઇ ગયો છે તે ભગવદાનન્દનું પ્રાકટ્ય કરવાને જે જ્ઞાન સમર્થ નથી તે જ્ઞાન તામસ કહેવાય છે જે જ્ઞાનનુ સ્વરૂપ અને જે જ્ઞાનનું ફલ, અલ્પ, પરિચ્છિન્ન છે, તે જ્ઞાન તામસ કહેવાય છે સામવેદના છાંદોગ્ય ઉપનિષદ્મા સપ્તમ પ્રપાઠકમા દ્વાવિંશ ખડમા કહ્યુ છે કે

यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति ।

જે ભૂમા છે, જે પુષ્કળ છે, જે અપરિચ્છિન્ન છે, જે દેશથી, કાળથી, વસ્તુથી, સ્વરૂપથી પરિચ્છેદ રહિત છે એવો અપરિચ્છિન્ન સર્વાત્મભાવરૂપ પદાર્થ સુખરૂપ છે. અલ્પમા કાંઇ સુખજ નથી શ્રીમદ્વલ્લભાચાર્યજી આજ્ઞા કરે કરે છે કે ભગવાનના માહાત્મ્યનુ જ્ઞાન લેવુ એ વાસ્તવિક માહાત્મ્યજ્ઞાનપૂર્વક ભગવદ્ભજન કરવામા તામસ જ્ઞાન એ પ્રકારે પ્રતિબંધક છે.

प्रपचमेव मिथ्येत्युक्त्वा शुद्ध भजन वारयन्ति तथान्ये जीवं व्यापकमुक्त्वा ॥

કેટલાક તામસ જ્ઞાનીઓ મોટા મોટા મોહક ગ્રંથો લખી એવો ઉપદેશ કરે છે કે આ જગત્ બ્રહ્મરૂપ નથી, બ્રહ્મનો અંશ નથી પણ મિથ્યા છે આ જગત્ તો માત્ર જીવની અવિદ્યાવડે ભાસે છે એમ તેઓ કહી લોકને મોહ કરે છે પરંતુ શુદ્ધ ચિત્ત પૂર્વક આપ વિચાર કરશો તો આપ સર્વનો વિનિશ્ચય થશે કે બ્રહ્મ સત્ય છે માટે બ્રહ્મની ઇચ્છામાથી બ્રહ્મની વાણીમાથી અથવા બ્રહ્મના અંગમાથી જે આ જગત્ પ્રસક્ષ અવિર્ભાવ પામ્યુ છે તે મિથ્યા નથી પણ બ્રહ્મરૂપ છે, બ્રહ્મનો અંશ છે માટેજ વેદમા છાંદોગ્ય ઉપનિષદ્માં ષષ્ઠ પ્રપાઠકમાં ઉદ્દાલક મુનિએ નવ વાર ઉપદેશ કર્યો છે કે

ऐतदात्म्यमिदं सर्वं तत्सत्यं स आत्मा तत्त्वमसि श्वेतकेतो

હે શ્વેતકેતુ! આ સર્વ જગત્ આત્મ્ય છે, આત્મારૂપ છે, પરમાત્મારૂપ ભગવદ્રૂપ છે, અને જગત્ ભગવદ્રૂપ હોવાથીજ સત્ય છે, મિથ્યા નથી જેમ જગત્ પણ બ્રહ્મરૂપ હોવાથી સત્ય છે તેમ તું પણ બ્રહ્મનો અંશ હોવાથી બ્રહ્મરૂપ છે.

આ સ્થળે જગત્ અને જીવ સર્વનુ આત્મત્વ પ્રતિપાદન કરી પદાર્થમાત્રનું બ્રહ્મત્વ પ્રતિપાદન કર્યું છે તેને બદલે માત્ર આખા વાક્યમાથી तत्त्वमसि વાક્ય ઉપાડી લેવુ, અને तत्त्वमसि વાક્યનો પણ અભિધા મુખ્ય શક્તિથી જે અર્થ થાય તે ન કરતા, તે તત્ત્વમસિ વાક્યવડે પણ ભાગત્યાગ લક્ષણા કરી જીવનો

અને બ્રહ્મને માયિક અભેદ સિદ્ધ કરવો, જગતનુ સત્યત્વ આચ્છાદન કરી નાખી તેને અસત્ય કહેવુ, મિથ્યા કહેવુ, માયામાત્ર કહેવુ, એ બ્રાંતિ તામસ જ્ઞાન કહેવાય છે ભગવદ્ગીતામા મમૈવાંશો જીવલોકે જીવભૂત સનાતન ઈત્યાદિ વાકયમા અને તત્ર સૂત્રમા અંશો નાનાવ્યપદેશાત્ ઈત્યાદિ સૂત્રમા જીવને સ્પષ્ટ બ્રહ્મનો અંશ જણુાવ્યો છે છતા જીવને બ્રહ્મનો અંશ ન માનતા જીવને જ બ્રહ્મમાની જીવ કરતા અધિક બ્રહ્મ નથી એમ બીજા તામસ જ્ઞાની ઉપદેશ કરે છે વસ્તુત જીવ તો બ્રહ્મનો અંશમાત્ર છે અંશ હોવાથી જીવ બ્રહ્મથી ભિન્ન નથી પણુ તેથી જીવ અને બ્રહ્મ સમાન જ છે એમ કુતર્ક કરવો યુક્ત નથી સૂત્રકાર પોતે જ પ્રતિપાદન કરે છે કે અધિક તુ ભેદનિર્દેશાત્ બ્રહ્મ પ્રકટ પૂર્ણુ સદ્રૂપ ચિદ્રૂપ આનદરૂપ હોવાથી, પરિપૂર્ણુ હોવાથી, સર્વથી અધિક છે. જગત્ અને જીવ બને કરતાં બ્રહ્મનુ આધિકય સ્પષ્ટ સૂત્રમા નિરૂપણુ કર્યાં છતા, જગત અને જીવરૂપ અંશ કરતા અંશી બ્રહ્મનુ આધિકય પ્રતિપાદન કરેલુ હોવા છતા, તામસ જ્ઞાની એમ બતાવે છે કે જીવ કરતાં કોઈ અધિક ઉપરિ બ્રહ્મ જ નથી જીવ સ્વત જ બ્રહ્મ છે અને બ્રહ્મ સર્વવ્યાપક છે એટલે જીવ પણુ સર્વવ્યાપક છે. એ બ્રાંત કલ્પના છે તત્ર સૂત્રમા અવિરોધાધ્યાયના તૃતીય ચરણુના ઓગણીસમા उत्क्रान्तिगत्यागतीना સૂત્રથી લઈ ૩૨ મા સૂત્ર પર્યંત બારમા અધિકરણુમા સૂત્રકારે જીવ બ્રહ્મવત્ સર્વવ્યાપક નથી પરતુ જીવ તો અણુમાત્ર છે એમ સિદ્ધ કર્યાં છતા જીવને વ્યાપક મનાવી તે તામસી જ્ઞાની ભગવન્માહાત્મ્ય જ્ઞાનમા પ્રતિબધ કરે છે શ્વેતાશ્વતર ઉપનિષદ્મા ષષ્ઠાધ્યાયમા સ્પષ્ટ કહ્યુ છે કે न तस्य कार्यं करण च विद्यते न तत्सम श्चाभ्यधिकश्च दृश्यते । परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च । બ્રહ્મની બરોબર કોઈ નથી, બ્રહ્મની અધિક પણુ કોઈ નથી છતા જીવને બ્રહ્મની બરોબર માને છે તામસજ્ઞાની બ્રહ્મપ્રતિપાદક વાકય જીવને લગાડી જીવને વ્યાપક માને છે તે યોગ્ય નથી. જીવ વ્યાપક નથી પરતુ અણુમાત્ર છે એમ સ્પષ્ટ ઉપનિષદ્મા કહ્યુ છે बालाग्रशतभागस्य शतधा कल्पितस्य तु भागो जीव स विज्ञेय । વાલના અગ્રભાગના શતભાગ–સો ભાગ કરી તેનો એક ભાગ લઈ તેના પાછા શતભાગ સો ભાગ કરીએ એટલો પરમાણુ જીવ છે અર્થાત્ બ્રહ્મવત્ જીવ સર્વવ્યાપક નથી પરતુ માત્ર અણુ છે, પરમાણુ છે અન્યત્ર પણુ સ્પષ્ટ કહ્યુ છે કે एषोऽणुरात्मा चेतसा वेदितव्य એ જીવ માત્ર અણુ છે અને ચિત્તથી જ તેનુ જ્ઞાન થઈ શકે છે. વૈષ્ણવો! તામસ જ્ઞાની જગતને મિથ્યા બતાવે છે અને જીવને વ્યાપક બનાવે છે માટે જગતને મિથ્યા બતાવનાર અને જીવને વ્યાપક માનનાર તામસ

જ્ઞાનીઓનુ તામસ જ્ઞાન ભગવન્માહાત્મ્યજ્ઞાનમા પ્રતિબંધક હોવાથી તે તામસ જ્ઞાનનો ત્યાગ કરવો જ યુક્ત છે ભગવદ્ભક્તિમા આ તામસ જ્ઞાન કરતા બીજો કોઈ મોટો પ્રતિબધ જ નથી માટે આ તામસ જ્ઞાનરૂપ દુ સગનુ સ્વરૂપ વિસ્તાર પૂર્વક પ્રતિપાદન કર્યું જગતુને મિથ્યા માનનાર અને જીવને વ્યાપક માનનાર જ્ઞાન વાસ્તવિક નથી તામસ છે એમ વિનિશ્ચય કરી તમે સર્વ તામસ જ્ઞાનના વિક્ષેપ અને આવરણથી નિત્ય દૂર જ રહેશો એમ હમે આશા રાખીયે છીયે

આ તામસ જ્ઞાન બે પ્રકારનુ છે એક અત્યત અવૈદિક અને બીજુ વેદાર્થના આભાસ રૂપ જે અવૈદિક લોક છે તે તો વેદને પણ પ્રમાણ માનતા નથી એટલે તેમનું જ્ઞાન કેવળ લૌકિક પ્રાવાહિક છે, એ તામસ જ્ઞાન આત્યતિક પ્રાવાહિક છે, માટે તે અવૈદિક પ્રાવાહિક લોકિક તામસ જ્ઞાનની ઉપેક્ષા જ કરવી યોગ્ય છે

બીજા તામસી જ્ઞાની વેદને માનવાનો ડોલ કરે છે, પણ વેદના શુદ્ધ નિર્દોષ અર્થનુ આચ્છાદન કરી નાંખી, ઢાકી નાખી, પોતાના કલ્પિત અર્થ વૈદિક મન્ત્રમાથી મારી મચડીને કાઢે છે, અક્ષરહત્યા કરે છે, વર્ણહત્યા કરે છે, પદ હત્યા કરે છે, વાકયહત્યા કરે છે, બ્રહ્મહત્યા કરે છે વેદાર્થરૂપ બ્રહ્મહત્યા કરનાર તામસ જ્ઞાનમા માયાવાદ, ન્યાય, સાખ્ય ઇત્યાદિ સર્વ કલ્પિત શાસ્ત્રનો સમાવેશ થાય છે આ સર્વ વાદી વેદને પ્રમાણ માને છે પણ વેદમા પ્રભુનું માહાત્મ્યજ્ઞાન સ્પષ્ટ છે છતા તે ન બતાવતા માયાનું પરમાણુનુ કે પ્રકૃતિનુ માહાત્મ્ય બતાવે છે માટે એ સર્વ ભ્રાન્ત છે શ્રીમદ્વલ્લભાચાર્યજી આજ્ઞા કરે છે કે,

केचिदत्रातिविमलप्रज्ञा श्रौतार्थबाधनम् ।
कृत्वा जगत्कारणता दूषयन्ति हरौ परे ॥
अनाद्यविद्यया बद्ध ब्रह्म तत्किल कारणम् ।
स्वाविद्यया ससरति मुक्ति कल्पितवाक्यत ॥
एव प्रतारणाशास्त्र सर्वमाहात्म्यनाशकम् ।
उपेक्ष्य भगवद्भक्तै श्रुतिस्मृतिविरोधत ॥
यतो तदादरो मुख्यो फल वैमुख्यतरतम ॥

માયાવાદ વિષે આ પ્રમાણે નિર્ણય આપી શ્રીમદાચાર્યજી બીજા ન્યાય સાખ્ય આદિ મોહક તામસ શાસ્ત્ર વિષે અભિપ્રાય આપે છે કે,

मोहार्थान्यन्यशास्त्राणि कृते कृत्वा तदिच्छया ।
देवादौ कल्पितान्येव तदुक्तं सर्वथा मृषा ॥

वेदमार्गविरोधेन येषां करणमप्यपि ।
तेहि पाषण्डिनो ज्ञेया नाशार्थं वेदवेदिनः ॥

જ્યારે પ્રકૃતિવાદ, માયાવાદ, અવિદ્યાવાદ, પરમાણુવાદ, પણ આટલા તામસ છે તો આજ કાલના અત્યંત પ્રાકૃત બ્રાહ્મણો સ્વામીનો વેષ ધારણ કરી, ઈશ્વર નિરાકાર છે, ઈશ્વરને મૂર્તિજ ન હોય, અવતારજ ન હોય, ઇત્યાદિ કુતર્ક કરે છે તે કુતર્ક માત્ર અત્યંત તામસ જ્ઞાનનુંજ પરિણામ છે એ સુસ્પષ્ટ છે.

વૈષ્ણવો! આ તામસ જ્ઞાન ભગવત્પ્રાપ્તિમા અત્યંત પ્રતિબન્ધ છે માટે આપ કોઈ પણ જ્ઞાનીનો સંગ કરો ત્યારે પહેલા તેનું જ્ઞાન તામસ છે કે રાજસ છે કે સાત્વિક છે તેની પરીક્ષા કરી નિશ્ચય કરજો. એ નિશ્ચય કરવામા આપે માત્ર બે પ્રશ્ન ધ્યાનમા રાખવા પ્રથમ પ્રશ્ન કરવો કે જગતને વસ્તુત મિથ્યા માનો છો? જો ઉત્તર એમજ મળે કે જગત્ વસ્તુત મિથ્યાજ છે તો નિશ્ચય કરી લેવો કે એ પુરુષનું જ્ઞાન તામસ છે માટે આપણા ઉપયોગમા લેશ માત્ર પણ આવે તેમ નથી બીજો પ્રશ્ન એમ કરવો કે જીવ સર્વવ્યાપક છે? જો ઉત્તર એમજ મળે છે કે જીવ પણ સાક્ષાત્ બ્રહ્મ છે, એટલે બ્રહ્મ વ્યાપક હોવાથી જીવ પણ સર્વવ્યાપક છે તો પછી જીવને વ્યાપક માનનાર જ્ઞાન તામસ છે એમ સમજી તે જ્ઞાનની ઉપેક્ષા કરવી વૈદિક સિદ્ધાંત જગતને સત્ય ભગવત્કાર્ય ભગવદ્રૂપ માને છે, અને જીવને પણ ભગવદંશ માની, જીવને સર્વ વ્યાપક ન માનતા, માત્ર પરમાણુ માને છે, એની વિસ્મૃતિ કરવી નહિ.

તામસ જ્ઞાનમા ઘણા જન્મ પર્યંત અથડાયા પછી પુરુષને રાજસ જ્ઞાન પ્રાપ્ત થાય છે એ રાજસ જ્ઞાન તામસ જેટલું હીન નિકૃષ્ટ નથી, પણ મધ્યમ છે શ્રીકૃષ્ણ શ્રીભગવદ્ગીતામા રાજસ જ્ઞાનનું સ્વરૂપ બતાવે છે કે,

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान् पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥

વસ્તુત સર્વ પદાર્થ બ્રહ્મમાથી આવિર્ભાવ પામ્યા છે, પ્રકટ થયા છે એ સર્વ વસ્તુ બ્રહ્મનોજ અંશ હોવાથી બ્રહ્મરૂપ છે એ પ્રમાણે સાત્વિક જ્ઞાન પર્યંત ન પહોચતા જે એમ બતાવે છે કે બ્રહ્મ પૃથક્ છે, જીવ પૃથક્ છે, જગત્

પૃથક્ છે તે જ્ઞાન રાજસ કહેવાય વસ્તુ માન બ્રહ્મનો અશ છે અને જેમ સુવર્ણખડ અને સુવર્ણ પૃથક્‌-ભિન્ન-કહેવાય નહિ તેજ પ્રમાણે બ્રહ્મ અને બ્રહ્મના અશરૂપ જીવ-જગત્ પૃથક્ નથી, ભિન્ન નથી વસ્તુ માત્ર બ્રહ્મનો અશ છતા તે સર્વને બ્રહ્મથી પૃથક્ માનવુ એ રાજસ જ્ઞાન છે એ રાજસ જ્ઞાન પણ મધ્યમ છે માટે તેથી પણ ઉત્કૃષ્ટ સાત્વિક જ્ઞાન પ્રાપ્ત કરવુ શ્રી કૃષ્ણ સાત્વિક જ્ઞાનનું સ્વરૂપ આ પ્રમાણે કહે છે

सर्वभूतेषु येनैक भावमव्ययमीक्षते ।
अविभक्त विभक्तेषु तज्ज्ञान विद्धि सात्विकम् ॥

સર્વ પદાર્થ બ્રહ્મનો અશ હોવાથી બ્રહ્મરૂપ છે ભિન્ન પદાર્થમા પણ અભેદ બુધ્ધિ રાખવી ભિન્ન પદાર્થ પણ સમસ્ત બ્રહ્મનોજ અશ છે, બ્રહ્મનુ માહાત્મ્ય છે અવિકૃત અવ્યય વિકાર રહિત બ્રહ્માનીજ આ સર્વ નામરૂપાત્મક લીલા છે પદાર્થ માત્ર અવિકારિ બ્રહ્મનાજ રૂપાતર છે એમ સર્વત્ર બ્રહ્મના અશરૂપે કરીને બ્રહ્મબુધ્ધિ રાખવી એ જ્ઞાન સાત્વિક છે એ સાત્વિકજ્ઞાન જ પરમ પુરૂષાર્થ સિધ્ધ કરવામા ઉપયુક્ત છે એ સાત્વિક જ્ઞાન એટલુ બધુ સુદુર્લભ છે કે શ્રીકૃષ્ણ ગીતામા સ્પષ્ટ આજ્ઞા કરે છે કે,

बहूना जन्मनामते ज्ञानवान्मा प्रपद्यते ।

અનેક જન્મને અતે આવુ સાત્વિક જ્ઞાન પ્રાપ્ત કરી તે સાત્વિક જ્ઞાની મા પ્રપદ્યતે મારે શરણે આવે છે વૈષ્ણવો શુદ્ધ નિર્દોષ સાત્વિક જ્ઞાન તે એજ કે જેવડે બ્રહ્મના માહાત્મ્યનું જ્ઞાન થઈ બ્રહ્મને શરણે જ્ઞાની આવે છે હુ સાક્ષાત્ બ્રહ્મ છુ મારા વિના અધિક કોઈ બ્રહ્મ જ નથી, એ મિથ્યા જ્ઞાન તામસ છે

આપે જોયુ હશે કે વૈદિક માર્ગમા કર્મ-જ્ઞાન અને ભક્તિ એમ ત્રણ માર્ગ છે વૈદિક કર્મ માર્ગમા સકામ બુદ્ધિ પરમ દુસગ છે અને વૈદિક જ્ઞાન માર્ગમા તામસ જ્ઞાન અને રાજસ જ્ઞાન દુસગ છે હવે વૈદિક ભક્તિ માર્ગમા કેવા કેવા દુસગ આવે છે તેનો વિચાર કરીએ

એક જ સર્વ ભવનસમર્થ પ્રભુની અનેક શક્તિ છે તે શક્તિઓમા જ્ઞાન અને ક્રિયા એ શક્તિ મુખ્ય છે ક્રિયાશક્તિવડે જે માર્ગમા જીવનુ કલ્યાણ થાય છે તે માર્ગ વૈદિક કર્મ માર્ગ કહેવાય છે ભગવાનની બીજી મુખ્ય શક્તિ જ્ઞાનશક્તિ

છે. એ જ્ઞાનશક્તિથી જે માર્ગના જીવનુ કલ્યાણ થાય તે માર્ગ વૈદિક જ્ઞાનમાર્ગ કહેવાય છે જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ વિશિષ્ટ ભગવાન્-ધર્મી-જે માર્ગમા જીવોનુ કલ્યાણ સાધન ક્રમથી કરે છે તે માર્ગ વૈદિક ભક્તિ માર્ગ કહેવાય છે વૈદિક ભક્તિ માર્ગમા ભગવત્પ્રાપ્તિમા કેટલાક બાહ્ય અને આંતર પ્રતિબંધ આવે છે તે સર્વ દુ સંગરૂપ છે માટે તે બાહ્ય અને આંતર બન્ને દુ સંગનો વૈદિક ભક્તિ માર્ગમા સર્વથા ત્યાગ કરવો પ્રભુના શ્રવણાદિ કરવામા જે જે પ્રતિબંધ આવે તે સર્વને દુ સંગ માની તેમનો પરિત્યાગ કરવો

વૈષ્ણવો! આપે જોયુ હશે કે લૌકિક કે પ્રવાહી માર્ગ તો સાક્ષાત્ દુ:સંગરૂપ છે એટલે તે માર્ગમાં તો કોઈ પણ રીતે પરમ પુરુષાર્થ જ સિદ્ધ થતો જ નથી વૈદિક માર્ગનુ અવલંબન કરવાથી વૈદિક રીતિએ પરમ પુરુષાર્થ સિદ્ધ થાય છે. તે વૈદિક માર્ગમા પણ કર્મ માર્ગમા સકામતા દુ:સંગ છે જ્ઞાન માર્ગમા રાજસ અને તામસ જ્ઞાન દુ સંગ છે અને વૈદિક ભક્તિ માર્ગમાં શ્રવણાદિ સાધન કરવામાં જે બાહ્ય અને આંતર પ્રતિબંધ આવે છે તે દુ સંગ છે તે સર્વનો ત્યાગ કરી, દુ સંગનો પરિત્યાગ કરી, ભગવદ્વાણીમાથી પ્રકટ થયેલા દૈવી જીવો ભગવન્નિ:શ્વાસરૂપ વેદ માર્ગનો અંગીકાર કરી મુક્ત થઈ જાય છે. વૈદિક મર્યાદા માર્ગના કર્મ, જ્ઞાન અને ભક્તિ ત્રણે માર્ગમા જે જે પ્રતિબંધ આવે છે, જે દુ સંગ પ્રાપ્ત થાય છે, તે સર્વ પ્રકાર નિરૂપણ કર્યો પ્રાચીન સનાતન વૈદિક કર્મ-જ્ઞાન અને ભક્તિ માર્ગ લુપ્ત થઈ ગયા હતા તે સર્વ કર્મ-જ્ઞાન ભક્તિ માર્ગને શુદ્ધ કરી પ્રાચીન વૈદિક કર્મ-જ્ઞાન અને ભક્તિ માર્ગ પ્રકટ કરનાર શ્રીમદાચાર્યજી વૈદિક મર્યાદા માર્ગના પણ આચાર્ય છે જે દૈવી જીવો ભગવદ્વાણીમાથી પ્રકટ થયા છે તે દૈવી જીવનો ઉદ્ધાર ભગવદ્વાણીમાથી જ થવો જોઈએ. માટે એવા દૈવી જીવોને માટે વૈદિક કર્મ-જ્ઞાન અને ભક્તિ માર્ગને નિષ્કંટક કરી, શુદ્ધ, સનાતન વૈદિક કર્મ-જ્ઞાન-ભક્તિ માર્ગ પ્રકાશ કર્યો એ ત્રણે વૈદિક માર્ગમા કેવા કેવા પ્રતિબંધ આવે છે તે પ્રકાર પણ નિરૂપણ થયો.

હવે જે સામાન્ય દૈવી જીવ નથી પણ દૈવી જીવમા પણ શિરોમણિ છે એવા દૈવશિરોમણિ જીવ, જે ભગવાનની વાણીમાત્રમાથી પ્રકટ થયા નથી પણ જે સાક્ષાત્ ભગવાનના શ્રી અંગમાથી, સાક્ષાત્ ભગવાનના પરમાનંદ રસાત્મક સ્વરૂપમાથી ભૂતલપર વ્યુચ્ચરણ પામ્યા છે, એવા દૈવશિરોમણિ ઉત્કૃષ્ટોત્કૃષ્ટ ઉત્તમોત્તમ પુષ્ટિ જીવ સંબંધી વિચાર કરીએ. એ પુષ્ટિમાર્ગીય સર્વ જીવ ભગ-

વાનના સાક્ષાત શ્રી અંગમાથી પ્રકટ થયા છે એમા જરા પણ સદેહ નથી કારણ શ્રુતિજ સ્વત નિરૂપણ કરે છે કે यमेवैष वृणुते तेनैव लभ्य स्तस्यैष आत्मा वृणुते तनू स्वाम् ॥ એ આનદાત્મક પરમાનદરૂપ પરમરસરૂપ પુરૂષોત્તમ જે જીવનુ વરણ કરે છે, અગીકાર કરે છે, તે વૃત અગીકૃત જીવને જ એ સ્વરૂપ પુરૂષોત્તમની પ્રાપ્તિ થાય છે એ જીવ સાક્ષાત્ ભગવાનનુ તનુ છે, અગ છે, માટે જ, પ્રભુ એનું વરણ કરે છે, એનો અગીકાર કરે છે એ અગરૂપ પરમ દૈવિશિરોમણિ પુષ્ટિ ભક્તને જ વાસ્તે સાક્ષાત્ પરિપૂર્ણ પ્રભુ ભૂતલપર પ્રકટ થઇ પોતાના રસરૂપ રસાત્મક રસઘન રસપ્રચુર પરમાનદરૂપ સ્વરૂપવડેજ પરમ પુરૂષાર્થ સિધ્ધ કરી આપે છે મર્યાદિક વૈદિક માર્ગમા સાધનદ્વારા પ્રભુ કલ્યાણ કરે છે પરતુ આ અલૌકિક અપ્રાકૃત ઉત્ત મોત્તમ ઉત્કૃષ્ટોત્કૃષ્ટ પરમદિવ્ય પુષ્ટિમાર્ગમા સર્વસાધનનો પરિત્યાગ કરી અત્યત નિ સાધન જીવ પ્રભુને શરણે આવી અનન્ય ભગવદાશ્રયજ કરે છે એવા વિરલ અનન્ય ભગવદાશ્રિત દૈવિશિરોમણિ પુષ્ટિભકતનુ કલ્યાણ, પરમચતુર પ્રભુ વૈદિક સાધનની અપેક્ષા રાખ્યા વિના સાક્ષાત્ ભગવદ્બલથીજ કરે છે વૈદિકભકિત માર્ગમા સાધનની આવશ્યકતા રહે છે પણ સ્વતત્ર પુષ્ટિભકિત માર્ગમા ભગવદાશ્રય વિના, સાક્ષાદ્ ભગવાન્ વિના, બીજા કશાની જરૂર નથી સ્વતત્ર નિરપેક્ષ પુષ્ટિસ્થ પુરૂષોત્તમમા શુ સામર્થ્ય નથી કે જીવના સાધનની અપેક્ષા પ્રભુ રાખે? વૈદિક ભકિતમાર્ગમા જીવનો પરમ પુરૂષાર્થ વેદદ્વારા પ્રભુ સિધ્ધ કરે છે, પરતુ સ્વતત્ર પુષ્ટિ ભકિતમાર્ગમા પ્રભુ સાધનદ્વારા પુરૂષાર્થ સિધ્ધ કરતા નથી પણ સાક્ષાતજ કરે છે જે માર્ગમા કોઇ પણ સાધનની અપેક્ષા રાખ્યા વિના સર્વ-ભવનસમર્થ પરિપૂર્ણ પ્રભુ શરણે આવેલા અનન્ય ભકતનુ કલ્યાણ સાક્ષાત્ પ્રત્યક્ષ કરે છે તે માર્ગનુ નામ પુષ્ટિ માર્ગ કહેવાય છે માટેજ શ્રીહરિરાયજી પુષ્ટિમાર્ગલક્ષણ નામના ગ્રથમા પ્રથમ શ્લોકમા આજ્ઞા કરે છે કે,

सर्वसाधनराहित्य फलाप्तौ यत्र साधनम् ॥

પુષ્ટિમાર્ગમા પરમ સાધન એજ છે કે સાધનમાત્રથી રહિત થવુ, સાધન માત્રનો પરિત્યાગ કરવો, નિરતર પ્રભુનુ શરણ રાખવુ, પ્રભુનો આશ્રય રાખવો.

વૈષ્ણવો, આવા સર્વવિશિષ્ટ પુષ્ટિમાર્ગમા જ્યારે નિ સાધનતા પરમ સાધન છે ત્યારે ત્યા ભગવાનપર પ્રભુપર કર્તુ અકર્તુ અન્યથાકર્તુ ઇશ્વરપર, પુરૂષોત્તમપર, વિશ્વાસ ન રાખી ભગવાનપર વિશ્વાસ ન્યૂન કરી, પૂર્ણભગવદ્વ્યતિરિક્ત વિભૂ-

ત્યાદિની ઉપાસના કરવી, એજ પરમ દુસગ છે, એ દુ અગમાથી ભક્તોને બચાવવા માટે શ્રીમદ્વલ્લભાચાર્યજી વિવેકધૈર્યાશ્રય ગ્રથમાં પ્રથમજ શ્લોકમા સ્પષ્ટ આજ્ઞા કરે છે કે,

विवेकस्तु हरि सर्वं निजेच्छात करिष्यति ।

સર્વ જીવમાત્રના અને વિશેષે કરીને ભગવદાશ્રિત ભક્તના સર્વ દુ ખમાત્ર હરણ કરનાર હરિ સર્વ નિજેચ્છાથીજ કરે છે એનુ નામ વિવેક આ વિવેકમાથી ભ્રષ્ટ કરાવનાર અન્યોપાસના અન્યાશ્રયજ પરમ દુ સગ છે માટેજ શ્રી ગુસાઇજી આજ્ઞા કરે છે કે

अन्यसबधगधोऽपि कधरामेव बाधते

અર્થાત્ રસાત્મક પરમાનન્દ સ્વરૂપ વિના બીજા કોઇનો પણ લેશ માત્ર સબધ તો શુ પણ સબધની ગ ધ લાગી જાય તો તે સબધની ગધમાત્રથી ગલુ કપાવાનો સમય આવી જાય છે માટે, વૈષ્ણવો ! ભગવદાશ્રય રાખી અન્યાશ્રયરૂપ પરમ દુ સગથી મુક્ત થઇ જાઓ ગમે તેવુ આધિભૌતિક, આધ્યાત્મિક આધિદૈવિક કષ્ટ આવે તો વિવેક રાખો, ધૈર્ય રાખો, આશ્રય રાખો, પ્રભુનુ શરણુ રાખો પુષ્ટિમાર્ગમા ઘણા પાખડી ઉત્પન્ન થશે એમ સર્વજ્ઞ શ્રીમદાચાર્યજીને વિદિતજ હતુ માટે શ્રીકૃષ્ણાશ્રયમા સ્પષ્ટ કહ્યુ છે કે पापडप्रचुरे लोके कृष्ण एव गतिर्मम જગત્ માત્ર પાખડવ્યાપ્ત થઇ ગયુ છે માટે શ્રીકૃષ્ણ વિના બીજુ કોણ શરણુ થઇ શકે ? એજ સ્તોત્રમા આગળ એવી આજ્ઞા કરી છે કે लाभपूजार्थयत्नेषु कृष्ण एव गतिर्मम "કેટલાક લાભ વાસ્તે, કેટલાક પ્રતિષ્ઠાદિ વાસ્તે, કેટલાક દ્રવ્યાદિ અર્થ સિદ્ધ કરવા વાસ્તે પ્રયત્ન કરે છે એવી સ્થિતિમા સર્વદા શ્રીકૃષ્ણજ મારો આશ્રયરૂપ થાઓ"

વૈષ્ણવો, ચાતક વ્રત ધારણ કરો, ચાતકને સામાન્ય જલ લેશ માત્ર ઉપયોગમા આવતુ નથી સર્વત્ર જલાશય પરિપૂર્ણ હોય છે તો પણ ચાતક તે જલાશયમાથી બિંદુમાત્ર પણ ગ્રહણ કરતુ નથી પરતુ સ્વાતિમા, શુભ મુહુર્તમા, સુદર નવ ઘન જે વૃષ્ટિ કરે છે તે પ્રાપ્ત કરવાની પ્રચુર ઉત્કટ આકાક્ષામા આર્તિમા પોતાના દિવસ વ્યતીત કરે છે ગમે તેનો ઉપદેશ સાભળી આવ્યા માટે તેથી પુષ્ટિમાર્ગનુ ફળ પ્રાપ્ત થાય એમ ભ્રાંતિ હોય તો તે કાઢી નાખજો ચાતકને નવ ઘનના સુદર જલ વિના સર્વ નિરર્થક છે, તેમજ પુષ્ટિમાર્ગસ્થ ભગવદીયને પ્રાવાહિક માર્યાદિક ઉપદેશ માત્ર દુ સગરૂપ છે તે દુ સ

ગમાથી મુકત થઇ, પ્રાવાહિક માર્યાદિક ઉપદેશની ઉપેક્ષા કરી, તેમા પણ સકામ, રાજસ-તામસ, અન્યાસક્તિ પ્રકટ કરાવનાર અસત્ય ઉપદેશની વિશેષ ઉપેક્ષા કરી, પુષ્ટિમાર્ગીય ગુરુના, શ્રીમદાચાર્યજીએ નિરૂપણ કરેલા દભ આદિ દોષ રહિત ગુરુના, તથા તેમના કૃપાપાત્ર સદ્વૈષ્ણવના કામ-ક્રોધ- લોભ, મોહ-મદ-મત્સર આદિ દોષથી રહિત નિ સ્વાર્થ ભક્તના જ ઉપદેશ શ્રવણ કરવા. બીજા પ્રાકૃત રાજસ તામસ ઉપદેશ શ્રવણ કરવાથી ચિત્તમા અનેક વિક્ષેપ પ્રકટ થતા, પ્રભુ પ્રાપ્તિ રૂપ ફળમા વિલબ થાય છે માટે જ શ્રીમદાચાર્યજીએ જલભેદ નામના ગ્રન્થમા સ્પષ્ટ આજ્ઞા કરી છે કે

सर्वानेव गुणान्विष्णो र्वर्णयन्ति विचक्षणा

तेऽमृतोदा समाख्यातास्तद्वाक्पान सुदुर्लभम् ॥

જે ભગવદીય નિરતર સર્વ વ્યાપક બાહ્યાભ્યતર રસાવિષ્ટ ભક્તિરસમકરન્દ પ્રચુર પ્રભુના જ સર્વ ગુણ ગાય છે તે અત્યત વિચક્ષણ કહેવાય છે ૨૦ પ્રકારના જલમા જેમ અમૃતોદક શ્રેષ્ઠ કહેવાય છે તેમ તેવા ભગવદીયના ઉપદેશ અમૃતોદક હોવાથી શ્રેષ્ઠ કહેવાય છે જેમ અમૃતની વૃષ્ટિ સદાસર્વદા થતી નથી પણ કવચિત્જ થાય છે તેમ તે વચનામૃત પાન અત્યત દુર્લભ છે

પરમ ભાગ્યવાન્ વૈષ્ણવો, આપ સર્વે શ્રીકૃષ્ણના અધરામૃતના અધિકારી છો, એ અધરામૃતરૂપ ફળ પ્રાપ્તિમા જે ઉપદેશ ઉપયોગી થઈ પડે એવા વિરળ અમૃતરૂપ ઉપદેશનુ જ શ્રવણ કરવાની મતિ આપ સર્વને દાન કરે, પ્રાવાહિક માર્યાદિક દુ સગમાત્રથી પ્રભુ આપના પ્રમેય બળવી આપ સર્વ નિ સાધન જીવનુ રક્ષણ કરે, અને સત્વર ફળ પ્રાપ્તિમાં વિલમ્બ દૂર કરી શ્રીકૃષ્ણાધરામૃતનુ કૃપા કરી આપ સર્વેને પાન કરાવી દે એમ અત કરણપૂર્વક પ્રભુચરણ સમીપ પ્રાર્થના કરી આજનુ નિરૂપણ હમે સમાપ્ત કરીએ છીએ



# પંડિત શ્રી ગટ્ટૂલાલજી ધર્મપુસ્તકાલયમાં મળતાં ધર્મ સંબંધી પુસ્તકોની યાદી.

| સંસ્કૃત. | ન્યોછાવર. | ટપાલ ખર્ચ. |
|---|---|---|
| સપ્રકાશ તત્ત્વાર્થદીપનિબંધ સંપૂર્ણ (શ્રીમદ્વલ્લભાચાર્યજી કૃત) | ૪-૦-૦ | ૦-૪-૬ |
| પ્રાભંજન (કોટાવાળા ગોસ્વામી શ્રી કનૈયાલાલજી મહારાજ કૃત) | ૩-૦-૦ | ૦-૩-૬ |
| મારુતશક્તિ (પ્રાભંજનની ટીકા પંડિત શ્રી ગટ્ટૂલાલજી કૃત) | ૫-૦-૦ | ૦-૫-૦ |
| વિષ્ણુસહસ્રનામ મૂળ રેશમી પૂઠું | ૦-૨-૦ | ૦-૦-૬ |
| 〃 〃 સાદું પૂઠું | ૦-૧-૬ | ૦-૦-૬ |
| 〃 〃 કેવળ કાગળનું પૂઠું | ૦-૧-૦ | ૦-૦-૬ |
| શ્રીમદ્ભગવદ્ગીતા (બાલબોધની ટીકા) | ૧-૦-૦ | ૦-૨-૦ |
| 〃 (તત્ત્વદીપિકા ટીકા વૈષ્ણવ સાંપ્રદાયિકા) | ૦-૮-૦ | ૦-૧-૦ |
| 〃 પદ્ય રત્ન મૂળ | ૧-૦-૦ | ૦-૧-૦ |
| 〃 મૂળ ગૂજરાતી લિપિમાં મોટા અક્ષરો | ૦-૩-૦ | ૦-૧-૦ |
| **ગૂજરાતી.** | | |
| આર્ય સમુદાય (શ્રી ગટ્ટૂલાલજી કૃત માસિકનો સંગ્રહ)... | ૫-૦-૦ | ૦-૪-૦ |
| દશાવતાર સ્તોત્ર (સટીક) | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ધર્મબોધ (શ્રી ગટ્ટૂલાલજી કૃત) | ૦-૧૦-૦ | ૦-૦-૬ |
| પ્રહ્લાદાખ્યાન (કવિ ભાણદાસ કૃત) | ૦-૧-૦ | ૦-૧-૦ |
| શ્રીમદ્વલ્લભાચાર્યજી જીવન ચરિત્ર | ૦-૪-૦ | ૦-૦-૦ |
| વૈષ્ણવગુરુધર્મ દર્પણ (રામદાસ કાશીદાસ મોદીકૃત) | ૦-૬-૦ | ૦-૦-૬ |
| વૈષ્ણવોપદેશ (શ્રીનાથજીના ટીકાયત શ્રી ગોવર્ધનલાલજી કૃત) | ૦-૨-૦ | ૦-૦-૧ |
| શ્રીમદ્ ભાગવત (પ્રેમાનંદ કૃત કવિતા) | ૫-૦-૦ | ૦-૮-૦ |
| 〃 ભાષાન્તર ગુજરાતી પ્રેસનું નવું | ૪-૮-૦ | ૦-૮-૦ |
| 〃 〃 〃 〃 | ૨-૮-૦ | ૦-૬-[illegible] |
| શ્રીમદ્ ભગવદ્ગીતા ભાષાન્તર | ૦-૨-૦ | ૦-૦-૬ |
| **સંસ્કૃત ગુજરાતી.** | | |
| શ્રીમદ્ભાગવત (આનંદબોધિની ટીકા સાથે) | ૬-૦-૦ | ૦-૮-૦ |
| શ્રીમદ્ભગવદ્ગીતા (સુબોધિની ટીકા સાથે.) | ૦-૮-૦ | ૦-૧-૦ |
| 〃 (સમશ્લોકી શ્રી ગટ્ટૂલાલજી કૃત) | ૧-૦-૦ | ૦-૧-૬ |
| શ્રીકૃષ્ણોપનિષદ્ સટીક | ૦-૪-૦ | ૦-૦-૬ |
| ધર્મપટ અંક ૧, ૨ | ૦-૦-૬ | ૦-૦-૬ |
| દ્રવ્યશુદ્ધિ (ગોસ્વામિ શ્રી પુરુષોત્તમજી મહારાજ કૃત) | ૧-૮-૦ | ૦-૨-૦ |
| આમ્નાયનિર્ણય (શ્રીનિર્ભયરામ ભટ્ટ કૃત) | ૦-૮-૦ | ૦-૧-૦ |
| ષોડશગ્રંથ (શ્રીમદ્વલ્લભાચાર્યજી કૃત) | ૦-૧૨-૦ | ૦-૧-૦ |
| 〃 (પદચ્છેદ, અન્વય અને ટીકા સાથે) | ૨-૦-૦ | ૦-૨-૦ |

ધર્મ પુસ્તકાલય,
ભુલેશ્વર-મુંબઈ.

અંબાશંકર નારણજી શાસ્ત્રી.
લાયબ્રેરીયન ધર્મ પુસ્તકાલય

| | | |
|---|---|---|
| ગણેશ સહસ્ર નામાવલિ ( સં ) | ૦—૧—૬ | ૦—૦—૬ |
| ગાયત્રીભાષ્ય ( સ ગૂ ) શ્રીમદ્વલ્લભાચાર્યજીકૃત | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ગીતા ગૂજરાતી ભાષાંતર ... ... ... | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ગૂજરાતી શુદ્ધાક્ષરોની પટ ( ગૂજરાતી ) | ૦—૮—૦ | ૦—૨—૦ |
| ગૂજરાતી ત્રીજી ચોપડી હોપકૃત | ૦—૩—૦ | ૦—૧—૦ |
| „ પાચમી ચોપડી „ | ૦—૬—૦ | ૦—૧—૦ |
| „ છઠ્ઠી ચોપડી „ | ૦—૭—૦ | ૦—૧—૬ |
| „ સાતમી ચોપડી „ | ૦—૯—૦ | ૦—૨—૦ |
| ગૂજરાતી વહેમ ( શા પુરુષોત્તમ કહાનજી ગાંધી ) | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ગોકુલનાથજીના વચનામૃત | ૦—૦—૩ | ૦—૦—૬ |
| ગોદાવરી માહાત્મ્ય ( સિંહસ્થ ) | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ગોપીગીત ( સ. ગૂજરાતી ) | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ઘટખર્પર કાવ્ય ( સ ) પંડિત શ્રી ગટ્ટૂલાલજીકૃત | ૦—૧૦—૦ | ૦—૧—૦ |
| ચંદ્રકાંત ( વાર્તા ) પ્રથમ ભાગ | ૨—૮—૦ | ૦—૩—૦ |
| „ „ બીજો ભાગ | ૨—૮—૦ | ૦—૩—૦ |
| „ „ ત્રીજો ભાગ | ૨—૮—૦ | ૦—૩—૦ |
| ચાણાક્યની ચતુરાઇ ( ગૂ ) „ | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ચોર્યાંસી વૈષ્ણવની વાર્તા ( વ્રજ ) મુંબઇછાપ | ૪—૦—૦ | ૦—૮—૦ |
| જમનાજીના ચાલીસ પદ ( વ્રજ ગૂજરાતી હરફે ) | ૦—૧—૦ | ૦—૦—૬ |
| તત્વદીપનિબંધ ( સપ્રકાશ સ ત્રણે પ્રકરણ ) શ્રીમદ્વલ્લભાચાર્યજીકૃત સંપૂર્ણ | ૪—૦—૦ | ૦—૫—૦ |
| તત્વદીપનિબંધ ( આવર્ણભંગસાથે સ શાસ્ત્રાર્થપ્રકરણ તથા વ્રજ ભાષામાં તાત્પર્ય સાથે | ૨—૦—૦ | ૦—૨—૦ |
| તુકારામ ચરિત્ર ( ગૂજરાતી ) | ૦—૮—૦ | ૦—૧—૦ |
| દત્તાત્રેય સહસ્ર નામાવલિ | ૦—૨—૦ | ૦—૦—૬ |
| દશાવતાર સ્તોત્ર ( પંડિત શ્રીગટ્ટૂલાલજીકૃત ) | ૦—૧—૦ | ૦—૦—૬ |
| દીનદયાળ પંડિતના વ્યાખ્યાનનો સાર | ૦—૦—૩ | ૦—૦—૬ |
| દેવી સહસ્ર નામાવલિ | ૦—૧—૬ | ૦—૦—૬ |
| દૃષ્ટિ સંરક્ષણ ( ડાક્ટર બુસેન ) ગુજરાતી | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ધર્મસિંધુ ( સ ગૂજરાતી ) | ૬—૦—૦ | ૦—૮—૦ |
| દોલોત્સવ શાસ્ત્રાર્થ ( સપ્રમાણ ) વ્રજ | ભેટ | ૦—૦—૬ |
| નિર્ણયસિંધુ ( સ. ગૂજરાતી ) | ૭—૦—૦ | ૦—૧૦—૦ |

| | | |
|---|---|---|
| ધર્મબોધ પંડિત શ્રી ગટ્ટૂલાલજી કૃત | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ધર્મપટ ૧, ૨ ( સત્ય-ધર્મ-સ્વરૂપ ) | ૦—૦—૬ | ૦—૦—૬ |
| નંદદાસકૃત પંચો મંજરી ( મજ ) | ૧—૦—૦ | ૦—૨—૦ |
| નીતિનિદર્શન ( પંડિત શ્રી ગટ્ટૂલાલજીકૃત ) | ૦—૨—૦ | ૦—૦—૬ |
| નીતિની શીખામણો ( શા ચુનીલાલ બાપુજી મોદી કૃત ) | ૦—૨—૦ | ૦—૦—૬ |
| નાટ્યકથારસ ( શેક્સપીયરના નાટકોની વાર્તા ) | ૧—૦—૦ | ૦—૪—૦ |
| પ્રહ્લાદાખ્યાન ( ભાલણદાસકૃત ) ગૂજરાતી | ૦—૧૦—૦ | ૦—૧—૦ |
| પુરુષાર્થ ચિંતામણી ( સં ) | ૨—૦—૦ | ૦—૪—૦ |
| પુરુષોત્તમ સહસ્રનામ ( સં ) શ્રી વલ્લભાચાર્યજી કૃત | ૦—૧—૦ | ૦—૬—૦ |
| પુષ્ટીમાર્ગીય પદસંગ્રહ ભાગ ૧, ૨, ૩ મજ | ૯—૦—૦ | ૧—૦—૦ |
| પ્રભંજન ( સં ) કોટાવાળા શ્રી કનૈયાલાલજી કૃત | ૨—૦—૦ | ૦—૪—૦ |
| બાલમુકુંદ સ્તોત્ર ( સં ) પંડિત શ્રી ગટ્ટૂલાલજી કૃત | ૦—૪—૦ | ૦—૦—૬ |
| બૃહદ્વ્યાસાર લઘુ ૧ ( પંડિત શ્રીગટ્ટૂલાલજીકૃત ) ગૂજરાતી | ૧—૮—૦ | ૦—૦—૨ |
| બૃહત્સ્તોત્ર સરિત્સાગર ભાગ ૧ લો | ૨—૪—૦ | ૦—૩—૦ |
| ,, ભાગ ૨ જો ( શ્રીવલ્લભ સંપ્રદાયસ્તોત્ર સંગ્રહ ) | ૩—૦—૦ | ૦—૪—૦ |
| બાળબોધ મૂળાક્ષરોનો પટ ( દેવનાગરી ) | ૦—૮—૦ | ૦—૨—૦ |
| બાલવાચન ( ગૂજરાતી તથા બાળબોધ ) | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ભુંડુ ચરિત્ર ( પંડિત શ્રીગટ્ટૂલાલજી કૃત ) ગૂ | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ભગવદ્ગીતા ગૂ સુબોધિની ટીકા ચાર ચિત્રોસાથે | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ભગવદ્ગીતા ( સં તત્ત્વ બોધિની ટીકા ) | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ભગવદ્ગીતા ( સં બાલબોધિની ટીકા ) | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ભગવદ્ગીતા ( સં શંકરાનંદી ટીકા ) પોથી | ૫—૦—૦ | ૦—૮—૦ |
| ,, ,, ,, પુસ્તકરૂપે | ૨—૦—૦ | ૦—૪—૦ |
| ,, ગૂજરાતી ટીકા શંકરાનંદી અનુસાર | ૨—૮—૦ | ૦—૪—૦ |
| ભક્તિ પોષણ ( દયારામ કૃત ) ગૂ | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ભગવદ્ગીતા ( મૂળ ગૂજરાતી અક્ષરે ) | ૦—૩—૦ | ૦—૧—૦ |
| ભાગવત ( મૂળ સં ગૂટકો ) | ૧—૪—૦ | ૦—૪—૦ |
| ભાગવત ( પ્રેમાનંદ કૃત કવિતા બદ્ધ ) ગૂ | ૫—૦—૦ | ૦—૮—૦ |
| ભાગવત ( ગૂજરાતી ભાષાંતર ) | ૨—૮—૦ | ૦—૩—૦ |
| મહારાણી વિક્ટોરીઆ ચરિત્ર | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ભારતશક્તિ પ્રભંજન સહિત ( સં ) પં શ્રી ગટ્ટૂલાલજીકૃત | ૫—૦—૦ | ૦—૮—૦ |
| લઘુકૌમુદી ( સં વ્યાકરણ ) | ૦—૩—૦ | ૦—૧—૦ |

| | | |
|---|---|---|
| વલ્લભાચાર્ય ચરિત્ર ( ડા. ગોવર્ધનદાસકૃત ) ગૂ | ૦—૪—૦ | ૦—૧—૦ |
| „ ( રા બ લલ્લુભાઇ પારેખ કૃત ) ગૂ | ૨—૦—૦ | ૦—૪—૦ |
| વલ્લભાખ્યાન બાલબોધ તથા ગુજરાતી દરેકનો | ૦—૮—૦ | ૦—૪—૦ |
| વલ્લભ વિલાસ પ્રથમ ભાગ ( વ્રજભાષા ) | ૦—૧૦—૦ | ૦—૧—૦ |
| વલ્લભસ્તુતિ રત્નાવલી ( સ. ) પંડિત શ્રીગટ્ટુલાલજી કૃત | ૧—૦—૦ | ૦—૨—૦ |
| વિનાયક ( ગણપતિ ) માહાત્મ્ય | ૦—૮—૦ | ૦—૧—૦ |
| વિષ્ણુ સહસ્ર નામાવલિ | ૦—૧—૩ | ૦—૦—૬ |
| વેદાંત ચિંતામણી ( સ ) પંડિત શ્રીગટ્ટુલાલજી કૃત | ૦—૮—૦ | ૦—૧—૦ |
| વૈશ્યવંશ ધ્યા ... . ... . . ... | ભેટ | ૦—૦—૬ |
| વૈષ્ણવોપદેશ ( શ્રીગોવર્ધનલાલજી ટીકાયત કૃત ) | ૦—૨—૦ | ૦—૦—૬ |
| વૈષ્ણવ વિદ્યા ... ... . . . . | ૦—૦—૩ | ૦—૦—૬ |
| વૈષ્ણવ ગુરુધર્મ કર્મ ( રા રામદાસ મોદી કૃત ) | ૦—૬—૦ | ૦—૧—૦ |
| વૈષ્ણવી પંચાંગ ગૂજરાતી ( કાર્તિકી ) | ૦—૦—૩ | ૦—૦—૬ |
| શિક્ષાપત્ર ( સંસ્કૃત તથા વ્રજ ) શ્રીહરિરાયજી કૃત... | ૩—૦—૦ | ૦—૩—૦ |
| શુક્લ યજુર્વેદ માધ્યંદિન સંહિતા | ૨—૦—૦ | ૦—૬—૦ |
| ષોડશ ગ્રંથ ( શ્રી વલ્લભાચાર્યજી કૃત ) સ. ગૂ ... | ૦—૧૨—૦ | ૦—૨—૦ |
| „ પદચ્છેદ અન્વય ટીકા સાથે „ ... | ૨—૦—૦ | ૦—૩—૦ |
| સંપ્રદાય સ્વરૂપ ( પંડિત શ્રીગટ્ટુલાલજી કૃત ) . . | ૦—૪—૦ | ૦—૦—૬ |
| સમસ્યાકવિતા સંગ્રહ | ૦—૨—૦ | ૦—૦—૬ |
| સર્વોત્તમ સ્તોત્ર ( શ્રી ગુસાંઈજીકૃત ) | ૦—૧—૦ | ૦—૦—૬ |
| સમશ્લોકી ભગવદ્ગીતા ( પંડિત શ્રી ગટ્ટુલાલજી ) | ૧—૦—૦ | ૦—૧—૬ |
| સાહિત્યસાર ( સ સટીક અચ્યુતરાયકૃત ) | ૨—૮—૦ | ૦—૪—૦ |
| સુમનોવિનોદ ( ગદ્યપદ્ય મહંત્ત્વનૂ લેખો ) ... | ૧—૦—૦ | ૦—૧—૬ |
| સુન્દરી ગુણમંદિર ( મહાસુખરામકૃત ) | ૦—૧૦—૦ | ૦—૩—૦ |
| સુખસાધક ( રા રામદાસ મોદી કૃત ) .. | ૦—૪—૦ | ૦—૦—૬ |
| સ્નેહલીલા ( વ્રજભાષા અક્ષર ગૂજરાતી ) . . | ૦—૧—૦ | ૦—૦—૬ |
| સિદ્ધાંત માર્તંડ ( સ ) પંડિત શ્રી ગટ્ટુલાલજી કૃત | ૧—૦—૦ | ૦—૪—૦ |
| હૃદયામૃતસાર ( પંડિત શ્રીગટ્ટુલાલજી કૃત ) ગૂ ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ક્ષાત્રજન સંધ્યા | ૦—૦—૬ | ૦—૦—૬ |

ધર્મપુસ્તકાલય
ભુલેશ્વર મુંબાઈ.

વ્યવસ્થાપક.